# ખાંડાની ધાર

લેખક
રામનારાયણ ના૦ પાઠક

પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

૧૯૩૭ અઢી રૂપિયા

# પ્રસ્તાવના

વર્ષો પહેલાં શ્રી રામભાઈએ આ સામાજિક નવલકથા લખેલી અને મને વંચાવેલી. મેં તે વખતે તેમને કહ્યું હતું કે હજી ભાવના અને વિચારની જરા પરિપકવતાની જરૂર છે. તે વખતે જ તેમણે તે છપાવીને ગૂજરાતમાં વહેતી મૂકવાની ઉતાવળ ન કરી અને આજે લગભગ દશ વર્ષ પછી તેઓ તે બહાર પાડે છે તે જોતાં આનંદ થાય છે. લેખકને પોતાની કૃતિ એટલી ધીરજથી સંઘરી રાખી, તેના ઉપર નવો ઓપ ચડાવી પકવ દશામાં તે જગત આગળ ધરવાની ખામોશ ભાગ્યે જ હોય છે.

શ્રી રામભાઈની જુસ્સાદાર ને વહેતી કલમથી ગૂજરાત સુપરિચિત છે જ. તેમનો ઉત્કટ રાષ્ટ્રપ્રેમ ને દેશદાઝ પણ તેમનાં લખાણમાં ઠેરઠેર હમેશ દેખાય છે. તેઓ નાનાં બાળકો માટે લખે તો પણ 'છેટાં રહેજો માબાપ' જેવી જ ચોપડી લખશે, એ તેમના લખાણની વિશેષતા આ પુસ્તકમાં યે દેખાય છે. સીતાની બધી પ્રવૃત્તિઓ તેમની રાષ્ટ્રભાવનામાંથી જન્મેલી છે. સીતાના પિતાનું અત્યંત મીઠું ને હૃદયસ્પર્શી ચિત્ર પણ તેમના રાષ્ટ્રપ્રેમને જ આભારી છે.

પરંતુ રાષ્ટ્રીય દૃષ્ટિએ જીવન જીવવું ને સામાજિક પ્રવૃત્તિઓ કરવી એ આ કથાનું હાર્દ નથી. એ તો રામભાઈ જેવા સેવારત કાર્યકર્તા લખે એટલે ઝૂંપડામાં જઈ સાફસૂફી કરવાની, કે પેટીરેંટિયો લઈ કાંતવાની, કે રશિયાની ફિલસૂફીની તેમજ છોકરાંઓને વાર્તા કહેવાની વગેરે વાતો સહેજે અંદર ગુંથાઈ જ જાય છે.

આ નવલકથામાં મુખ્ય તો જુવાન હૃદયોનાં આકર્ષણો, સીધું ને સરળ જીવન જીવવાની અણઆવડત, મોહને વશ થવાની તેમની ઉત્સુકતા વગેરે વાતો છે. એકંદરે જુવાનીની મૂર્ખાઈઓ

અને તેને લીધે આખું જીવન કેમ ખુવાર થઈ જાય છે તે બતાવવાનો આ એક સફળ પ્રયત્ન છે.

જુવાનો, ઈંદુ બળવંત કેતકર યમુ વગેરેની જેમ અંગાર સાથે ખેલ ખેલવા જાય છે; અને પરિણામે બધું જ ખોઈ બેસે છે; જીવનની મીઠાશ ખુવે છે; જીવનની અદ્દ્ભુતતા અને મહત્તાનો અનુભવ તો મેળવી જ શકતાં નથી. માત્ર પોકળ ભાવના–વિવશતામાં તરફડિયાં મારવા સિવાય તેમને ભાગે બીજું કશું જ રહેતું નથી.

મનના પાવિત્ર્યનો અને અનન્ય પ્રેમનો ઉચ્ચ આદર્શ આપણા જીવનમાંથી ખસતો જાય છે. ખાસ કરી ઉચ્ચ શિક્ષણ પામતાં સ્ત્રીપુરુષોમાં જ એ જાતનું સ્ખલન વધારે દેખાય છે. તે તેમની નજરે લાવી આપવાનું કાર્ય નવલકથાકારોએ કરવું જ જોઈએ. ખાસ કરી ઇન્દુ અને કેતકરના સ્વભાવનાં જુવાનિયાં સમાજને ભયપ્રદ છે. કારણ તેઓ પોતે બુદ્ધિશાળી હોય છે, તેમનાંમાં અમુક પ્રકારની વિશેષ આકર્ષકતા હોય છે, તેઓ સમાજ ઉપર તરત સારી એવી છાપ પાડી શકે છે. તેથી ઇન્દુ કે કેતકરની મનોરચના ચેપી થઈ ફેલાઈ જતાં વાર નહિ લાગે. અને તેમ થાય તો સમાજ મૂળમાંથી ખવાઈ જાય. તેમનાંથી જુદી જાતનો સીતા, સુશીલા, મેના, લીલા, હરિભાઉ જેવો જુવાનવર્ગ કથાનકમાં મળી આવે છે તેમ સમાજમાં યે હોય તો જ સમાજનું સમતોલપણું સચવાશે. છતાં ઇન્દુ ને કેતકર જેવાથી તો સમાજે ચેતતા જ રહેવાનું છે.

કાળ ફરે છે. મનુષ્યનો અનુભવ વધતો જાય છે. નવા નવા પ્રયોગો કરવાની મનુષ્યની દુર્દમ્ય ઇચ્છા કયાં યે થોભતી નથી. બીજું, એકવાર સ્થપાએલી સંસ્થા એના એ જ રૂપમાં આદિથી અંત સુધી ચાલ્યા કરે એ પણ અસંભવિત અને અનિષ્ટ જ છે.

તેમજ તેના પર ચડેલી ધૂળ અને બાવાં ખંખેરવાં પડે, ને કેટલો-એક ભાગ તોડી નવો પણ રચવો પડે. એ દૃષ્ટિએ લગ્નજીવન વિષે ઘણા અવનવા વિચારો વિચારાશે, ઘણા નવા નવા પ્રયોગો થશે, ને અનેકઘણી વ્યક્તિઓ ને તેમનાં જીવન આવા પ્રયોગોમાં હોમાશે. એ બધાંની 'ના' નહિ, એટલું જ નહિ પણ આતું બધું તો માનવ-પ્રગતિ માટે જરૂરનું જ છે.

પણ ઇન્દુનું ને કેતકરનું માનસ જુદી જાતનું છે. તેમનામાંથી એકેય સમાજનો વિચાર કરતું નથી, પણ પોતાના સ્વાર્થનો જ વિચાર કરે છે. તેમજ પોતા પૂરતો વિચાર પણ કોઈ સિદ્ધાન્ત ઉપર રચાએલ હોતો નથી. તેઓ સ્વાર્થથી પ્રેરાય છે ને ભાવના–વેગથી તણાય છે. તેમાં બીજાંનાં સુખદુઃખનો વિચાર નથી; પોતાની ફરજનો વિચાર નથી; જવાબદારીનો ખ્યાલ નથી. કેતકરને સુશીલાએ જાગૃત કરવાનો પ્રયત્ન કર્યો છતાં તેનામાં સદસદ્‌વિવેક જાગ્યો નહિ. ઇન્દુ બીજાની સાથે પરણવાની છે એ જાણ્યું અને તેણે લખ્યું હતું માટે તે સીતા સાથે પરણવા તૈયાર થયો. પહેલેથી જ એને ખબર હતી કે સીતા પોતાને ગમે તે જાતની છોકરી નથી છતાં પૈસાની ખાતર તેની સાથે વેવિશાળ કરે છે ને તેના પિતાના લોહીના પૈસાથી વિલાયત આઈ.સી.એસ. થવા જાય છે; ત્યાં જ તેની લાગણીશૂન્ય સ્વાર્થવૃત્તિ સ્પષ્ટ થાય છે, તે જ છેક છેલ્લે સુધી દેખાયા કરે છે. યમૂ તેને ચોખ્ખું સંભળાવી દે છે કે "હટ્ સ્વાર્થી! એક ફૂલ પરથી બીજે ફૂલ રસચૂસતા ભમરા માફક ભમ્યા કરનાર તમારા જેવા પુરુષોને પાછળનાની દરકાર છે જ નહિ."

તેને જ બરાબર છાજે તેવો ઇન્દુનો સ્વભાવ. પોતે બળવંત ઉપર આફ્રીન છે ને તેને વશ કરવાના બધા પ્રયત્નો કર્યા કરે છે. પોતાનું મન ચોખ્ખું જાણે છે ત્યારે પણ કેતકર સાથે દાર્જિલિંગની મુસાફરી ગોઠવે છે, 'My Sweetest Heart' કરીને તેને કાગળો

લખે છે, ત્યાં જ તેનું બેજવાબદાર ને બેવફા મન દેખાઈ આવે છે. તેની હૃદયશૂન્યતા એટલી કે સીતાની સાથે કેતકરનું વેશવાળ થએલું જાણતી હતી અને પોતે બળવંતની સાથે જ પરણવાનું નક્કી કર્યું હતું છતાં કેતકર વિલાયત જવા ઊપડયો ત્યારે તેને વળાવવા જવા માટે અમુક જ સાડી પહેરીને જવાની તેને અનિવાર્ય ઇચ્છા થઈ, ને પોતાની પાસે પૈસા ન હતા તો ખોટાં બાનાં બતાવી બળવંત પાસેથી પૈસા ઉછીના લઈ સાડી ખરીદી આવી. કૉલેજમાં ભણનારી છોકરીની આ મનોદશા!

સીતાનું ચિત્ર એટલે લેખકે એક આદર્શ આર્ય સ્ત્રીનું ચિત્ર કલ્પ્યું છે. આર્ય સ્ત્રીનું સૌજન્યભર્યું ચિત્ર છતાં તે એક તેજસ્વી બાઈનું ચિત્ર છે. તેની આગળ કર્તવ્યદૃષ્ટિ સ્પષ્ટ છે. પત્નીપદે હતી ત્યારે કેતકરનું ઈન્દુ સાથેનું વર્તન તેણે સહન ન કર્યું. પણ પત્નીપદ છોડયા પછી તે જાગૃત છે. જુઓ તેના શબ્દો : "અત્યારે લાગ જોઈને કેતકર સાથે રહેવાની ઊંડે ઊંડે છુપાએલી ઈચ્છા મારા મનનો કબજો લેવા ધસી આવે તો પણ હું એને વશ ન થાઉં. ઈન્દુબેન ને તેની પુત્રી માટેનાં કેતકરનાં દ્વાર સદાને માટે બંધ કરનારી સાંકળ બનવા કરતાં, અતૃપ્ત વાસનાથી પીડાઈને ભૂત થવાનું હું પસંદ કરું."

સીતાના જીવનનો છેલ્લો પલટો તેની અતિશય ઊંચી કક્ષા બતાવે છે. પાવિત્ર્યની ઊંચી ભૂમિકા ઉપર ઘણી સ્ત્રીઓ રહી શકે છે. ધણીનું દુર્વર્તન સહન કરીને પણ તેના તરફ તેટલી જ લાગણી રાખીને ધણી રહે છે. પણ જેણે મોહ અને વિષયવાસના પૂર્ણાંશે જીત્યાં છે તે જ સ્ત્રી સીતા રહે છે તેમ રહી શકે. છતાં તે અશક્ય કોટીની વાત લાગતી નથી. તેમજ વેવલાપણાની પણ નથી. એ ઊંચામાં ઊંચી ભૂમિકાએ પહોંચવાની વાત છે—પ્રયત્નસાધ્ય હોઈ આદર્શ રાખવા જેવી તો છે જ.

આ આખા બનાવમાં આપણને એક પ્રશ્ન થાય છે. જોષી વકીલ જેવા મહાનુભાવ સદ્‌ગૃહસ્થે સીતા માટે કેતકર જેવો જમાઈ કેમ પસંદ કર્યો? કદાચ સ્ત્રીઓ ન જાણે પણ મુંબઈ હાઈ કોર્ટના એક વકીલ તો આઇ.સી.એસ.નું જીવન જાણતો જ હોવો જોઈએ. કેતકર અને સીતા બે છેડાનાં બે માણસો એક બીજાંને કેમ સુખી કરી શકે? દીકરી માટે સારું ઘર શોધનારાં માબાપોએ દીકરીના સ્વભાવને તેમજ પોતાને ત્યાં મળેલા શિક્ષણને માફક આવે એવું જ ઘર શોધી આપવું જોઈએ. જોષી પ્રત્યે અત્યંત માન ઊપજે છે. છતાં એમ તો લાગે જ છે કે પોતાની, સીતાની અને કેતકરની જે કફોડી સ્થિતિ થઈ તેમાંથી તેમના ડહાપણથી બધાં બચી શકયાં હોત.

આ વાર્તા મહારાષ્ટ્રીય લોકોનાં જીવનની છે. લેખકે કાઠિયાવાડ–ગૂજરાતમાં રહ્યે રહ્યે પણ મહારાષ્ટ્રીય કુટુંબોની ખાસિયતો ઠીક પકડી છે.

મધ્યમ સ્થિતિનાં પણ સુશિક્ષિત કુટુંબોમાંથી છોકરીઓને ખૂબ ખૂબ ભણાવવી અને આખરે આઈ.સી.એસ. કે એવા મોટા હોદ્દેદારની સાથે પરણાવવાની હોંશ ધરાવવી; તેમજ જુવાન, બુદ્ધિશાળી પુરુષોએ પૈસા હોય ન હોય ગમે તે રીતે પરદેશ જઈ મોટી મોટી ડિગ્રીઓ મેળવી હિંદુસ્થાનમાં પાછા ફરી મોટી આવકવાળી નોકરી મેળવવાની હોંશ રાખવી એ પણ હાલના સુશિક્ષિત મહારાષ્ટ્રની ખાસિયત ગણાવી શકાય. બિચારા જોષી એના જ ભોગ થયા છે.

મહારાષ્ટ્ર ને ગૂજરાત ભાઈ–ભાઈ જેમ પડખે પડખે પથરાએલા છે; અને એક બીજાનું જીવન એક બીજા સાથે વણાઈને એક થઈ જાય એટલા બધા એક બીજાના સંબંધમાં આવે છે. છતાં એક બીજાને બહુ જ ઓછા ઓળખે છે—બહુ જ ઓછો

સ્નેહસંબંધ ધરાવે છે. દિવસે દિવસે તો આ બે પ્રાંતો વચ્ચે વધારે ને વધારે આંટીઓ પડતી દેખાય છે. મહારાષ્ટ્ર ગૂજરાત તરફ શંકાની નજરે જુએ છે: ગૂજરાત મહારાષ્ટ્ર તરફ ઘૃણાની નજરે જુએ છે. બે વચ્ચે ઈર્ષા ને દ્વેષ જેવી અનિષ્ટ ભાવનાઓ જાગતી દેખાય છે. તેને વખતસર અટકાવી બે વચ્ચે મિત્રાચારી વધે તેમ કરવાનું કામ ગૂજરાતમાં ભળી ગએલાં મહારાષ્ટ્રીઓએ અને મહારાષ્ટ્રમાં ભળી ગએલાં ગૂજરાતીઓએ કરવું જોઈએ. 'ખાંડાની ધાર' જેવી મહારાષ્ટ્રના જીવનની ગૂજરાતી નવલકથાઓ તેમજ ગૂજરાતી જીવનની મરાઠી નવલકથાઓથી પણ થોડુંએક એક બીજાંને સમજવાનું કાર્ય થઈ શકશે. એ દૃષ્ટિએ આ નવલકથાને હું ઘણી જ આવકારદાયક ગણું છું.

એકંદરે, પોતે પુરુષ છતાં સ્રીહૃદય અને સ્રીજીવન સાથે સમરસ થઈને વિચાર કરનારા અને સાચી દાઝથી લખનારા લેખકોમાં શ્રી. રામભાઈ ના. પાઠક એક આગળ પડતા લેખક થશે એવી આ 'ખાંડાની ધાર' આગાહી કરે છે.

તેમની પાસેથી એવા જીવનવિષયક અનેક પ્રશ્નો ચર્ચતી અનેક નવલકથાઓની આપણે આશા રાખીએ.

શિશુવિહાર
દા દ ર
૪-૧-૪૧

તારાબેન મોડક

# લેખકનું કથન

દસેક વર્ષ પહેલાં 'સાર્જન્ટની સાડી'ના નામે લખી રાખેલી આ સામાજિક વાર્તા આજે નવા સ્વરૂપે 'ખાંડાની ધાર' બની બહાર પડે છે. તેની ઉપયોગિતા વાચકવર્ગ નક્કી કરશે એટલે એ વિષે મૌન સેવવું યોગ્ય છે.

મુ. તારાબેને પોતાનો કિંમતી સમય કાઢી અત્યંત ભાવપૂર્વક સાદ્યંત સાંભળી જઈ પ્રસ્તાવના લખી આપી છે તે બદલ તેમનો આભારી છું.

'પ્રસ્થાન' માસિકના સંચાલક શ્રી. રણછોડજી મિસ્ત્રીએ 'પ્રસ્થાન'ના ભેટ–પુસ્તક તરીકે આ વાર્તાને પસંદ કરી તે બદલ તેમનો પણ આભાર માનું છું.

તા. ૧૦–૧–૪૧ રામનારાયણ ના૦ પાઠક

# પ્રસ્તાવના

વર્ષો પહેલાં શ્રી રામભાઈએ આ સામાજિક નવલકથા લખેલી અને મને વંચાવેલી. મેં તે વખતે તેમને કહ્યું હતું કે હજી ભાવના અને વિચારની જરા પરિપક્વતાની જરૂર છે. તે વખતે જ તેમણે તે છપાવીને ગૂજરાતમાં વહેતી મૂકવાની ઉતાવળ ન કરી અને આજે લગભગ દશ વર્ષ પછી તેઓ તે બહાર પાડે છે તે જોતાં આનંદ થાય છે. લેખકને પોતાની કૃતિ એટલી ધીરજથી સંઘરી રાખી, તેના ઉપર નવો ઓપ ચડાવી પક્વ દશામાં તે જગત આગળ ધરવાની ખામોશ ભાગ્યે જ હોય છે.

શ્રી રામભાઈની જુસ્સાદાર ને વહેતી કલમથી ગૂજરાત સુપરિચિત છે જ. તેમનો ઉત્કટ રાષ્ટ્રપ્રેમ ને દેશદાઝ પણ તેમનાં લખાણમાં ઠેરઠેર હમેશ દેખાય છે. તેઓ નાનાં બાળકો માટે લખે તો પણ 'છેટાં રહેજો માબાપ' જેવી જ ચોપડી લખશે, એ તેમના લખાણની વિશેષતા આ પુસ્તકમાં યે દેખાય છે. સીતાની બધી પ્રવૃત્તિઓ તેમની રાષ્ટ્રભાવનામાંથી જન્મેલી છે. સીતાના પિતાનું અત્યંત મીઠું ને હૃદયસ્પર્શી ચિત્ર પણ તેમના રાષ્ટ્રપ્રેમને જ આભારી છે.

પરંતુ રાષ્ટ્રીય દૃષ્ટિએ જીવન જીવવું ને સામાજિક પ્રવૃત્તિઓ કરવી એ આ કથાનું હાર્દ નથી. એ તો રામભાઈ જેવા સેવારત કાર્યકર્તા લખે એટલે ઝૂંપડામાં જઈ સાફસૂફી કરવાની, કે પેટીરેંટિયો લઈ કાંતવાની, કે રશિયાની ફિલસૂફીની તેમજ છોકરાંઓને વાર્તા કહેવાની વગેરે વાતો સહેજે અંદર ગુંથાઈ જ જાય છે.

આ નવલકથામાં મુખ્ય તો જુવાન હૃદયોનાં આકર્ષણો, સીધું ને સરળ જીવન જીવવાની અણઆવડત, મોહને વશ થવાની તેમની ઉત્સુકતા વગેરે વાતો છે. એકંદરે જુવાનીની મૂર્ખાઈઓ

અને તેને લીધે આખું જીવન કેમ ખુવાર થઈ જાય છે તે બતાવવાનો આ એક સફળ પ્રયત્ન છે.

જુવાનો, ઈંદુ બળવંત કેતકર યમુ વગેરેની જેમ અંગાર સાથે ખેલ ખેલવા જાય છે; અને પરિણામે બધું જ ખોઈ બેસે છે; જીવનની મીઠાશ ખુવે છે; જીવનની અદ્‌ભુતતા અને મહત્તાનો અનુભવ તો મેળવી જ શકતાં નથી. માત્ર પોકળ ભાવના–વિવશતામાં તરફડિયાં મારવા સિવાય તેમને ભાગે બીજું કશું જ રહેતું નથી.

મનના પાવિત્ર્યનો અને અનન્ય પ્રેમનો ઉચ્ચ આદર્શ આપણા જીવનમાંથી ખસતો જાય છે. ખાસ કરી ઉચ્ચ શિક્ષણ પામતાં સ્ત્રીપુરુષોમાં જ એ જાતનું સ્ખલન વધારે દેખાય છે. તે તેમની નજરે લાવી આપવાનું કાર્ય નવલકથાકારોએ કરવું જ જોઈએ. ખાસ કરી ઇન્દુ અને કેતકરના સ્વભાવનાં જુવાનિયાં સમાજને ભયપ્રદ છે. કારણ તેઓ પોતે બુદ્ધિશાળી હોય છે, તેમનાંમાં અમુક પ્રકારની વિશેષ આકર્ષકતા હોય છે, તેઓ સમાજ ઉપર તરત સારી એવી છાપ પાડી શકે છે. તેથી ઇન્દુ કે કેતકરની મનોરચના ચેપી થઈ ફેલાઈ જતાં વાર નહિ લાગે. અને તેમ થાય તો સમાજ મૂળમાંથી ખવાઈ જાય. તેમનાંથી જુદી જાતનો સીતા, સુશીલા, મેના, લીલા, હરિભાઉ જેવો જુવાનવર્ગ કથાનકમાં મળી આવે છે તેમ સમાજમાં યે હોય તો જ સમાજનું સમતોલપણું સચવાશે. છતાં ઇન્દુ ને કેતકર જેવાથી તો સમાજે ચેતતા જ રહેવાનું છે.

કાળ ફરે છે. મનુષ્યનો અનુભવ વધતો જાય છે. નવા નવા પ્રયોગો કરવાની મનુષ્યની દુર્દમ્ય ઇચ્છા કયાં યે શોભતી નથી. બીજું, એકવાર સ્થપાએલી સંસ્થા એના એ જ રૂપમાં આદિથી અંત સુધી ચાલ્યા કરે એ પણ અસંભવિત અને અનિષ્ટ જ છે.

તેમજ તેના પર ચડેલી ધૂળ અને બાવાં ખંખેરવાં પડે, ને કેટલો-એક ભાગ તોડી નવો પણ રચવો પડે. એ દષ્ટિએ લગ્નજીવન વિષે ઘણા અવનવા વિચારો વિચારાશે, ઘણા નવા નવા પ્રયોગો થશે, ને અનેકઘણી વ્યક્તિઓ ને તેમનાં જીવન આવા પ્રયોગોમાં હોમાશે. એ બધાંની 'ના' નહિ, એટલું જ નહિ પણ આવું બધું તો માનવ-પ્રગતિ માટે જરૂરનું જ છે.

પણ ઈન્દુનું ને કેતકરનું માનસ જુદી જાતનું છે. તેમનામાંથી એકેય સમાજનો વિચાર કરતું નથી, પણ પોતાના સ્વાર્થનો જ વિચાર કરે છે. તેમજ પોતા પૂરતો વિચાર પણ કોઈ સિદ્ધાન્ત ઉપર રચાએલ હોતો નથી. તેઓ સ્વાર્થથી પ્રેરાય છે ને ભાવના–વેગથી તણાય છે. તેમાં બીજાંનાં સુખદુઃખનો વિચાર નથી; પોતાની ફરજનો વિચાર નથી; જવાબદારીનો ખ્યાલ નથી. કેતકરને સુશીલાએ જાગૃત કરવાનો પ્રયત્ન કર્યો છતાં તેનામાં સદસદ્‌વિવેક જાગ્યો નહિ. ઈન્દુ બીજાની સાથે પરણવાની છે એ જાણ્યું અને તેણે લખ્યું હતું માટે તે સીતા સાથે પરણવા તૈયાર થયો. પહેલેથી જ એને ખબર હતી કે સીતા પોતાને ગમે તે જાતની છોકરી નથી છતાં પૈસાની ખાતર તેની સાથે વેવિશાળ કરે છે ને તેના પિતાના લોહીના પૈસાથી વિલાયત આઈ.સી.એસ. થવા જાય છે; ત્યાં જ તેની લાગણીશૂન્ય સ્વાર્થવૃત્તિ સ્પષ્ટ થાય છે, તે જ છેક છેલ્લે સુધી દેખાયા કરે છે. યમૂ તેને ચોખ્ખું સંભળાવી દે છે કે "હટ્ સ્વાર્થી! એક ફૂલ પરથી બીજે ફૂલ રસચૂસતા ભમરા માફક ભમ્યા કરનાર તમારા જેવા પુરુષોને પાછળનાની દરકાર છે જ નહિ."

તેને જ બરાબર છાજે તેવો ઈન્દુનો સ્વભાવ. પોતે બળવંત ઉપર આફ્રીન છે ને તેને વશ કરવાના બધા પ્રયત્નો કર્યા કરે છે. પોતાનું મન ચોખ્ખું જાણે છે ત્યારે પણ કેતકર સાથે દાર્જિલિંગની મુસાફરી ગોઠવે છે, 'My Sweetest Heart' કરીને તેને કાગળો

લખે છે, ત્યાં જ તેનું બેજવાબદાર ને બેગફ્રા મન દેખાઈ આવે છે. તેની હૃદયશૂન્યતા એટલી કે સીતાની સાથે કેતકરનું વેશવાળ થએલું જાણતી હતી અને પોતે બળવંતની સાથે જ પરણવાનું નક્કી કર્યું હતું છતાં કેતકર વિલાયત જવા ઊપડ્યો ત્યારે તેને વળાવવા જવા માટે અમુક જ સાડી પહેરીને જવાની તેને અનિવાર્ય ઇચ્છા થઈ, ને પોતાની પાસે પૈસા ન હતા તો ખોટાં બાનાં બતાવી બળવંત પાસેથી પૈસા ઉછીના લઈ સાડી ખરીદી આવી. કૉલેજમાં ભણનારી છોકરીની આ મનોદશા!

સીતાનું ચિત્ર એટલે લેખકે એક આદર્શ આર્ય સ્ત્રીનું ચિત્ર કલ્પ્યું છે. આર્ય સ્ત્રીનું સૌજન્યભર્યું ચિત્ર છતાં તે એક તેજસ્વી બાઈનું ચિત્ર છે. તેની આગળ કર્તવ્યદૃષ્ટિ સ્પષ્ટ છે. પત્નીપદે હતી ત્યારે કેતકરનું ઈન્દુ સાથેનું વર્તન તેણે સહન ન કર્યું. પણ પત્નીપદ છોડ્યા પછી તે જાગૃત છે. જુઓ તેના શબ્દો : "અત્યારે લાગ જોઈને કેતકર સાથે રહેવાની ઊંડે ઊંડે છુપાએલી ઇચ્છા મારા મનનો કબજો લેવા ધસી આવે તો પણ હું એને વશ ન થાઉં. ઈન્દુબેન ને તેની પુત્રી માટેનાં કેતકરનાં દ્વાર સદાને માટે બંધ કરનારી સાંકળ બનવા કરતાં, અતૃપ્ત વાસનાથી પીડાઈને ભૂત થવાનું હું પસંદ કરું."

સીતાના જીવનનો છેલ્લો પલટો તેની અતિશય ઊંચી કક્ષા બતાવે છે. પાવિત્ર્યની ઊંચી ભૂમિકા ઉપર ઘણી સ્ત્રીઓ રહી શકે છે. ધણીનું દુર્વર્તન સહન કરીને પણ તેના તરફ તેટલી જ લાગણી રાખીને ધણી રહે છે. પણ જેણે મોહ અને વિષયવાસના પૂર્ણાંશે જીત્યાં છે તે જ સ્ત્રી સીતા રહે છે તેમ રહી શકે. છતાં તે અશક્ય કોટીની વાત લાગતી નથી. તેમજ વેવલાપણાની પણ નથી. એ ઊંચામાં ઊંચી ભૂમિકાએ પહોંચવાની વાત છે—પ્રયત્નસાધ્ય હોઈ આદર્શ રાખવા જેવી તો છે જ.

આ આખા બનાવમાં આપણને એક પ્રશ્ન થાય છે. જોષી વકીલ જેવા મહાનુભાવ સદ્‌ગૃહસ્થે સીતા માટે કેતકર જેવો જમાઈ કેમ પસંદ કર્યો ? કદાચ સ્ત્રીઓ ન જાણે પણ મુંબઈ હાઈકોર્ટના એક વકીલ તો આઇ.સી.એસ.નું જીવન જાણતો જ હોવો જોઈએ. કેતકર અને સીતા બે છેડાનાં બે માણસો એક બીજાંને કેમ સુખી કરી શકે ? દીકરી માટે સારું ઘર શોધનારાં માબાપોએ દીકરીના સ્વભાવને તેમજ પોતાને ત્યાં મળેલા શિક્ષણને માફક આવે એવું જ ઘર શોધી આપવું જોઈએ. જોષી પ્રત્યે અત્યંત માન ઊપજે છે. છતાં એમ તો લાગે જ છે કે પોતાની, સીતાની અને કેતકરની જે કફોડી સ્થિતિ થઈ તેમાંથી તેમના ડહાપણથી બધાં બચી શકયાં હોત.

આ વાર્તા મહારાષ્ટ્રીય લોકોનાં જીવનની છે. લેખકે કાઠિયાવાડ–ગૂજરાતમાં રહે રહે પણ મહારાષ્ટ્રીય કુટુંબોની ખાસિયતો ઠીક પકડી છે.

મધ્યમ સ્થિતિનાં પણ સુશિક્ષિત કુટુંબોમાંથી છોકરીઓને ખૂબ ખૂબ ભણાવવી અને આખરે આઈ.સી.એસ. કે એવા મોટા હોદ્દેદારની સાથે પરણાવવાની હોંશ ધરાવવી; તેમજ જુવાન, બુદ્ધિશાળી પુરુષોએ પૈસા હોય ન હોય ગમે તે રીતે પરદેશ જઈ મોટી મોટી ડિગ્રીઓ મેળવી હિંદુસ્થાનમાં પાછા ફરી મોટી આવકવાળી નોકરી મેળવવાની હોંશ રાખવી એ પણ હાલના સુશિક્ષિત મહારાષ્ટ્રની ખાસિયત ગણાવી શકાય. બિચારા જોષી એના જ ભોગ થયા છે.

મહારાષ્ટ્ર ને ગૂજરાત ભાઈ–ભાઈ જેમ પડખે પડખે પથરાએલા છે; અને એક બીજાનું જીવન એક બીજા સાથે વણાઈને એક થઈ જાય એટલા બધા એક બીજાના સંબંધમાં આવે છે. છતાં એક બીજાને બહુ જ ઓછા ઓળખે છે—બહુ જ ઓછો

સ્નેહસંબંધ ધરાવે છે. દિવસે દિવસે તો આ બે પ્રાંતો વચ્ચે વધારે ને વધારે આંટીઓ પડતી દેખાય છે. મહારાષ્ટ્ર ગૂજરાત તરફ શંકાની નજરે જુએ છે: ગૂજરાત મહારાષ્ટ્ર તરફ ઘૃણાની નજરે જુએ છે. બે વચ્ચે ઈર્ષા ને દ્વેષ જેવી અનિષ્ટ ભાવનાઓ જાગતી દેખાય છે. તેને વખતસર અટકાવી બે વચ્ચે મિત્રાચારી વધે તેમ કરવાનું કામ ગૂજરાતમાં ભળી ગએલાં મહારાષ્ટ્રીઓએ અને મહારાષ્ટ્રમાં ભળી ગએલાં ગૂજરાતીઓએ કરવું જોઈએ. 'ખાંડાની ધાર' જેવી મહારાષ્ટ્રના જીવનની ગૂજરાતી નવલકથાઓ તેમજ ગૂજરાતી જીવનની મરાઠી નવલકથાઓથી પણ થોડું એક એક બીજાંને સમજવાનું કાર્ય થઈ શકશે. એ દૃષ્ટિએ આ નવલકથાને હું ઘણી જ આવકારદાયક ગણું છું.

એકંદરે, પોતે પુરુષ છતાં સ્ત્રીહૃદય અને સ્ત્રીજીવન સાથે સમરસ થઈને વિચાર કરનારા અને સાચી દાઝથી લખનારા લેખકોમાં શ્રી. રામભાઈ ના. પાઠક એક આગળ પડતા લેખક થશે એવી આ 'ખાંડાની ધાર' આગાહી કરે છે.

તેમની પાસેથી એવા જીવનવિષયક અનેક પ્રશ્નો ચર્ચતી અનેક નવલકથાઓની આપણે આશા રાખીએ.

શિશુવિહાર
દા દ ર
૪-૧-૪૧

તારાબેન મોડક

# લેખકનું કથન

દસેક વર્ષ પહેલાં 'જોર્જેટની સાડી'ના નામે લખી રાખેલી આ સામાજિક વાર્તા આજે નવા સ્વરૂપે 'ખાંડાની ધાર' બની બહાર પડે છે. તેની ઉપયોગિતા વાચકવર્ગ નક્કી કરશે એટલે એ વિષે મૌન સેવવું યોગ્ય છે.

મુ. તારાબેને પોતાનો કિંમતી સમય કાઢી અત્યંત ભાવપૂર્વક સાદ્યંત સાંભળી જઈ પ્રસ્તાવના લખી આપી છે તે બદલ તેમનો આભારી છું.

'પ્રસ્થાન' માસિકના સંચાલક શ્રી. રણછોડજી મિસ્રીએ 'પ્રસ્થાન'ના ભેટ–પુસ્તક તરીકે આ વાર્તાને પસંદ કરી તે બદલ તેમનો પણ આભાર માનું છું.

તા. ૧૦–૧–૪૧ રામનારાયણ ના૦ પાઠક

# ૧

'એક હાથમાં લાલ ઝંડો, કપાળને ઢાંકી દેતાં વેંત વેંતનાં વાંકડિયાં ઝુલ્ફાં, ઉતાવળમાં જેમ તેમ પહેરેલાં, તદ્દન સાદાં કોટપાટલૂન અને શર્ટ, પાંચ હજાર મજૂરોને મોખરે ચાલતો, એક હાથ ઊંચો કરીને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ની જય ગજવતો બળવંત, મારી નજર સામેથી ખસતો નથી. ખરેખર સુશી! એવો ભાવનાશાળી, ક્રાંતિકાર યુવાન મેં કદિ જોયો નથી.'

પૂનાથી દોઢેક માઈલ દૂર શાંત ટેકરીઓની ગોદમાં મહિલા વિદ્યાપીઠનાં મકાનો આવેલાં છે. ચૈત્ર માસની અજવાળી રાતનો ચંદ્રમા ખુલ્લા ચોગાનમાં દૂધીઆ ચાદર બીછાવીને ઊભો છે. વણઝાર પડી હોય તેમ સાઠેક વિદ્યાર્થિનીઓ હારબંધ હાથહાથને છેટે સૂતી છે. રાતના અગિયારનો અમલ છે. સઘળું શાંત છે. માત્ર બે પથારી જાગે છે. બન્ને બીજા વર્ષમાં ભણે છે. બન્નેની ઉંમર વીશ વર્ષની આસપાસ છે. બન્ને બહેનપણીઓ છે.

મુંબઈની વિલ્સન કૉલેજના સંસ્કૃતના અધ્યાપક સાઠેની પુત્રી ઇંદુમતી ધીમેથી છતાં જુસ્સાથી બોલીને શ્વાસ ખાવા અટકી.

સુશીલાએ એના ગુસ્સાદાર કથનને ધ્યાનમાં ન લેતાં શાંતિથી કહ્યું, 'તને રોજ નવા નવા જુવાનો નજરમાં વસી જાય છે!'

'એટલે?'

'કેતકરની બુદ્ધિપ્રતિભા આગળ બળવંતનો ગુસ્સો પાણી ભરે છે.'

'કેતકર એટલે ચોપડીઓનો કીડો.'

'આજ સુધી તારા હૃદયનો કીડો હતો.'

'કોણે કહ્યું?'

'હું કહું છું. તારો પરમ દિવસનો પત્ર કહે છે. અને આજે આવેલો એનો પ્રત્યુત્તર એની સાક્ષી પૂરે છે,' સુશીલાએ ભાર-પૂર્વક કહ્યું.

'પણ કોઈ ગમે તેમ માની લે એ માટે હું જવાબદાર છું?'

'બોલતાં જરા વિચાર તો કર, ઇંદુ!' સુશીલાનો અવાજ કઠોર ગંભીર થયો. 'કેતકર તારે માટે તન મન ધનથી છેલ્લાં બે વર્ષમાં કેટલો ઘસાયો છે. અને તું કાલે મુંબઈ જવાની છો એ ખબર વાંચ્યા પછી, કૉલેજનાં વ્યાખ્યાનો સાંભળતાં પણ એનું મન તારું રટણ કરતું હશે. તારા આવવાની ટ્રેનના કલાકો અને મિનિટો ગણતું હશે. જો આપણી નજર બીજામાં પરોવાઈ હોય તો પહેલાને સ્પષ્ટ જણાવી દેવું જોઈએ જેથી કોઈ નાહક રીબાય નહિ.'

'પણ સુશી!' ઇંદુ સહેજ ઊંચી થઈ, 'તું નકામી પ્રવચન કરે છે. મેં બળવંત સાથે લગ્ન કરવાની વાત જ નથી કરી. બળવંત એવું કબૂલ પણ ન કરે. કોઈ વ્યક્તિ વિષે સામાન્ય અભિપ્રાય આપીએ તેમ મેં મારા મનોભાવ વ્યક્ત કર્યા એટલું જ.'

'તો સારું. પણ હમણાં હમણાં બળવંત તરફનું તારું આકર્ષણ વધતું જાય છે.'

'અને વળી' ઈંદુએ સુશીલાનું વાક્ય ન સાંભળ્યું હોય તેમ કહ્યું, 'કેતકરને ય મેં લગ્નની હા નથી પાડી. આ વખતે એ એવું કંઈ માનતો હશે તો ચોખવટ કરી નાંખીશ.'

'બસ મારો મુદ્દો એટલો જ છે. કોઈ બિચારો પાછળથી દુઃખી ન થાય.'

'એ વાત તારી ખરી છે' કહીને ઈંદુએ આંખ વીંચી.

ઈંદુએ આંખ વીંચી તેથી સુશીલાની જીભ બંધ થઈ પણ એનું પોતાનું મન બોલતું બંધ ન થયું. ઈંદુના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા: "શું કેતકરને મેં વચન આપ્યું છે? નહિ જ. મને યાદ નથી. હા, એકવાર ચોપાટી પર એણે પરાણે મારો હાથ પકડી કોલ લીધો હતો પણ એ શું રાજીખુશીથી આપેલ વચન કહેવાય? અને એનામાં એવું શું છે? નથી એવું ભારે રૂપ, નથી એવો ગુણ; ગોખણીઓ છે તે પહેલે નંબરે પાસ થાય છે. વળી એવો કુળવાન પણ નથી. બાપ નથી. પૈસો ટકો નથી. મીઠું મીઠું બોલે છે ને ઊંચે નંબરે આવે છે તેથી પિતાજીને વહાલો લાગે છે. પણ તેથી યે શું? પરણવું મારે અને પિતાજીને વહાલો થાય એ શા કામનું? આ સુશી કહે છે કાગળ કેમ લખ્યો? કાગળ તો પિતાજીને પણ લખ્યો છે. અને કાગળમાં એવું કશું જ નથી લખ્યું. માત્ર આવવાનો દિવસ અને ગાડી જણાવ્યાં છે. એ એના મનથી મનમાની કલ્પનાઓ કરે એમાં હું શું કરું? આ વખતે જો કશી વધારે પડતી વાત કરશે તો ચોખ્ખું સંભળાવી દઈશ. મૈત્રી ખરી પણ જેનામાં દેશાભિમાનનો છાંટો પણ નથી, દલિતોના ઉદ્ધાર માટે મરી ફીટવાની તમન્ના નથી, એવા તદ્દન ઓર્ડિનરી છોકરા સાથે જીવન જોડવાની વાત જ કેમ થઈ શકે?"

આમ આડીઅવળી ગડમથલ કરતાં છેક પાછલી રાતે ઈંદુનો જીવ જંપ્યો.

*

કેતકર બોરીબંદર સ્ટેશનમાં દાખલ થયો ત્યારે ગાડી આવવાને ખાસ્સો અર્ધો કલાક હતો. એના ગોરા, ગોળમટોળ, ભરાવદાર ચહેરા પર કાળી ટોપી પણ શોભતી હતી. સફેદ લેંઘો, સફેદ શર્ટ, ઉપર આજે ખાસ ઘેરા લીલા રંગનો હાફકોટ પહેર્યો હતો. એ રંગ ઈંદુને વધુ પસંદ હતો. પગમાં લીલી મખમલની પટ્ટીવાળા ચંપલ હતા. મોઢાની સીટી વગાડતો વગાડતો જાહેર ખબરનાં મોટાં ચિત્રો જોવામાં એ મશગુલ બન્યો.

દાર્જિલિંગથી દેખાતી નંદાદેવીની હિમાચ્છાદિત ગિરિમાળ તરફ એકી ટશે જોઈ રહ્યા પછી એનું મન બોલી ઊઠયું, "જો ઈંદુ હા પાડે તો આ રજામાં દાર્જિલિંગની સફર કરીએ. વળતાં શાંતિનિકેતન, બોધિગયા, દિલ્હી, આગ્રા, ફત્તેહપુર સિક્રિ અને અજંતાના કલામંડપ જોતાં આવીએ. એક નાનકડો સરસ પ્રવાસ ગોઠવાઈ જશે. ખર્ચ કંઈ બહુ નહિ આવે. એટલા પૈસા હરિભાઉ જેવા પાસેથી મળી શકશે. પછી બા પાસેથી મંગાવી લેવાશે. સાઠેસાહેબ કદાચ ઈંદુને માટે હા–ના કરે એવો સંભવ છે, પણ એની બાને હું સમજાવી દઈશ. અને ઈંદુ તો આ કાર્યક્રમ સાંભળતાં જ ખુશખુશ થઈ જશે."

બાજુમાં જ ટાઈમટેબલ લટકાવેલાં હતાં તે જોવા લાગ્યો. ક્યાંથી ક્યાં જવાય? કેટલું દૂર થાય? કેટલો સમય લાગે? કેટલું ભાડું થાય? એવામાં ગાડીને સિગ્નલ આપ્યાનો ટકોરો પડ્યો. કેતકર જાગી ગયો. પાસ ખેંચીને પ્લૅટફૉર્મ પર ગયો. ગાડી આવી પહોંચી. એક પછી એક ડબ્બા પસાર થવા લાગ્યા. મનમાં શંકા ઊઠી, 'ગાડી ચૂકી તો નહિ હોય?' ત્યાં ઈંદુનું હસમુખું વદન દેખાયું. કેતકરે હાથ ઊંચો કર્યો.

'ઈંદુમતી?'

ઈંદુએ પણ હાથ બહાર કાઢયો.

ગાડી ઊભી રહી. મજૂરોએ ડબ્બામાં જઈ સામાન બહાર કાઢ્યો. ઈંદુએ ઊતરીને સમાચાર પૂછ્યા.

'કેમ છો કેતકર? બાપા, બા, મોટાભાઈ, યમૂ, બધાં મજામાં ?'

'સૌ મજામાં.'

મજૂર બહાર નીકળ્યો. ઈંદુ પાછી ફરી, 'કેમ બધું આવી ગયું?—બિસ્ત્રો, બૅગ, ટોપીન બાસ્કેટ, પાણીનો કૂજો?'

'જી હા.'

'ચાલો. કેમ કેતકર, તમારી તબિયત કેમ છે ?'

'સારી.'

'કંઈક નરમ જણાઓ છો ?'

'ના, ના; પરીક્ષાને લીધે વાંચવાનું રહેતું તેથી કદાચ લાગતું હશે.'

'હા. પાછું તમારે તો પહેલો નંબર લેવો ખરો ને?'

'માત્ર પહેલો નંબર જ નહિ.'

'ભૂલી, પહેલો વર્ગ પણ ખરો કેમ?' વાત કરતાં બહાર આવ્યાં. મજૂરે મોટરમાં સામાન મૂક્યો. કેતકરે મજૂરી ચૂકવી. બન્ને મોટરમાં બેઠાં. કેતકરે ડ્રાઈવરને કહ્યું: 'ગિરગામ બૅકરોડ.' મોટર ચાલી. ઈંદુ બહાર જોવા લાગી. કેતકરે પ્રશ્ન કર્યો, 'કેમ પ્રશ્નપત્ર કેવા લાગ્યા?'

'સાધારણ!'

'પાસ થશો ને?'

'કંઈ ચોક્કસ ન કહેવાય.'

'તમે બહુ બેદરકાર છો.'

'ઠીક ભલા. અમારે ક્યાં વિલાયત જઈ આઈ. સી. એસ. થવું છે?'

'તમે નાપાસ થાઓ છો તેથી પિતાજીને કેટલું લાગી આવે છે, ખબર છે?'

'તમને નથી લાગી આવતું ને?'

'મને પણ દુઃખ થાય છે.'

'એટલા માટે જ હું નાપાસ થાઉં છું!' ઈંદુએ બહાર ડોકું કાઢયું.

'ચાલો હશે. બીજા ત્યાંના શા નવીન છે?'

'કશા નહિ' ઈંદુએ બહારથી જ જવાબ દીધો. એના ચહેરા પર અને અવાજમાં અણગમો સ્પષ્ટ જણાઈ આવ્યો. કેતકરને પ્રવાસની વાત છેડવાનું મન થયું પણ અત્યારે વાત મારી જશે એમ માની મૂંગો રહ્યો.

મકાન આવી પહોંચ્યું. દાદરે પગથિયાં પર અવાજ સાંભળીને ઈંદુની બા સામે આવી. ઉપર ઓરડામાં આવતાં પ્રોફેસર સાહેબ અભ્યાસગૃહમાંથી બહાર નીકળ્યા. 'કેમ દીકરા, આવી પહોંચી?'

સૌ દીવાનખાનામાં બેઠાં. ઘાટી પાણી લઈ હાજર થયો. 'કેમ નારાયણ, કેમ છો?'

'સારું બેન. તમ દેખ્યે વિશેષ.'

'મોટાભાઈ કયાં?'

'કૉલેજમાં.'

'યમૂ?'

'શાળાએ.'

'આ વખતે બેન જરા સુકાયાં લાગે છે, નહિ સાહેબ!' કેતકરે પૂછયું.

'ના, મને તો ઊલટી સારી થઈ છું એમ લાગે છે.'

'નજરફેરથી એમ લાગે.' સાહેબે બન્નેને શાંત કર્યાં.

'ઠીક. બા, મને ભૂખ લાગી છે.'

'ઊઠ તૈયાર જ છે. કેતકર! તું યે ચાલ. ઈંદુ સાથે થોડો નાસ્તો કરી લે.'

'ના, હું જઈશ.' કેતકરે ઈંદુ સામે જોઈ ને કહ્યું.

'જવાય છે. એને માટે અહીં લાવો.' સાહેબે આગ્રહ કર્યો.

'મારે જરૂરી કામ છે સાહેબ,' કેતકર ઊભો થયો. એણે ફરી ઈંદુ સામે નજર કરી. પણ ઈંદુ એમ ને એમ ઊભી રહી.

કેતકર ઘરના માણસ જેવો હતો, રાતદિવસ સાઠેસાહેબને ત્યાં પડ્યો પાથર્યો રહેતો. વગર કહ્યે ગમે ત્યારે જમવા બેસી જતો. આજ ઈંદુ આવી છે છતાં આગ્રહ કરાવે છે તેથી નવાઈ પામીને ઈંદુની બાએ કહ્યું, 'ચાલ ચાલ હવે બહુ મોંઘા ન થઈએ. ઈંદુ, કંઈક કહે એને.'

'અત્યારે કામ હોય તો ભલે જાય. પાછા સાંજે આવશો ને?' ઈંદુએ પૂછ્યું.

'બનશે તો આવીશ' કહીને કેતકર ચાલ્યો ગયો.

પ્રોફેસર અને પ્રોફેસરપત્ની બન્ને જોઈ રહ્યાં. આ રીતે કેતકર ચાલ્યો ગયો એ એમને ન ગમ્યું. પણ ઈંદુના આગમનના હર્ષમાં એ વાત તરત વીસરાઈ ગઈ. કુશળ સમાચાર પૂછવામાં કેતકર વિસારે પડ્યો. સાઠેપંડિત પુસ્તકમાં ડૂબી ગયા.

૨

કૉલેજના છાત્રાલયની પોતાની ઓરડીમાં કેતકર બેઠો છે. જમણો હાથ દાઢી પર ટેકવીને બારી બહાર અનિમેષ નજરે, શૂન્ય મનથી જોઈ રહ્યો છે. માત્ર લેંઘો અને હાફશર્ટ પહેર્યાં છે. કપાળ પર વાળ વીખરાયેલા પડ્યા છે. એના દેખાવડા ચહેરા પર ઉદાસીનતાની છાંય ઢળેલી છે. ઊંડે ઊંડે એનો જીવ ક્યાંક મૂંઝાય છે. કશી સમજણ પડતી નથી. ન સમજાય એવી મૂંઝવણ એના ચિત્તને ઘેરી વળી છે. થોડીવારે મનમાં સંવાદ શરૂ થયો : "ઈંદુ બહુ રિસાળ છોકરી છે. પરીક્ષાની વાત એને કાળ જેવી લાગે છે. પ્રવાસની વાત મારે પહેલી કરવી જોઈતી હતી. પાસ થાય કે નાપાસ એનું મારે શું કામ હતું? સાંજે પ્રવાસની જ વાત કરવી. આટલું ભણી છે તે ઓછું છે? પછી ઘેર ક્યાં નથી ભણાવી શકાતી?"

કેટલો સમય આમ વિચારતંદ્રામાં ચાલ્યો ગયો તેનું કેતકરને ભાન રહ્યું નહિ. કેતકરના પરમ મિત્ર હરિભાઉના પહાડી સૂરે એની વિચારમાળા તોડી. બુલંદ અવાજે, લહેરમાં આવી જઈને હરિભાઉ ભર્તૃહરિનો અમર શ્લોક લલકારતો હતો :

यां चिंतयामि सततं मयि सा विरक्ता
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परिशुष्यति काचिद्......

અવાજ નજીક આવતો ગયો તેમ કેતકરના વિચારોમાં ભંગ પડતો ગયો. બારણા પાસે આવતાં, શ્લોક અધૂરો મૂકીને હરિભાઉએ બૂમ પાડી, 'વેલ મિ. કેતકર, હાઉ આર યુ?'

'સારું. ક્યાં ચાલ્યા અત્યારે?'

'મિસીસ કેતકરની સલામીએ.'

'વગર વિચાર્યું ન બોલીએ. ભીંતને પણ કાન હોય છે.'

'તે એમાં શું ખોટું કહ્યું છે? આખી કૉલેજ જાણે છે.'

'તે હશે. પણ અચોક્કસ હોય ત્યાંસુધી મર્યાદા રાખવી જોઈએ.'

'એકદમ કાંઈ ફિલસૂફ બની ગયો છે?' હરિભાઉ અંદર દાખલ થયો. કેતકર કંઈ જવાબ ન આપતાં સામું ને સામું જોઈ રહ્યો. હરિભાઉએ ફરી ગમ્મતમાં કહ્યું, 'મારી સામે જોઈ રહેવાથી કશું નહિ વળે.'

'જો હરિભાઉ! મને અત્યારે જરા ઠીક નથી.'

'તે એમાં હું શું કરું?'

'તું મને ન બોલાવતો.'

'બાઈસાહેબ કાંઈ નારાજ થયાં લાગે છે.'

'કહું છું તું અત્યારે ચાલ્યો જા.'

'મારા પર રીસ કર્યે એ તારા પર ખુશ નહિ થાય!'

'બસ કર, હરિભાઉ' કેતકર ઊભો થયો. કોટ ચડાવીને ટોપી હાથમાં લીધી. તાળુંકૂંચી લઈને બહાર નીકળ્યો. હરિભાઉ એકદમ શાંત થઈ ગયો. જમીન તરફ તાકીને ઊભો રહ્યો.

કેતકરે એની સામે જોઈને પૂછ્યું, 'માઠું લાગ્યું ભાઉ?'

'ના, ના; મને શા માટે માઠું લાગે.'

'ચાલ, ચોપાટી પર આવવું છે ?'

'અત્યારે ?'

'ચાલને જરા ફરી આવીએ.'

'ના, મારે કામ છે' કહીને હરિભાઉ ચાલ્યો ગયો. કેતકર તાળું મારી છાત્રાલયમાંથી બહાર નીકળ્યો. સીધો પગે ચાલતો ઇંદુને ઘેર પહોંચ્યો.

ઇંદુની બાએ કેતકરને આવકાર આપ્યો. 'આવ, તારી જ વાટ જોતી હતી. તું સવારે એમ ને એમ ચાલ્યો ગયો તે મને કે તારા સાહેબને એકેયને ન ગમ્યું.'

'ઇંદુમતી ક્યાં છે ?'

'આ રહી, અંદરના ઓરડામાં. ઇંદુ !'

ઇંદુ બહાર આવી. કેતકરને જોતાં બોલી, 'કેમ, કામ પતાવ્યું ?'

'હા.' કેતકર પાસેની ખુરશી પર બેઠો.

'હમણાં આવું છું' કહીને ઇંદુની બા અંદરના ખંડમાં ચાલી ગઈ.

ઇંદુ નીચે જોઈ બેસી રહી. કેતકરે વાત ઉપાડી.

'આ વખતે રજામાં ક્યાં જવા ધાર્યું છે ?'

'કાંઈ વિચાર નથી કર્યો.'

'તમને પસંદ પડે તો મેં એક કાર્યક્રમ ગોઠવી રાખ્યો છે.'

'એમ ?'

'હા, આપણે આ વખતે દાર્જિલિંગ, શાંતિનિકેતન, દિલ્હી વગેરે સ્થળે જઈએ. ખર્ચ બહુ નહિ આવે.'

'કોણ કોણ સાથે આવશે ?'

'આપણે બે તો ખરાં જ. બીજાંનું હજી ચોક્કસ નથી.'

'મારો વિચાર આ વખતે ક્યાંય ન જતાં ઘેર રહી અભ્યાસ

વધારવાનો છે. કદાચ પૂના વહેલી પાછી જાઉં અને ત્યાં મજૂર ચળવળને અંગે થોડું કામકાજ કરું.'

'અભ્યાસની વાત ઠીક છે. બાકી મજૂર ચળવળ વગેરે બધું સમયનો દુરુપયોગ કરવા જેવું છે.'

'એટલે ?'

'એવી નકામી ધાંધલથી કશો ફાયદો નથી.'

'તમે દુનિયા જોઈ લાગતી નથી, કેતકર !'

'મેં બહુ જોઈ છે.'

'ઊંધું માથું ઘાલીને ચોપડીઓ વાંચ્યાં કરી છે.'

કેતકર એકદમ શાંત થઈ ગયો. આ રીતે ચર્ચામાં ઊતરીને ઇંદુને ખીજવવાથી કામ બગડી જશે એવો તેને ભય લાગ્યો. પ્રવાસનું તો ઠીક પણ છેવટનો નિર્ણય કરવાનું પણ લટકી રહેશે. આમ વિચારી કેતકર ગમ ખાઈ ગયો.

પણ કેતકર કરતાં ઇંદુ વધારે અધીરી થઈ હતી. એણે ઓરડા તરફ નજર કરી કહ્યું, 'જુઓ કેતકર, મારે તમને એક વાત ખાસ કરવાની છે.' કેતકરનું હૈયું ધડકવા લાગ્યું. કઈ વાત ખાસ કરવાની હશે ? એ સાંભળવા આતુર થઈ રહ્યો. કંઈ અનિષ્ટની શંકાથી મનને મજબૂત કરવા મથી રહ્યો. ઇંદુએ આગળ ચલાવ્યું : 'આજકાલ કરતાં છેલ્લાં ચાર વર્ષથી આપણે ગાઢ પરિચય છે. આપણને એક બીજા પ્રત્યે ભાવ છે, પ્રેમ છે, માન છે. મારા પિતા તમારા પર સગા દીકરા જેટલું હેત રાખે છે. હું પણ તમારી સાથે એક કુટુંબીની માફક આજ સુધી રહી છું. પણ મને ભય છે કે તમે આપણા સંબંધનો ખોટો અર્થ કરો છો . . .'

'કોણે કહ્યું ?'

'તમારા વર્તનથી, તમારી વાતચીત ઉપરથી, હું જોઈ શકું છું કે તમારો પ્રેમ સ્વાર્થી છે, એકાંગી છે, એમાં વિકારનો પડછાયો

દેખાય છે.' ઇંદુ સહેજ અટકી. કેતકરની આંખે અંધારાં આવ્યાં. એ દિઙમૂઢ બની સાંભળી રહ્યો. ઇંદુએ ફરી ઓરડા તરફ નજર કરી શરૂ કર્યું, 'તમારી જગ્યાએ બીજો કોઈ હોત તો પિતાજીને કહી કૉલેજમાંથી કાઢી મૂકાવત. પણ આજ પછી કોઈ નિર્દોષ પ્રેમ રાખે તેને લીધે મનમાન્યા ખ્યાલ બાંધી, મનમાની કલ્પનાસૃષ્ટિ ન રચતા!' નિષ્ઠુરતાની મૂર્તિસમી ઇંદુ વજ્રસમાં વચનો બોલી ઊભી થઈ ગઈ. કેતકર જડ જેવો એમ ને એમ બેસી રહ્યો. આમ થવાનું કશું કારણ એને સમજાયું નહિ. ગમે તેમ પોતાની ક્યાંક ભૂલ થઈ હોય એમ તેને લાગ્યું. ઘણીવારે તે ઊભો થયો. ઇંદુ એમ ને એમ ઊભી હતી. એક શબ્દ સરખો બોલ્યા વિના કેતકર દાદરા તરફ વળ્યો. ઢીલે પગે, રડતે હ્રદયે એ નીચે ઊતર્યો. ટ્રામમાં બેસી છાત્રાલયમાં આવ્યો. ઓરડી ઉઘાડી, કપડાં સહિત પલંગ પર એમ ને એમ સૂઈ ગયો!

કેતકરને ઢીલે પગે દાદર ઊતરતો જોઈ ને ઇંદુને એકદમ લાગી આવ્યું. તેને પાછો બોલાવવાનું એને મન થયું. પણ ત્યાં મનમાંથી અવાજ આવ્યો, "એમાં હું શું કરું?" બારીએથી રસ્તા પર જતો જોઇ ને વળી વિચાર આવ્યો, "એને નિરાશ કરનાર તારાં જ વચનો છે. એને આટલો અધીર, આટલો વિહ્વળ બનાવનાર તું જ છે. તેં જ એને લગ્નનો કોલ આપેલો. આજે કશા જ કારણ વિના, કશી પૂર્વભૂમિકા જણાવ્યા વિના, અચાનક મનમાં બુટ્ટો ઊઠે ને તરંગી માણસ બહુમૂલા રત્નને પાણીમાં ફેંકી દઈ શંખલાનો હાર ડોકમાં ઘાલે તેમ તેં કેતકરને ફેંકી દીધો. ફેંકી તો દીધો પણ વાત કરવાની યે તક ન આપી. કારણ પૂછવા જેવી પરિસ્થિતિ રહેવા ન દીધી. આટલી બેજવાબદાર, આટલી મનસ્વી, આટલી ઉદ્ધત, તને કેતકરે સ્વપ્ને ય નહિ ધારી હોય." ઇંદુનું મન ગૂંચવાડામાં પડ્યું. "બળવંત ક્રાંતિવાદી છે, તેજસ્વી છે, પીડિતોદ્ધારક છે, બધું છે. પણ તેથી કેતકરને આમ અણધારી, અણજાણી લાત કેમ મારી શકાય?"

ઈંદુ સૂનમૂન થઈ ઘણીવાર બેસી રહી. એની બાએ ઓરડામાંથી જોયું તો એકલી બેઠી છે. દીવાનખાનામાં આવી ધીરે રહીને પૂછ્યું.

'ક્યાં ગયો કેતકર?'

'ખબર નથી.'

'તને શું થયું?'

'કાંઈ નહિ. થાય શું?'

મા મનમાં સમજી. કંઈક બન્યું છે ખરું. થોડીવારે બીતાં બીતાં પૂછ્યું, 'લગ્ન સંબંધી કંઈ વાત નીકળી હતી?' ઈંદુ કશું ન બોલી. એટલે ફરી કહ્યું, 'એમાં મૂંઝાય છે શા માટે? તારા બાપુએ કેતકર પાસેથી વચન લઈ રાખેલ છે. તું હા પાડ એટલી જ વાર છે.'

'મારે એ નાલાયક સાથે નથી પરણવું!'

'ત્યારે કોની સાથે પરણવું છે?'

'કોઈની સાથે નહિ.'

'તો કંઈ નહિ. તને કોણ કહે છે. હજી બેચાર વરસ ભણવાનું છે પછી બધું થઈ રહેશે.'

'શેનું થઈ રહેશે?' સાઠેસાહેબ બગલમાં પુસ્તકો અને હાથમાં લાકડી સાથે ઉપર આવ્યા અને સહેજ હસતાં હસતાં પૂછ્યું, 'શેનું થઈ રહેશે?'

પણ મા દીકરીને અતિ ગંભીરપણે, ઉદાસ ચહેરે ઉભેલાં જોઈ એમનું હસવું ચાલ્યું ગયું. 'કેમ શું થયું ઈંદિને?'

'થાય શું? કેતકર આવ્યો હતો તે કંઈક અવળામાં પડ્યું.'

'એ છોકરો જરા બટકબોલો છે. એનું માઠું ન લગાડવું. આવ જોઈએ દીકરા, મારા ખંડમાં આવ.'

ઈંદુ ધીરે રહીને પિતા પાછળ ગઈ.

૩

કોલ્હાપુરથી દસ માઈલ દૂર, પન્હાળગઢની તળેટીમાં આંબા નામનું પંખીના માળા જેવું ગામ છે. દૂર દૂર વિશાળગઢની પહાડીઓ વાદળ સાથે મળી જતી દેખાય છે. એક બાજુ ઊંચો મોટા જહાજના આકારનો પન્હાળગઢ ઊભો છે. બીજી બાજુ કોલ્હાપુર શહેર ઝાડીમાંથી ડોકિયાં કરે છે. સામે ઊંચી નીચી ટેકરીઓ વચ્ચે લાંબાં પહોળાં ખેતરો પથરાઈ પડ્યાં છે. જુવાર, શેરડી અને મગફળીનાં વાવેતરથી જમીન લીલીછમ દેખાય છે. ગામ ભૂખલ્યું છે. ઘર ખંડેર થઈ ગયાં છે. બેચાર નાનકડી દુકાન છે. રસ્તા પથ્થરીઆ છે. મકાન પથ્થરનાં છે. ઘર ટેકરી પર ઊંચાં નીચાં બાંધેલાં છે. નાનકડી નદીને કાંઠે ગામ વસેલું છે.

એક મોટા જાંબુડા નીચે મોટી શીલા ઉપર માત્ર પંચિયું અને બાંડિયું પહેરીને કેતકર બેઠો છે. એની નજર જીવનપ્રવાહ માફક ઉતાવળે વહી જતા નદીના પાણી તરફ મંડાઈ છે. મગજમાં ઈંદુના વિચારો ચાલ્યા કરે છે. ઈંદુનો ચહેરો, ઈંદુનો પોશાક નજરે તરે છે. એની ભાષાના પડઘા કાનમાં પડે છે. મનમાં વિચાર ઊઠ્યો,

"નકામી ચર્ચા ઉપાડી. એનો સ્વભાવ એવો જ છે. વિરોધ કરનારને ગમે તે રીતે પાછો પાડે. અને લગ્નની તો મેં વાત પણ નહોતી કરી. પણ એને એમ કે આ રીતે વાત કરવાથી કેતકર દબાઈ જશે. વધારે દલીલ નહિ કરે. બીજો હેતુ હોય જ નહિ. સાંજે ચોક્કસ એણે રાહ જોઈ હશે. કદાચ છાત્રાલયમાં તપાસ પણ કરાવી હોય. મારા અહીં આવ્યાના ખબર સાંભળી કદાચ પત્ર પણ લખ્યો હોય. પત્રમાં કદાચ પ્રવાસની હા પાડી મારું મન રીઝવવા પ્રયત્ન કરશે. તો પણ હું હવે જવાનો નથી. આટલી હદે અપમાન કેમ સહન થાય? એકવાર એને પણ બતાવી દઉં કે કેતકર પણ પાણીદાર છે. બાયલો નથી. સાહેબ, એમનાં પત્ની કેવાં માબાપ જેવો પ્રેમ રાખે છે? એમણે ઇંદુને ખૂબ ઠપકો આપ્યો હશે. પાછળથી તો ઇંદુને પણ પસ્તાવાનો પાર નહિ રહ્યો હોય. હું એક દિવસ વધારે રોકાયો હોત તો ઠીક હતું. નકામો ગભરાઇ ગયો. નિરાશ થઈ ચાલ્યો આવ્યો. હરિભાઉએ મને નકામો આગ્રહ કરી ધકેલી દીધો."

સૂર્યાસ્ત થયો પણ કેતકર ઊઠ્યો નહિ. વિચારવમળમાં ગોથાં ખાતો જ રહ્યો. સાંજ પડી એટલે એની વૃદ્ધ મા પાછળ આવી. કેતકરને આમ ઉદાસ એકલો બેઠેલો જોઈ ચિંતાતુર અવાજે પૂછ્યું,

'અહીં કેમ બેઠો છે, યદૂ?'

'અમસ્થો' કહીને કેતકર ખોટું હસ્યો. પણ પચાસ ચોમાસાનાં પાણી પીધેલ એની મા સમજી ગઈ. દીકરાની વાત વણબોલી એના ચહેરા પરથી વાંચી લીધી. એ બોલી, 'આ વખતે મને થતું જ હતું. તને દીઠો ત્યારથી મારા મનમાં ધ્રાસ્કો પડ્યો હતો. જાણે છ મહિનાની માંદગીમાંથી ઊઠ્યો હો એવો લેવાઈ ગયો છે. ભણતા હઈએ ત્યાં સુધી ભણતરના જ વિચાર કરીએ. . . .'

'તે હું મારા અભ્યાસના જ વિચાર કરતો હતો.'

'તો સારું. ઊભો થા હવે.' કેતકર ઊઠ્યો. મા દીકરો ધીરે

ધીરે ગામ તરફ પાછા વળ્યાં. કેતકર નીચું જોઈ હાથમાં બેપાંચ કાંકરા ઉલાળતો ઉલાળતો ચાલે છે. એની મા એનું મન વરતી ગઈ છે. જરા પાછળ હતી તે ઉતાવળી ચાલી સાથે થઈ. પડખે ચડીને ખંભે હાથ મૂક્યો. અતિશય વત્સલતાથી હેતભર્યા અવાજે , કહ્યું, ' જો હમણાં જ હું કોલ્હાપુર ગઈ હતી. મામાને વાત કરી છે. મામા કહેતા હતા કે યશવંત કાંઈ સાધારણ વિદ્યાર્થી નથી. આખી મુંબઈમાં પહેલે નંબરે આવે છે. એને માટે તો મુંબઈના કોઇ મોટા પૈસાદારની રૂપાળી, ભણેલીગણેલી છોકરી શોધી કાઢવી છે. આ અખાત્રીજ પછી તરત આપણે મામાને તેડીને મુંબઈ કન્યા જોવા જશું. અમે બેઠાં છીએ ત્યાં સુધી તારે શું કામે મૂંઝાવું જોઈએ.' વાત કરતાં ઘર આવ્યું. નાનકડું જુનવાણી ઘર. ઊંડું અંધારિયું રાંધણિયું. કેતકર હાથપગ ધોઈ વાળુ કરવા બેઠો. ઘરના ખેતરની મીઠી જુવારની ભાખરી ને શાક કર્યાં હતાં. માએ બે ભાખરી પીરસી.

' એક જ જોઈશે બા.'

' એક શા માટે? જુવાનજોધને આટલી હથેળી જેવડી બે ભાખરી ન જોઈએ? લે છાનોમાનો ખાવા માંડ.' ભાખરી પર ઘી પીરસ્યું. શાક મૂક્યું. કેતકર જમવા લાગ્યો. હજી દીકરાની ઉદાસીનતા ઊડતી નથી જોઈને માએ પાછું ચલાવ્યું, ' તારા બાપુના વીમાના જેટલા પૈસા આવ્યા તે બધા તને ભણાવવામાં શા સારુ ખર્ચી નાંખ્યા છે? તને સારી વહુ મળે માટે. સારા ખાનદાન, પૈસાદાર વેવાઈ મળે, તું મોટો બારિસ્ટર થા, પછી આપણે લીલાલહેર થઈ રહે.

' અને તારા બાપુ આજે નથી તેથી શું થઈ ગયું? હું છું ને? મામા બિચારા તારી કેટલી ફિકર કરે છે? કાલ સવારમાં દત્તુની સાઈકલ લઈને જજે. મામાને મળી આવજે.'

‘મારે ક્યાંય નથી જવું.’

‘તો હું દત્તુને મોકલીશ. આ રવિવારે મામા આંટો આવી જશે.’

વાળુપાણીથી પરવારીને કેતકર આંગણામાં ખુરશી નાંખીને બેઠો. વાસણ વગેરે ઉટકીને એની મા બહાર આવી. સૂડીસોપારી આપીને કહે, ‘આજ જરા ઝીણો ભૂકો કાતરી દે. પછી હું આપણા પાડોશીને બોલાવી લાવું. એ બિચારાં રોજ કહે છે “તમારો યશુ આવે ત્યારે ભાગવતના બે અધ્યાય વંચાવજો.”’ કેતકરે સૂડીસોપારી લીધાં. વહાલસોઈ મા સામે પ્રેમભરી આંખે એ ઘડીભર જોઈ રહ્યો.

“આટલી વહાલપવાળી મારી મા અહીં એકલી કેમ રહી શકતી હશે?” કેતકરનું અંતર બોલી ઊઠયું.

## ૪

દાદરના રાષ્ટ્રીય કન્યા વિદ્યાલયનો ઉત્સવ ઊજવાય છે. દક્ષિણી ગુજરાતી પાઘડીઓ, સફેદ કાળી ટોપીઓ, અને સુંદર ચકચકિત બાબરીઓથી શોભતા સદ્‌ગૃહસ્થોથી વચલો ઓરડો ભરાઈ ગયો છે. બાજુમાં સારા પ્રમાણમાં સન્નારીઓ બેઠી છે. કાર્યક્રમ મુજબ પ્રમુખની વરણી, મંત્રીનું નિવેદન, વક્તાઓનાં વ્યાખ્યાનો, પ્રમુખનો ઉપસંહાર વગેરે થઈ ગયા પછી, વિદ્યાર્થિની-ઓએ સંગીત, ગરબા, નૃત્ય, સંવાદો વગેરે ભજવી બતાવ્યાં. પોતાના કાર્યના પ્રદર્શન સાથે આવનારાંનાં મનનું રંજન કર્યું. બધો કાર્યક્રમ ખતમ થતાં પ્રમુખ ઈનામ વહેંચવા ઊઠયા. સામે પડેલી નામાવલિમાંથી પહેલું નામ પોકાર્યું: ‘કુમારી સીતા.’

વિદ્યાર્થિનીઓના જુથમાંથી છૂટી પડીને શરમાતી શરમાતી સીતા નીચું જોઈને આવી. ઈનામ લઈ પાછી ફરી.

પાછળની હારમાં બેઠેલા એક સજ્જને આગલી હારમાં બેઠેલા દક્ષિણી ગૃહસ્થને પૂછ્યું, ' કોની દીકરી ? '

' વકીલ ગોવિંદરાવ જોષીની. '

' ત્યારે ખરી. '

ઈનામો વહેંચાઈ રહ્યાં. મેળાવડો ખતમ થયો.

*

જોષી વકીલ દાદરમાં હિંદુ કૉલોનીમાં રહેતા હતા. કમાણી સાધારણ હતી. ત્રીસ રૂપિયાને ભાડે બે રૂમ રાખી રહેતા હતા. રાષ્ટ્રીય વિચારના હતા. ખાદી પહેરતા, નિયમિત રેંટિયો કાંતતા. ઘરમાં રાષ્ટ્રીય વાતાવરણ હતું. મેળાવડામાં સીતાની કુશળતા જોઈને માબાપ રાજી થયાં. સાથે આવેલ પાડોશીઓ વખાણ કરવા લાગ્યાં. ઘર તરફ જતાં લોકોનાં મોંમાં પણ એ જ વાત હતી : ' સીતા જેવી ગુણીઅલ હોશિયાર છોકરી આખા કૉલોનીમાં બીજી નથી. '

ઘેર પહોંચતાં જ સીતાની બાએ કહ્યું, ' આજે રાતે નવ વાગે સીતાને જોવા આવવાના છે. તમે શહેરમાંથી વહેલા આવતા રહેજો. '

' સાત તો વાગ્યા છે. હવે હું નહિ જાઉં. '

' તો વધુ સારું. '

સીતાને કહ્યું, ' સીતા, તું આજે જરા સારી સાડી પહેરજે. માથું ઠીક કરી વેણીમાં તાજાં ફુલ ગુંથી લેજે. કહે છે કે છોકરો બહુ સારો છે. '

' હું એવો દેખાવ નહિ કરું, બા. '

'કોઈક વાર કરવો પડે, બેટા. આ પટવર્ધનની વહુ કહેતી'તી કે આખા મુંબઈમાં એવો છોકરો નથી. દર વર્ષે પહેલો નંબર આવે છે. રૂપાળો પણ એવો જ છે. આપણાં નસીબ હોય તો જ આવો રૂપાળો છોકરો મળે.'

સીતા કંઈ બોલી નહિ. પણ એના મનોભાવ જાણી લઈને એના પિતાએ કહ્યું, 'કંઈ નહિ એની ઇચ્છા ન હોય તો. શા માટે આગ્રહ કરો છો?'

'તમને ખબર નથી. કેટલો સારો છોકરો સામે ચાલીને હાથમાં આવ્યો છે. નકામો ગુમાવશો.'

'ઈશ્વરે ધાર્યો હશે તેવો મળશે. આપણું છોકરું દેખાવ ન કરે એમાં જ આપણી શોભા છે.'

'પણ પછી વિના કારણ નજીવી વાતમાં એ લોકો "નથી ગમતી" કહીને ચાલ્યા જાય તો?'

'તો ક્યાં આપણે રાહ જોઈને બેઠાં છીએ?'

'કાંઈ નહિ રહેવા દો. આનાથી ખરાબ સાડી હોય તો પહેરીને બેસ, બહુ રૂપાળી દેખાઈશ.' કહીને સીતાની બા રસોડામાં ચાલી ગઈ.

ઠરાવેલે વખતે કોલ્હાપુરની રાજારામ કૉલેજના અધ્યાપક દેવધર, તેમનો ભાણેજ કેતકર અને કેતકરની બા, માટુંગામાં રહેતાં કેતકરનાં નજીકનાં કાકા અને કાકી વગેરે મંડળી આવી પહોંચી. નમસ્કાર વિધિ કરી સૌ બેઠાં. સ્ત્રીઓ અંદર ગઈ. સીતાએ નાસ્તો તૈયાર કરી રાખ્યો હતો. કૉફી મૂકી. કેતકરનાં કાકી પરીક્ષા કરવા લાગ્યાં.

નાસ્તાની રકાબીઓ લઈ સીતા બહાર આવી. અને સાદડીના ખૂણા પર સંકોડાઈને બેઠી.

'ક્યાં સુધી ભણ્યાં છો ?' કેતકરના મામાએ પૂછ્યું.

'પાંચમામાં આ વર્ષે પાસ થઈ.'

'આ છાપામાંથી થોડું વાંચો.' અધ્યાપક દેવધરે 'नवाकाळ' ધર્યું.

સીતાએ ચારપાંચ લીટી વાંચી.

'સંગીત શીખ્યાં છો ?'

'થોડું.'

'એકાદ રાગ ગાઓ.'

સીતા ઊઠીને અંદર ચાલી ગઈ. એને અત્યંત સંકોચ થયો. સામાન્ય રિવાજ મુજબ કેટલીક છોકરીઓ શરમાતી ન હતી પણ સીતાનો સ્વભાવ મૂળથી શરમાળ હતો. સીતાની બાને એ ન ગમ્યું.

બીજી પૂછપરછ જોષી વકીલ સાથે કરી લીધી. જોષી વકીલે કેતકર સાથે પ્રશ્નોત્તર કર્યા.

એકંદરે બન્ને પક્ષે રૂપ, ગુણ, અભ્યાસ, કુળ વગેરે બાબતમાં સંતોષ થયો. કેતકરે પોતાનો અભિપ્રાય ન દર્શાવ્યો. એના મામા બોલ્યા, 'ત્યારે વકીલસાહેબ, મને પોતાને સંતોષ થયો છે. છેવટનો નિર્ણય અમે પાછળથી વિચાર કરી જણાવશું પણ એ પહેલાં એક વાતની ચોખવટ કરવાની રહે છે.'

'હાજી, કહો.'

'આપ જાણતા નહિ હો કે મારા બનેવી આઠ વર્ષથી અવસાન પામ્યા છે. છોકરાને બી. એ. સુધી ભણાવવામાં તેની માએ વીમાના આવેલા રૂપિયા બે હજાર વાપરી નાંખ્યા છે. હવે અત્યાર સુધી એ પહેલા વર્ગમાં પહેલે નંબરે આવ્યા કર્યો છે. આથી મારો વિચાર એમ છે કે એને વિલાયત મોકલી આઈ. સી. એસ. ની પરીક્ષા અપાવવી. એને માટે જે ખર્ચ થાય તે કન્યાના

પિતા પાસેથી લેવો. બીજું કશું અમારે જોઈતું નથી. એમાં આખરે કન્યાને જ સુખ થશે.'

જોષી વકીલ થોડીવાર વિચારમાં પડી ગયા. પછી જવાબ દીધો, 'જુઓ દેવધરસાહેબ, મને પોતાને સરકારી ડિગ્રીઓ પ્રત્યે અણગમો છે. વળી મારી પાસે એટલા પૈસા પણ નથી. મને કેતકર ગમે છે. એની સાથે મારી સીતાનો સંબંધ થાય તો મારું સદ્‌ભાગ્ય માનું, પણ આ બન્ને વસ્તુ મારે માટે પ્રતિકૂળ છે.'

'બસ, તો આપની મરજી. બાકી કન્યા મને પોતાને ખૂબ પસંદ છે. યશવંતનો અભિપ્રાય બનતાં સુધી અનુકૂળ આવત પણ આ વાત મુખ્ય છે. આપને ખબર નહિ હોય કે યશવંતને માટે બીજી વધારે સ્વરૂપવાન અને શ્રીમંત કન્યાઓ છે પણ સીતાના ગુણથી આકર્ષાઈને હું પહેલો અહીં આવ્યો છું.'

'એ ખરું, પણ મારી વાત સ્પષ્ટ છે. હજી ડિગ્રીની વાત જવા દઈએ, એમ ધારીને કે સ્વતંત્ર રાષ્ટ્રમાં રાજતંત્ર ચલાવવામાં એ શિક્ષણ ઉપયોગી નીવડે. પણ અત્યારે મારી પાસે એટલા પૈસા નથી.'

ઘરમાં બેઠેલી સીતાની બાએ કાન દઈને જોષીના આ શબ્દો સાંભળ્યા. એને સખત નિરાશા ઊપજી. પુરુષો ઊઠીને ઊભા થયા.

'ચાલો બેન' દેવધરે કહ્યું.

કેતકરની બા, કાકી બહાર નીકળ્યાં. નમસ્કાર કરી મહેમાનોએ રજા લીધી. કચવાતે મને જોષી વકીલ દાદર પર ઊભા રહ્યા.

# ૫

'સીતા, તારાં ભાગ્ય ખુલી ગયાં' સીતાની બાજુમાં રહેતી મેના બોલી. 'આખી કૉલેજમાં એના જેવો હોશિયાર બીજો નથી. અને સામે ચાલીને તને જોવા આવ્યો. તું એને પસંદ પડી. આ બધી તારાં સદ્ભાગ્યની નિશાની છે.'

'તમે એ જ કૉલેજમાં ભણો છો?' સીતાએ સહેજ હરખાતાં પૂછ્યું.

'એટલું જ નહિ, અમે મિત્રો છીએ.'

'પણ હજી કશું નક્કી નથી.'

'કેમ સૌ તો કહે છે નક્કી કરીને ગયા.'

'ખોટું. એમણે વિલાયત ભણવા જવાના પૈસા માગ્યા. એટલા બધા રૂપિયા મારા પિતા ક્યાંથી કાઢે?'

'હવે આવડા મોટા વકીલ છે ને પૈસા ન હોય? એ તો બહાનું. ગમે તેના ઉછીના લેવાય. આવો રૂપાળો, હોશિયાર છોકરો ફરી ફરીને ન મળે.'

'તમે મારી બાને સમજાવોને?'

'જરૂર સમજાવું. એકની એક દીકરી માટે બધું કરવું જોઈએ. તારી બા ઘેર છે?'

'હા, છે.'

'તું અહીં મારા ભાઈને સાચવ, હું અબઘડી જઈ આવું.'

*

રવિવારે બપોરે જમીને જોષી વકીલ કાંતવા બેઠા. હાથે કાંતેલા સૂતરનું તદ્દન સફેદ પંચિયું: ઉઘાડા ગોરા શરીર પર ઊજળું જનોઈ: મૂછ માથાના સફેદ વાળ: ચહેરા પર ભલમનસાઈ અને સાત્ત્વિકતા તરી રહ્યાં છે. એમનાં પત્ની સામે બેસીને સાંજની ભાજી વીણે છે. સીતા બાજુના ઓરડામાં વાંચે છે.

'પછી પેલી બાબતનો કાંઈ વિચાર કર્યો?' સીતાની બાએ પૂછ્યું.

'શો વિચાર કરવો?'

'સીતાનું મન બહુ છે. આપણી મેના એની સાથે ભણે છે અને ઘણાં વખાણ કરે છે.'

'એ બધું ખરું, પણ એવું પરદેશી ભણતર શા ખપનું?'

'તમે જ કહેતા હતા કે ભણતરનો ઉપયોગ તો સ્વરાજમાં પણ થાય!'

'હા, એ વાત ખરી, પણ બીજી મુશ્કેલી મોટી છે. એટલા પૈસા અત્યારે ક્યાંથી કાઢવા?'

'કોઈની પાસેથી ઉછીના લ્યો.'

'ઉછીના લઈએ ને પછી ન ભરી શકાય એ કરતાં તો દીકરી કુંવારી રહે તે સારું' ગોવિંદરાવ દૃઢતાથી બોલ્યા.

સીતાએ ઉપરના શબ્દો સાંભળ્યા. નિસાસો મૂકી ચોપડી બંધ કરી બારી બહાર જોઈ રહી. પણ સીતાની બા એમ હારે તેવી ન હતી.

'આપણી ચોપડીમાં કેટલા છે?'

'હશે, આઠસો લગભગ.'

'એટલા બીજા મારાં ઘરેણાંમાંથી નીકળશે. અત્યારે એટલામાંથી વિલાયત મોકલી આપો; પછી વર્ષે દોઢ વર્ષે બીજા એકઠા કરીને મોકલશું.'

'એકવાર ઘરેણાં વટાવ્યાં પછી ફરી નહિ ઘડાવાય!'

'ભલે.'

'અને સીનાને પરણાવવાનો ખર્ચ, એનાં ઘરેણાં કપડાં વગેરેનો ખર્ચ ક્યાંથી કાઢશો?'

'એની વાત એ વખતે. આટલો ભણેલો વર મળશે પછી સીતાને ઘરેણાં નહિ કરાવી આપે?'

'આ તો હું પહેલેથી કહી રાખું છું. બાકી સીતાને ઘરેણાં પહેરવાં પણ નથી. ઠીક ત્યારે, તું ઘરેણાં આપવા તૈયાર થઈ છો તો હું પાછળથી ગમે તેમ કરીને બાકીના પૈસા મોકલી આપીશ.'

'બસ, આપણે તો દીકરીનું મન રાજી રહે એટલે ગંગ નાહ્યાં.'

'ઠીક, હું વિચાર કરીને એ લોકોને જણાવીશ.'

'વિચાર કરીને નહિ. પછી આપણા હાથમાં ક્યાં સુધી રહેશે? આવા છોકરા માટે તો સેંકડો કન્યા હોય, ખબર છે?'

'આજે જ લખી નાંખીશ.'

છેલ્લા વાક્યે સીતાના હર્ષનો પાર ન રહ્યો. ઊઠીને એ મેનાને વધામણી આપવા દોડી, ત્યાં અવાજ આવ્યો, 'બેટા, સીતા!'

'બાપુજી!'

'મારા ટેબલ પરથી કાગળ ને ખડિયોકલમ લાવજે.'

સીતાએ કાગળ, ખડિયોકલમ અને નીચે રાખવાની ચોપડી આપ્યાં અને તરત જ મેનાને ઘેર ચાલી ગઈ.

૬

મલબાર હિલ ઉપર સૂર્યાસ્તના ઓળા ઊતરતા હતા. લીલાંછમ ઘાસની આકૃતિઓ અને હરિયાળી વેલોના માંડવાઓ આંખ ઠારતા હતા. એક બાજુ દરિયો ઘૂઘવી રહ્યો હતો અને બીજી બાજુ મુંબઈનગરનો ઘૂઘવાટ પડઘો પાડતો હતો. એ વખતે બે યુવાન ત્યાં આવ્યા.

એક બાંકડા પર સહેજ લાંબા થઈને તેઓ પડ્યા. બન્ને આપણા જાણીતા મિત્રો કેતકર અને હરિભાઉ હતા. સહેજ આડા પડીને હરિભાઉએ વાત કરી, 'હવે તને પહેલેથી માંડીને વાત કરું. તું ગયો તે સાંજે સાડાપાંચને સુમારે ઉતાવળી ઉતાવળી ઈંદુ છાત્રાલયમાં આવી. મેં સામે ચાલીને આવકાર આપ્યો : 'પધારો બેનસાહેબ !'

'મારે જરા મિ. કેતકરનું કામ છે,' ઈંદુએ પૂછ્યું.

'હાજી, જરા ઊભાં રહો' કહીને હું તારી રૂમનું તાળું ખેંચીને પાછો આવ્યો. મેં કહ્યું : 'બેનસાહેબ, કેતકર તો દેશમાં ગયા લાગે છે.'

'પછી?' કેતકર અધીરો થયો.

'પછી એણે પૂછયું ક્યારે ગયા? મેં કહ્યું: એ તો કોણ જાણે. પછી બિચારી સહેજ નિરાશ થઈ. મોં ઊતરી ગયું. નીચે જોઈ છત્રી હલાવવા લાગી. મેં વધારે જાણવા ફરી પૂછયું: આપને ખાસ કામ હોય તો કહો હું કાલે પત્ર લખવાનો છું.'

'હા!' કેતકર એકદમ બેઠો થઈ ગયો.

'એટલે શ્રીમતી કહે એવું તો કંઈ નથી. પણ મારે જરા રૂબરૂ મળવું હતું. મેં મનમાં અનુમાન કર્યું કે તારું અપમાન કર્યું તેથી માફી માગવા આવ્યાં હશે. એટલે મેં જરા વિશેષ હકીકત જાણવા કહ્યું...'

'શું કહ્યું?'

'મેં કહ્યું કે કેતકર ગઈ કાલે કોઈ ફ્રેંડને મળવા ક્યાંક ગયો હતો ત્યાંથી આવીને પલંગ પર ઢગલો થઈ ને પડચો અને ઘણીવાર સુધી ટોપી પણ કાઢચા વિના બેસી રહ્યો.'

'પછી ઇંદુ કાંઈ બોલી?' કેતકર અધીરો થતાં બોલ્યો.

'એ શું બોલે? એનો ચહેરો જરા જોવા જેવો થઈ ગયો, પણ એ જોનાર હું એકલો જ હતો.'

'ના ભાઉ! તું ગમે તેમ કહે પણ એમ ઇંદુ ઘણી પ્રેમળ છોકરી છે. ખરી રીતે મારે તે દિવસે ચાલ્યા જવું નહોતું જોઈતું.' કેતકરે ગંભીર બનતાં કહ્યું, 'એ એક મોટી ભૂલ થઈ.'

'ભૂલ કાંઈ નહિ. ઇંદુ બીજે દિવસે તો પૂના ચાલી ગઈ. ત્યાં કોઈ કમ્યુનિસ્ટ આગેવાન છે તેનાથી આકર્ષાઈ છે.'

'તને કોણે કહ્યું?'

'મેં એને પોતાને પૂછયું. પૂના જવાના કારણ વિષે વાત કરી તેમાં જણાયું.'

'હશે' કેતકરે નિશ્વાસ મૂકયો.

'તું હવે એનું નામ મૂકી દેજે.'

'તારી કંઈક ભૂલ થાય છે, હરિભાઉ.'

'ભૂલ ન થાય. પેલાનું નામ આવતાં શું રસપૂર્વક વાત કરતી હતી?'

'એ ગમે તેમ હોય પણ એનો મારા પર અવિચ્છિન્ન પ્રેમ છે એમાં શંકા નથી. નહિતર પાછળ શોધતી ન આવે.'

'ત્યારે તું પૂરેપૂરો રખડીશ પછી ઠેકાણે આવીશ.'

'એમ હું તદ્દન નાદાન નથી. ઇંદુ કદાચ ના પાડે એમ ધારીને નહિ, પણ ઈંદુને બતાવી આપવા માટે એક ઠેકાણું કાલે જોઈ આવ્યો છું.'

'કયાં?'

'જોષી ગોવિંદરાવ વકીલ—દાદર.'

'બહુ મજાનું. ઘણા ઉમદા માણસ.'

'જો કે મને પોતાને છોકરી પસંદ નથી.'

'કેમ? છોકરી રૂપાળી અને ગુણીઅલ છે.'

'તદ્દન ઑર્ડિનરી છે. બોલવા ચાલવામાં, પહેરવા ઓઢવામાં અપ-ટુ-ડેટ નથી. પરંતુ મેં એક શરત મૂકી એટલે વાતચીત ભાંગી પડી.'

'શી શરત?'

'મને આઈ. સી. એસ. થવા જવા માટે ઇંગ્લંડનું ખર્ચ આપે.'

'એ કયાંથી આપે? તદ્દન સાદા માણસ છે. આખા મુંબઈમાં એવા સાદા સજ્જન ભાગ્યે જ મળે!'

'ઠીક છે. આપણે ગરજ નથી. આ તો એક ઈંદુને જરા બતાવી આપવા ખાતર કર્યું છે. જો પૈસા મળશે તો ઈંગ્લંડ જઈશું.'

'ઇંગ્લંડ જા તો તો પછી એની સાથે જ લગ્ન કરવાં જોઈએ.'

'હા. એ તો પછી ના પડાય છે કંઈ?'

'ઠીક ચાલો જઈએ ત્યારે' હરિભાઉ ઊઠયો.

બન્ને નીચે ઊતર્યા.

*

સવારમાં સાડા આઠ વાગે કેતકર હજામત કરે છે ત્યાં એક વિદ્યાર્થીએ કાગળ ફેંકયો. ટપાલમાં આવેલો પત્ર હતો. અસ્ત્રો મૂકીને કાગળ ફોડચો. કોલ્હાપુરથી મામાનો પત્ર હતો. મામાના પત્ર સાથે જોષી વકીલનો કાગળ પણ હતો. ઉતાવળે બન્ને પત્રો વાંચી ગયો. દાઢી પર સાબુનાં ફીણનો થથેડો કરેલો તેનું ભાન ન રહ્યું ને બહાર નીકળ્યો. 'હરિભાઉ!' ઉતાવળે હર્ષાવેશમાં કેતકરે બૂમ મારી.

હરિભાઉ અર્ધો ગમ્મતમાં અને અર્ધો ઉતાવળમાં દોડતો આવ્યો. 'કેમ શેઠસાહેબ, દાઢી બનાવી આપું?'

'આ વાંચ.'

બન્ને કાગળ વાંચીને કહે, 'ફાવ્યો 'લ્યા. કર ફત્તે.'

'આજે મારી સાથે દાદર આવશે ને?'

'પચીસ ટકા કમિશન પડશે.'

'કબૂલ છે.'

વહેલા વહેલા દસ વાગ્યામાં બન્નેએ જમી લીધું. કપડાં પહેરી નીકળવાની તૈયારી કરે છે ત્યાં સાડા દસની ટપાલ આવી. કેતકરે કવર લીધું. ઈંદુના અક્ષર હતા. ઝટપટ તોડચું. ચાર જ લીટી લખી હતી:

વહાલા કેતકર,

તમે ગયા પછી તરત હું તમારી રૂમ ઉપર આવી હતી. તમે તમારે ગામ ચાલ્યા ગયેલા. આજે સુશી મારફત જાણ્યું કે તમે મુંબઈ આવ્યા છો. આ પત્ર મળે કે તુરત જ અહીં આવો. આપણે પ્રવાસક્રમ ગોઠવવો છે.

તમારી
ઇંદુ

પત્ર વાંચીને કેતકર ઘડીભર વિચારમાં પડી ગયો. "શું કરવું? પૂના જવું તો ખરું જ. પણ જોષી વકીલનું શું? ઇંગ્લંડ જવાનું થાય એ પ્રથમ જરૂરી છે. પણ ઇંદુ સાથે તો આખું જીવન ગાળવું છે. એમ તો સીતા સાથે જીવન જોડવાની શરતે જ ઇંગ્લંડ જવાનું મળે છે!" કેતકર મૂંઝાયો. બીજી જ ક્ષણે વિચાર આવ્યો: "સાઠે-સાહેબ એટલી રકમ ન આપી શકે?"

'કેમ યશૂ? તૈયાર?'

'હા, ચાલો' કેતકરે કાગળ ખિસ્સામાં મૂક્યો.

'કેમ કોઈનો પત્ર છે?'

'ના, એ તો મામાનો.'

'હા, એ બન્ને પત્રો સાચવીને લઈ લેજે. એને દસ્તાવેજ સમજવા.'

'ચાલો ત્યારે.' કેતકર ઊઠ્યો.

ઓરડીને તાળું મારી બન્ને મિત્રો દાદર જવા ઊપડ્યા.

૭

બપોરના બે વાગ્યાનો સુમાર છે. ગોવિંદરાવ કોર્ટમાં ગયા છે. એમનાં પત્ની જમી પરવારી બેઘડી આડે પડખે થયાં છે. સીતા એકલી બેઠી બેઠી કાંતે છે. મનમાં કાંઈક ગણગણતી જાય છે. બાજુના બંગલાના બગીચાની નાળિયેરીના અવાજ એમાં સૂર પુરાવે છે. અને ટ્રામ તથા લોકલ ટ્રેનના ઘરઘરાટ એમાં ભંગ પડાવે છે.

કાંતતાં તાર તૂટયો, કાંઈ વિચાર આવતાં સીતા ઊઠી. પિતાના ટેબલ પરથી એક આવેલું પોસ્ટકાર્ડ લીધું. વાંચી જોયું. આવ્યું ત્યારે વાંચ્યું હતું. ફરી વાંચ્યું. કોલ્હાપુરથી અધ્યાપક દેવધરનું પત્તું હતું તેમાં કેતકર આજે આવીને મળી જશે એમ હતું. પણ કેતકર હજી આવ્યો નહિ. સીતા મનમાં વિચાર કરવા લાગી, "કેમ નહિ આવ્યા હોય? કાંઈક જરૂરી કામ આવી પડયું હશે. લાવ મેનાને પૂછી જોઉં."

રેંટિયો મૂકી બારણું ખાલી અટકાવી મેનાને ઘેર ગઈ. મેના સહેજ વાંચતી વાંચતી સૂઈ ગઈ હતી. સીતાનો પગરવ સાંભળીને

જાગી ગઈ. 'કાણુ સીતા ? આવને.' સીતા બેઠી અને પ્રશ્ન કર્યો, 'તમારે હમણાં તો રજા છે કેમ ?'

'હા. પણુ કેતકર અહીં છે.'

'તમને મળ્યા હતા ?'

'ના, મળ્યા નથી પણુ મેં જોયા હતા. તું કહેતી હો તો કાલે મળું ?'

'ના, ના.' સીતા નીચું જોઈ ગઈ. એના ગાલ ઉપર શરમના શેરડા પડચા.

'બાકી કેતકર છે ગુલાબી માણુસ' મેના માથું ધુણુાવી બોલી.

'તમે નકામાં વધારે પડતાં વખાણુ કરો છો.'

'એ તો તને અનુભવે ખબર પડશે ને! કાયમ હસતો ચહેરો, ઉતાવળી ચાલ, ચેતન અને સ્ફૂર્તિંનો તરવરાટ, પાછો અપ-ટુ-ડેટ, એના બાલ, એનો સૂટ, છેલ્લામાં છેલ્લી ઢબનાં.'

'એટલા બધા પૈસાદાર તો નથી.'

'બાપના વીમાના પૈસા આવ્યા તે બધા ઉડાવી દીધા.'

'એવો છૂટો હાથ તો નહિ સારો.'

'એ તો હવે તું તિજોરીની ચાવી હાથમાં રાખજે ને.'

'મેના !' નીચેથી મેનાની બાનો અવાજ આવ્યો.

'કેમ બા ?'

'આ, સીતાને એને ઘેર બોલાવે છે.'

સીતા એકદમ નીચે ઊતરી. મનમાં થયું "આવ્યા." ઘેર આવી જુએ તો સાચે જ કેતકર, હરિભાઉ, કેતકરના કાકા વગેરે બેઠા છે. સીતાની બા પાણી પાય છે. અને કહે છે: 'અમે તો સવારે રાહ જોઈ હતી.'

'અમે અગિયારે નીકળ્યા, પણુ માટુંગા ગયેલા ત્યાં મોડું થયું. વકીલસાહેબ તો હવે સાંજે મળશે કેમ ?'

'હા.'

નીચું જોઈને સીતા ઓરડામાં ચાલી ગઈ. હરિભાઉએ એક નજરે સીતાને નીરખી લીધી. કેતકર છત સામે જોઈને ચંપલના તાલ દેવા લાગ્યો.

'ઠીક ત્યારે, અમે સાડા આઠે આવશું.' હરિભાઉ ઊઠ્યો.

'રાતે તો નહિ મળે.'

'કેમ ?'

'આજે અહીંની હરિજન ચાલીમાં કીર્તન છે તેમાં જવાના છે.'

'હરિજન' શબ્દ સાંભળતાં કેતકરની ભમર ખેંચાઈ.

'ઠીક ત્યારે, સાત પહેલાં આવી જઈએ છીએ.'

'ખુશીથી. આપને હરકત ન હોય તો એક પ્રશ્ન પૂછું,' સીતાની બાએ અચકાતાં અચકાતાં પૂછ્યું.

'ભલે પૂછો' હરિભાઉ બોલી ઊઠ્યો.

સીતાની બાએ કેતકર સામે જોઈને પૂછ્યું, 'તમારા મામા પર એમણે એક પત્ર લખેલો તે તમને મળ્યો ?'

'હા, મળ્યો છે. તેથી જ અમે આવ્યા છીએ.'

'બસ એટલું જ.'

કેતકર વગેરે ઊઠવાની તૈયારી કરે છે ત્યાં દાદરાનાં પગથિયાં બોલ્યાં. સૌની નજર બારણા તરફ ગઈ.

મેનાનો ચહેરો દેખાયો. આવીને એણે નમસ્કાર કર્યા.

'કેમ મિ. કેતકર, કેમ છો ?'

'સારું; તમે અહીં રહો છો ?'

'હાસ્તો પાડોશમાં જ. હું તો સાંભળીને બહુ રાજી થઈ. કાલે કલબમાં જ તમને અભિનંદન આપવાની હતી. ચાલો ઠીક થયું.'

'હજી એમણે છેવટનો જવાબ નથી આપ્યો,' સીતાની બા વચ્ચે બોલી.

'એ તો નક્કી જ સમજોને. કેમ મિ. કેતકર ?'

'લગભગ નક્કી જેવું.'

'તમારા મામાની હા આવી ગઈ ?'

'આવી ગઈ. તેથી જ અમે મળવા આવ્યા.'

'ચાલો. જીવતા રહો ને સો વરસના થાઓ,' હરખમાં આવીને સીતાની બા બોલી ઊઠ્યાં.

'વિધિસરની વાતચીત સાંજે વકીલસાહેબ આવશે ત્યારે કરશું.'

'હવે ગમે ત્યારે કરોને. મારી ચિંતા ટળી ગઈ. કેમ મેના ?'

'અરે, એ તો હું હા પડાવત. કેતકર મારી સાથે જ ભણે છે. મારા ખાસ ફ્રેન્ડ છે.'

'એમ કે ?'

'ક્યારે વિલાયત ઊપડો છો, મિ. કેતકર ?' મેનાએ પૂછ્યું.

'હજી ચોક્કસ નથી. પણ એકાદ માસમાં થશે. એને માટેની પૂર્વતૈયારી જરા લાંબી હોય છે.'

'અરે વકીલસાહેબની લાગવગ કેટલી છે ? ચાર દિવસમાં બધું કરાવી દેશે.'

'ઠીક ત્યારે, ચાલો ભાઉ ?' કેતકર ઊઠ્યો. નમસ્કાર કરી રજા લીધી.

મેના અંદર જઈને સીતાને ભેટી પડી. 'બસ ને હવે. ચાલો, મારા પહેલાં તું પરણી જવાની.'

'વિલાયતથી આવ્યા પછી લગ્ન થવાનાં.'

'હા સાચે ? તે પહેલાં તો હું કેતકરથી સરસ શોધી લઈશ,' મેનાએ ચલાવ્યું.

'તમે કહો છો ને કે એના જેવો બીજો કોઈ નથી !' સીતા આંખો પહોળી કરીને જોઈ રહી.

'પહેલા નંબરનો નહિ તો બીજા નંબરનો. હું પોતે ક્યાં ફર્સ્ટ ક્લાસ છું?'

'મેનાબેન, એમને આ ખાદી ને રેંટિયો ને એવું બધું ગમતું નથી લાગતું.'

'કેમ જાણ્યું? એ તો એની મેળે જખ મારીને ગમાડશે.'

'સીતા!'

'કેમ બા?'

'સાંજે આ લોકો આવે તેને માટે જરા ચાપાણી ને નાસ્તો તૈયાર કરી રાખશું ને?'

'પિતાજીના આવ્યા પછી કરશું.'

'ઠીક એમ કરજે. મેના, તું આ છોકરીને જરાક સમજણ પાડજે. સાવ આપમતિલી છે. એને એટલું ભાન નથી કે આજ-કાલના છોકરા કેવા રંગીલા હોય છે. એમને પહેરવા ઓઢવાનું અને બોલવા ચાલવાનું બહુ હોય. અને આ મારી એ બાબતમાં તદ્દન ભૂત જેવી છે!'

'એ તો એની મેળે બધું આવડશે બા. તમે શા માટે ફિકર કરો છો?'

'ફિકર કેમ ન થાય? એના સુખ સારુ તો એના બાપે આખી જિંદગી સુધી એક એક કરીને સંઘરેલા રૂપિયા હોડમાં મૂક્યા છે.'

'એકની એક દીકરી માટે સૌ કરે એમાં નવાઈ નથી.'

'હા એ તો છે જ. કાંઈ પાડ નથી કર્યો. પણ હું તો વાત કરું છું. અમે તો અમારાથી બનતું કર્યું. હવે એ જાણે ને એનાં નસીબ જાણે. બીજું શું?' સીતાની બાએ ઊંડો નિસાસો મૂક્યો.

સીતા ભારે હૈયે સાંભળી રહી.

# ૮

દેવકપાસના રૂનો પોલ પાથર્યો હોય તેવાં બરફઢાંક્યાં ગગનચુંબિત શિખરો પાછળથી સૂર્યનારાયણનો સુવર્ણરથ બહાર નીકળ્યો ત્યારે, નાનકડી રેલગાડી ઉતાવળે પહાડી પર ચડતી હતી.

પથારી પર કિરણો આવતાં કેતકર જાગ્યો. બેઠા થઈ આંખો ચોળી. સામેનું અદ્ભુત દૃશ્ય સ્થિર નયને જોઈ રહ્યો. થોડી વારે અંદર નજર પડી તો સામેની બેઠક પર સૂતેલી ઈંદુ ઘસઘસાટ ઊંઘતી હતી. એના કાળાભમ્મર વાળની લટ કપાળ પર આવીને ઊડતી હતી. એનું ઘાટીલું નમણું મુખ સૂર્યનાં બાલકિરણોથી કમળદળની પેઠે ખીલી ઊઠયું હતું. કેતકર મુગ્ધ બનીને જોઈ રહ્યો. એનું નમણું નાક, એના પરવાળા જેવા હોઠ, એની નાની ઉપસેલી હડપચી, લચી પડતા ગુલાબી ગાલ: કેતકર ઘડીભર એકીટશે નીરખી રહ્યો.

હરિયાળી ગિરિમાળ અને ઉન્નત હિમશિખરોનાં પ્રાકૃતિક સૌંદર્યનો સાર એને આ માનવી રૂપમાં દેખાયો. "સીતામાં આવું રૂપ તો નથી જ" એનું મન નિઃશ્વાસ નાંખી બોલ્યું. "હજી ઈંદુ

મને એટલા જ સ્નેહથી ચાહે છે. સીતાના પિતાને વચન આપવામાં ઉતાવળ થઈ છે. આઈ. સી. એસ. થઈને શું વધારે સુખ મળવાનું છે? હજી એક માર્ગ છે. સીતાના પિતા સાથે સમજણ સ્પષ્ટ છે. વિલાયતથી આવી રૂપિયા ગણી આપવા. ત્રણચાર હજાર જે થાય તે રોકડા ભરી દેવા. હું છૂટો અને એ પણ છૂટા." ત્યાં બાજુમાંથી વિચાર આવ્યો, "પણ ઇંદુનું મન બળવંત તરફ છે એનું શું?... બળવંત માટે સુશીલા તૈયાર છે" કેતકરને સમાધાન થયું.

પવનથી ખસી ગયેલો સાડીનો છેડો ધીમે રહીને કેતકરે છાતી પર ઓઢાડ્યો. તરત પાછળ સૂતેલી સુશીલા તરફ જોયું. એ આળસ મરડતી હતી. 'કેમ હવે ક્યાં સુધી ઘોરશો? આમ જુઓ તો ખરાં, આ સામે નગાધિરાજ પોતાનાં ઉત્તુંગ શિખરો સહેજ નમાવી ગૌરવથી સૂર્યદેવને આવકાર આપી રહ્યા છે. અને આ રમકડા જેવી આપણી રેલગાડી, કુદરત ઉપર સ્વામિત્વ સ્થાપવાના અદ્યતન સુધારાના હાસ્યાસ્પદ પ્રયત્ન કરતાં હાંફી રહી છે.'

'મેં જાણ્યું કે તમે ગણિતશાસ્ત્રી જ છો' સુશીલા બેઠી થતાં બોલી, 'પણ આજ ખબર પડે છે કે તમે સારા કલ્પક પણ છો!'

'અને વક્તા યે ખરો કે નહિ?'

'કોણ વક્તા?' ઇંદુ આંખો મીંચી રાખીને જ ઊંઘમાં બબડતી હોય તેમ બોલી.

'આ કેતકર.'

'હવે એને ક્યાં બોલવાનું ભાન છે' કહેતી ઇંદુ બેઠી થઈ. આંખો ખોલતાં જ બોલી ઊઠી, 'વાહ! પુરબહારમાં સૃષ્ટિ ખીલી રહી છે ને શું? આવો અનુપમ દેખાવ જોઈને તો કુંભારને ય કાવ્ય સ્ફુરે!'

'કુંભાર જેવો સર્જક બીજો કોણ છે?' કેતકરે દલીલ ઉપાડી લીધી.

'તમે પોતે!' ઇંદુએ લહેકો કરી જવાબ દીધો.

'ભઈ, મૂકો માથાકૂટ. આ જોવાનું સૂઝતું નથી' સુશીલાએ ખીણોમાં પથરાયેલાં ઘીચ જંગલો તરફ બન્નેનું ધ્યાન ખેંચ્યું.

માત્ર સવા બે ફૂટ પહોળા પાટા પર દાર્જિલિંગ–હિમાલયન રેલવે પોતાની શક્તિ ઉપરવટ જોર કરતી હોય તેમ દોડી જતી હતી. વારંવાર વાંક વળતી હતી, વાંક વળતાં જાણે હમણાં નીચે ગબડી પડશે એવો ભય લાગતો હતો. અને એક ને એક સ્થળે ઉપર ચડવા માટે મોટો વળાંક લેતાં સાચે જ ગબડી પડશે એમ ધારીને પાછી ફરીને ઉપર ચડતી હતી. પાંચ છ હજાર ફૂટ ઊંચે ચડી ચૂકી હતી. નીચે ચાનાં ખેતરો, રંગબેરંગી ફૂલો અને ઘાડાં જંગલો ઊંડાં ને ઊંડાં ઊતરતાં જતાં હતાં.

'હવે તારું ઘુમ ક્યારે આવશે?' ઇંદુએ અધીરા થતાં પૂછ્યું.

'હમણાં આવ્યું સમજ.'

જોતજોતાંમાં ઘુમ સ્ટેશન આવી પહોંચ્યું. ૭૪૦૦ ફૂટ ઊંચું સ્ટેશન! ચોમેરનો ભવ્ય દેખાવ જોઈને ઉતારૂઓ અવાક્ બની ગયાં.

ઘુમ છોડીને ગાડી નીચે ઊતરવા લાગી. પાંચસો છસો ફૂટ ઊતરી ત્યાં પહાડોઓની રાણી ગણાતી દાર્જિલિંગની રળિયામણી ટેકરી આવી પહોંચી.

દાર્જિલિંગમાં એક હોટેલમાં ઉતારો કર્યો. નાહી ધોઇ, જમી, થોડો આરામ લઈ ત્રણે પંખીડાં ફરવા નીકળી પડ્યાં.

ઑબ્ઝર્વેટરી હીલ પર પહોંચ્યાં. સામે નજર કરે તો જેનાં પુનિત દર્શનથી હરેક ભારતવાસી પોતાનો જન્મ સફળ માને છે, એવાં ધવલગિરિ અને કાંચનગંગાનાં બરફઢાંક્યાં શિખર જોઈને કેતકર મંડળી ધન્ય બની.

'ઉમાએ શંકરને માટે તપ કરેલું તે આવા જ કોઈ સ્થળે હશે!' ઇંદુએ પૂછયું.

'હાસ્તો. એનું તપોવન આટલામાં ક્યાંઇક બતાવવામાં આવે છે.'

'શંકરને મેળવવા માટે ઉમાએ કેટલું તપ કર્યું?' સુશીલા આશ્ચર્યભાવથી દૂર ક્ષિતિજમાં જોઈ રહી.

થોડીવાર કોઈ ન બોલ્યું. ઇંદુએ સહેજ નિશ્વાસ મૂકતાં કહ્યું, 'સુશી! તને એમ નથી લાગતું કે કેતકરે પૈસાને માટે લગ્ન કરવાનું સ્વીકાર્યું તે ભૂલ કરી છે? પ્રેમ હોય ત્યાં જ જીવન જોડવું જોઈએ.'

'મને એ તમારી પ્રેમની ફિલસૂફી સમજાતી જ નથી' ઇંદુ કેતકર સામે એકીટશે જોઈ રહી. મનમાં બબડી, "બળવંત જરા લુખ્ખો ને અતડો છે. આના જેવો લહેરી નહિ. કેટલું સમજાવ્યો પણ ધરાર ન આવ્યો. સારું કર્યું હું આવી ગઈ. કેતકરનું મનઃ-દુઃખ એટલું ઓછું થશે. હવેથી પ્રવાસે નીકળવું તો કેતકર સાથે જ."

કેતકર દૂર દૂરની ગિરિમાળાને નિહાળતો ઊભો હતો અને મનમાં વિચારમાળા ચાલી રહી હતી. બાજુમાં થતી વાતચીત તરફ એના કાન ઢળેલા હતા. "હરિભાઉ ભલે કહે, પણ ઇંદુનો મારા પરનો ભાવ અવિચ્છિન્ન છે. મેં પૈસા ખાતર લગ્નની વાત કબૂલી તે એને ગમી નથી એ વસ્તુ શું બતાવે છે? એકાદ વરસ પછી ઇંગ્લાંડ બોલાવી લઈશ..."

'એ મહાત્મા...' ઇંદુએ ખભો પકડીને કેતકરને જગાડ્યો. અચાનક એની વિચારમાળા તૂટી ગઈ. ઇંદુ સામે ખોટી રીસભરી નજર કરીને તાડૂકયો:

'તદ્દન જંગલી છો, ઇંદુ!'

'અને આ મોટા સંસ્કારમૂર્તિ! ચાલો હજી ઘણું જોવાનું છે.'

ટાઈગર હીલ, ચાના બગીચા, ફૂલોથી મહેકતાં ઉપવનો—ત્રણ દિવસમાં બધું જોઈ ને મંડળી પાછી ફરી.

વળતાં બોધિગયા, દિલ્હી, આગ્રા, ફત્તેહપુર સિક્રિ વગેરે સ્થળો જોઈ ને તેઓ એક સુંદર સાંજે પૂના આવી પહોંચ્યાં.

પૂનાથી કેતકર મુંબઈ આવ્યો. ત્યાં સુધીમાં જોષી વકીલે બધી પૂર્વતૈયારી કરી રાખી હતી.

વૃદ્ધાવસ્થા, પસો, માન–અપમાન, કે રાત દિવસ જોયા વિના, પ્રમાણપત્ર, પાસપોર્ટ, કપડાં, સામાન, ભાતું વગેરે તૈયાર કર્યું હતું.

કેતકર આવ્યો ત્યારે જવા આડા ફક્ત આઠ દિવસ રહ્યા હતા. કોલ્હાપુર મામાને લખ્યું, 'બાને તેડીને જલદી આવો.' ઇંદુને છેલ્લી વિદાય આપવા આવી પહોંચવા જણાવ્યું. અને છેલ્લા આઠ દિવસ કેતકર દોસ્ત–મિત્રોને મળવા કરવામાં રોકાઈ ગયો.

# ૯

મહિલા છાત્રાલયની એક ઓરડીમાં ઈંદુ અને સુશીલા સાથે જ રહેતાં હતાં. ઈંદુએ ઓરડીમાં એક નાનકડું મેજ, બે ખુરશી, એક આરામ ખુરશી, એક કાચનું નાનકડું કબાટ પોતાને ખર્ચે વસાવ્યાં હતાં. કબાટમાં મનપસંદ થોડી સાડીઓ, કબજા, પલંગપોશ, રેશમી ઓશીકું વગેરે ઉપલા ખાનામાં ગોઠવાયેલાં હતાં. નીચલા ખાનામાં પુસ્તકો હતાં. ભીંતે કાળી ફ્રેઇમનો કાંસકા પેટી સાથેનો સુંદર અરીસો ટાંગ્યો હતો. ટૂથબ્રશ, સુગંધી સાબુ, બ્રાહ્મીતેલની શીશી, વેસેલાઇન સ્નો, પાઉડર, કૅલેન્ડર, ફાઉન્ટનપેન, પેન વગેરે ચીજો યોગ્ય સ્થળે ગોઠવાયેલી હતી.

સુશીલા આરામ ખુરશીમાં પડી પડી વાંચે છે ત્યાં ઈંદુએ આવીને કહ્યું, ‘ સુશી ! કૅતકર ઊપડે છે. ’

‘ ક્યારે ? ’

‘ પરમ દિવસ. તારે પણ આવવાનું છે. ’

‘ મારા વતી તું જ સફળ સફર કહેતી આવજે. ’

'સુશી ! મારે એક બાબતમાં જરા તારી સલાહ લેવી છે.'

'કઈ બાબતમાં ?' સુશીલાએ પુસ્તક બંધ કર્યું.

'કેતકરને વિદાય આપવા જતાં પહેરવા જેવી મારી પાસે એકેય સારી સાડી નથી.'

'આટલી બધી છે ને ?'

'એમાંની એકેય આ પ્રસંગે શોભે તેવી નથી.'

'તો નવી લે.'

'નવીના રૂપિયા પાંત્રીશ પડે છે.'

'એમાં મારી સલાહની શી જરૂર પડી ?'

'મારી પાસે એટલા પૈસા નથી. તું થોડા આપે તો પછી હું તને આપી દઈશ.'

'મારી પાસે એટલા બધા અત્યારે નથી.'

'ઠીક છે, હું શહેરમાંથી સગવડ કરી લઈશ.'

'કોની પાસેથી લઈશ ?'

'મારા કાકા છે ને ?'

'એમની પાસે એટલા હશે ?'

'એ તો સગવડ કરી આપશે.' ઈંદુ છત્રી લઈને ચાલતી થઈ.

*

કૉલેજ છોડયા પછી તરત જ બળવંતરાવે જાહેર જીવનમાં ઝંપલાવ્યું હતું. સામ્યવાદી તરીકે યુવાનોમાં અને મજૂરોમાં એ પ્રિય થઈ પડયો હતો. સાદો પોશાક, સાદો ખોરાક અને રાત દિવસની કામગીરીએ એ સૌનો પ્રીતિપાત્ર બન્યો હતો. જુસ્સાદાર ભાષણ, દલીલયુક્ત રદિયા અને ફના થવાની તૈયારીએ એ જોત-જોતાંમાં આગળ આવી ગયો હતો. એના ચમકદાર વ્યક્તિત્વથી અંજાઈને કેટલાંક યુવક–યુવતી એના ફરતાં વિંટળાઈ વળ્યાં હતાં.

એમાંની ઈંદુ એક હતી. ઈંદુ દાખલ થઈ બળવંતથી આકર્ષાઈને. ધીમે ધીમે એણે પોતાનું સ્થાન પ્રાપ્ત કરવા માંડ્યું. રજામાં એક મહિનો આખો સતત કામ કરીને એણે બળવંતનો પ્રેમ સંપાદન કર્યો. દાર્જિલિંગ ગયા પહેલાંનો આખો માસ યુવકોમાં, મજૂરોમાં, વિદ્યાર્થીઓમાં બળવંત સાથે કામ કરીને બળવંતના મનમાં ઈંદુએ પોતાને માટે માન પેદા કર્યું હતું.

એક બપોરે બળવંત પોતાના કાર્યાલયમાં પત્રિકા તયાર કરે છે ત્યાં ઇંદુ ઉતાવળે આવી પહોંચી.

'આવો ઈંદુબેન, અત્યારે કાંઈ અચાનક?'

'ખાસ અગત્યના કામે આવી છું.'

'બોલો.'

'મારે આ શરૂ થતા સત્રના સો રૂપિયા ભરવાના છે. પિતાજીએ મોકલવા કહેલું પણ હજી આવ્યા નથી. પ્રવાસમાં જરા ધાર્યા કરતાં વધારે ખર્ચ થઈ ગયું.'

'પ્રવાસ એ એવી વસ્તુ છે.'

'હા. અને અત્યારે તમે મને પચાસેક રૂપિયા આપશો તો અઠવાડિયામાં પાછા આપી દઈશ.'

'રૂપિયા ક્યારે જોઈએ?'

'અત્યારે અર્ધા કલાકની રજા લઈને આવી છું. આજે પાંચ વાગ્યા પહેલાં ભરાઈ જવા જોઈએ.'

'ઠીક ત્યારે તમે બેસો જરા. હું હમણાં જ લાવી આપું છું. ચેક હશે તો ચાલશે?'

'ખુશીથી.'

બળવંત મારતી સાઈકલે ઊપડયો. ઈંદુ પત્રિકા વાંચવા લાગી. પત્રિકામાં શ્રીમંતો અને ગરીબો વચ્ચેનું અંતર બતાવ્યું હતું.

ઘરબાર, રાચરચીલું, પોશાક, ખોરાક, શરીર, અભ્યાસ, શિક્ષણ વગેરે એક એક કરીને સાદી સચોટ ભાષામાં બતાવ્યાં હતાં.

'ગરીબોનો સાચો ભેરૂ બળવંત છે.' ઈંદુના મુખમાંથી ઉદ્દગાર નીકળી ગયા. પોતાની ઓરડી, રાચરચીલું, ખોરાક, પોશાક ક્યા વર્ગનું છે? ઈંદુ જરા ઊંડી ઊતરી. થોડીવારે બબડી, "હું મારી જાતને છેતરી રહી છું."

ત્યાં ટોકરી વાગી. બળવંત આવ્યો. રૂપિયા પચાસ ઈંદુના હાથમાં મૂકતાં બોલ્યો, 'પંદર દિવસ પછી પાછા આપશો તો પણ ચાલશે.'

'તકલીફ માફ કરજો હોં.'

'એમાં શું? આપણે હવે એવો સંબંધ નથી કે જેથી ખોટો વિવેક કરવો પડે.'

'અચ્છા, સાહેબજી.'

'પાછાં શહેરમાં ક્યારે આવશો?'

'ત્રણ દિવસ પછી.'

'ઓહો! એટલું બધું કાંઈ?'

'મારે જરા કાલે રાતે મુંબઈ જવું છે. મારા પિતાજીએ તેડાવી છે. બાની તબિયત જરા સિક છે.'

'શું વરતાય છે?'

'હાર્ટની ટ્રબલ છે. કશું સીરિયસ નથી. જૂનો રોગ છે.'

'ઠીક, આવજો.'

'અચ્છા સલામ.' ઈંદુ ચટપટ ચટપટ કરતી ઝપાટાબંધ દાદરો ઊતરી ગઈ.

બળવંતનું મન બોલી ઊઠયું, "નહિ, ઘણી હિંમતવાળી છોકરી છે." પછી મનને વાળીને આગળ પત્રિકા લખવા મંડયો.

ઈંદુ સીધી કાપડ બજારમાં ગઈ. અગાઉથી પસંદ કરી રાખેલ ઉત્કૃષ્ટ જરિયાની સાડી ખરીદ કરી. દુકાનેથી ઊતરી ત્યારે એનો હર્ષ માતો નહોતો.

વિદ્યાપીઠમાં આવી. સુશીલાએ પણ સાડી વખાણી ત્યારે એના સંતોષનો પાર ન રહ્યો.

## ૧૦

જોષી વકીલનું ઘર મહેમાનોથી ભરાઈ ગયું. કોલ્હાપુરથી કેતકરનાં મામા, મામી અને મા આવ્યાં. કેતકરને છાત્રાલયમાંથી બોલાવી લીધો.

સીતા જેવી ભણવામાં તેવી જ કામકાજમાં કુશળ છે. કેતકરની બા સીતાના હાથમાંથી કામ લઈ ને પોતે કરવા લાગે છે. સીતાની બાને તો લગ્નોત્સવ કરતાં વધારે હરખ છે. કેતકરને જોઈ જોઈ ને એ હરખાઈ જાય છે.

મેના પણ સવાર, બપોર, સાંજ મદદમાં આવે છે.

તૈયારી તો બધી આઠ દિવસ અગાઉથી થઈ ગઇ છે. આખરે જવાનો દિવસ આવ્યો. સૌ વહેલાં ઊઠયાં. સીતાનો જીવ સવારથી મુંઝાય છે. ત્રણ વરસ કેમ જશે? સીતાની બાએ વહેલી વહેલી રસોઈ કરી.

'હવે પાછા કોણ જાણે કયારે મારા હાથનું જમશો' કહી કહીને કેતકરને હેત કરીને જમાડયો. કેતકર જમી ઊઠયો. તેવી

મેના આવી. 'મિ. કેતકર, જરા પાનસોપારી લેવા આજે આપણે ત્યાં આવશો ?'

'પણ હવે સમય થવા આવ્યો છે.'

'એક પાંચ મિનિટ આવી જાઓ.'

'ઠીક ચાલો.'

'અત્યારે ક્યાં ચાલ્યો યશૂ ?' મામાએ પૂછ્યું.

'એક પાંચ મિનિટમાં આવું છું.' કેતકર મેના સાથે ગયો. મેનાના દીવાનખાનામાં એક ખુરશી પર બેઠો. 'કહો ત્યારે મેના-બેન, હવે ફરી ક્યારે મળશું ?'

'મળશું પાછાં' કહીને મેનાએ અંદરના ઓરડા તરફ જોયું.

સીતા શરમાતી બારણાની ઓથે ઊભી છે. 'આવને, અંદર આવ.'

'કોણ છે ?' કેતકરે પૂછ્યું.

'કોણ હોય બીજું !'

'હાં, હવે સમજ્યો તમારું પાંચ મિનિટનું કામ !' મેના ઊઠીને સીતાને અંદર ખેંચી લાવી. પોતાની પાસે ખુરશી પર બેસાડી. સીતા નીચે જોઈ અંગૂઠાથી શેતરંજી ખોતરવા લાગી.

'ઠીક ત્યારે શાંતિથી રહેજો. દર અઠવાડિયે પત્ર લખતા રહેજો.'

'તમે પણ લખજો' સીતાએ કહ્યું.

'હું તો એ બાબતમાં બહુ નિયમિત છું. અને અભ્યાસ સાથે થોડી બહારની દુનિયાં પણ જોતાં રહેજો.'

'કેટલાં વરસ થશે ?'

'ત્રણ તો ખરાં જ. પણ એ તો આંખ મીંચીને ઉઘાડશો ત્યાં વીતી જશે.' પછી મેના સામે જોઇ કહ્યું, 'મેનાબેન, તમે સીતાને થોડું એક્સ્ટ્રા રીડિંગ કરાવતાં રહેજો.'

'અરે! એ મારા કરતાં વધારે વાંચે છે.'

'એમ કે? તો સારું.'

થોડીવાર કોઈ ન બોલ્યું. સીતાનું હૈયું ભરાઇ આવ્યું. એની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. કેતકર મેના સામે જોઈ ઊઠયો, 'ઠીક ત્યારે, જાઉં છું.'

'વહેલા આવતા રહેજો અને પત્ર લખજો' ગદ્‌ગદ્ સ્વરે સીતા બોલી. એની આંખમાંથી ટપકૂ ટપકૂ આંસુ ખરી પડયાં.

કેતકર 'અચ્છા ત્યારે' કહીને નીચે ઊતરી ગયો. મેનાએ સીતાની પીઠ થાબડતાં કહ્યું, 'એમાં રડવાનું શું? પરદેશ ભણવા સૌ જાય છે. ચાલ જમવા, તારી બા રાહ જોતાં હશે.'

'મારે જમવું નથી' સીતા ખુરશી પર બેસી ગઈ. એની આંખમાંથી આંસુ વહેતાં હતાં.

'તું તો સાવ ગાંડી છે સીતા, ઊઠ જોઈએ.' સીતાનાં આંસુ લૂછી મેના પરાણે જમવા લઈ ગઈ.

જોષી વકીલ જાતે જઇને તાજાં ફળના બે કરંડિયા લઈ આવ્યા. બે ટૅકસી બોલાવતા આવ્યા. કપડાં ઉતારી ઝપાટાબંધ બે કોળિયા જમી લીધું. એક એક કરીને બધી ચીજો મોટરોમાં મુકાવી. ભારે સામાન પાછળ બંધાવ્યો. અધ્યાપક દેવધર તો આ વૃદ્ધ પિતાનો પુત્રીપ્રેમ જોઈજ રહ્યા. કેતકરની બાથી ન રહેવાયું, 'હવે તમે આંટા ન ખાશો. યશવંત, તું થોડું લઈ જા.'

'ના, ના; એમને તો પછી ત્યાં બધું કરવાનું જ છે ને. તમે કેતકરને અક્ષતકંકુ કરો.' સીતાની બાએ કેતકરને મોટો ચાંદલો કર્યો. ચોખા ચોડયા. સીતાએ પોતાને હાથે કાંતેલા ઝીણા સુતરની ફાળકી ગળામાં પહેરાવી. પોતાને હાથે ગૂંથેલ ખાદીફૂલનો નાનો ગજરો હાથમાં આપ્યો. નમસ્કાર કરીને એક બાજુ ઊભી રહી.

'વકીલ સાહેબને પાયલાગણુ કરો,' મામાએ કેતકરને કહ્યું. કેતકર પગે લાગ્યો. જોષી વકીલે આશીર્વાદ આપ્યા. મામા, મામી, સીતાની બા અને પોતાની બાને પગે લાગ્યો.

'સો વરસનો થજે દીકરા' બન્ને માતાઓ ગળગળી થઈ. કેતકરનું હૃદય પણ ભારે થયું.

સામાન ગોઠવાઈ ગયો એટલે બધાં નીચે ઊતર્યાં. મોટરો ચાલી. વૃદ્ધ ગોવિંદરાવે સ્વસ્તિ વચનો ઉચ્ચાર્યાં: બંદર પર પહોંચ્યાં. જકાતમાંથી પસાર થયા. સામાન ઉપડાવી સ્ટીમરમાં મુકાવ્યો. સૌ સ્ટીમર પર ગયાં.

સાઠે દંપતી, હરિભાઉ વગેરે આવી પહોંચ્યાં. ઇંદુએ સુગંધિત રંગબેરંગી ફૂલ અને રૂપેરી તારથી સુશોભિત હાર કેતકરના ગળામાં પહેરાવ્યો. હાથ મિલાવી કહ્યું, 'સફળતા મેળવી વહેલા પાછા પધારજો.' કહેતાં કંઠ રૂંધાયો. કેતકર નીચું જોઈ હૃદયની ધ્રુજારી શમાવવા લાગ્યો. સાઠે દંપતીએ આશીર્વાદ આપ્યા. હરિભાઉ બથમાં લઈ ભેટ્યો.

પ્રવાસ વિષે આડીઅવળી વાતચીત ચાલી. વળાવનારાને નીચે ઊતરવાની સૂચના મળી.

ફરી એકવાર સૌએ સામસામા નમસ્કાર કરી લીધા. બધાંનાં હૈયાં વિદાય વેળા નજીક આવી જાણે ભારે થયાં. ભારે હૈયે બધાં નીચે ઊતર્યાં.

સ્ટીમરનું ભૂંગળું વાગ્યું. ટોકરી વાગી અને સ્ટીમર ખસી. ફુરજા પર સૌ રૂમાલ ફરકાવતાં ઊભાં રહ્યાં. સૌથી આગળ ઇંદુ ઊભી છે. એની ઉમદા સાડીનો સોનેરી છેડો, સીતાને ઢાંકી દેતો ફરફરી રહ્યો છે. કેતકર એકી ટશે ઇંદુ સામે જોઈ રહ્યો. ફરી એ આકર્ષક મુખ, સ્નેહાળ હૃદય, મોહક વાણી ક્યારે સાંભળવા

મળશે? એ વિચારે કેતકરનું અંતર દૂભાયું. એની આંખ ભીની થઈ. એક હાથે એ રૂમાલ ફરફરાવી રહ્યો છે.

વૃદ્ધ માતા, મામા, મામી, જોષી દંપતી, સાઠે દંપતી, મેના, હરિભાઉ—એક પછી એક એની નજર સામેથી ખસતાં ગયાં. છેલ્લે માત્ર ઈંદુનો જાજરમાન ચહેરો અને ઓપતી સાડી, દૃષ્ટિ મારફત હૃદયમાં ઊતરી ગયાં. અને ઈંદુની મુલાયમ સાડીના ઊડતા છેડા પાછળ શાંતિથી, છતાં કંપતે હૃદયે, આંસુભરી આંખે ઉભેલી સીતા ઢંકાઈ ગઈ.

પુરજા પરના ચહેરા દેખાતા બંધ થયા છતાં કેતકર સ્ટીમરમાંથો ક્યાંય સુધી તે તરફ જોઈ જ રહ્યો.

## ૧૧

કેતકર ગયો તેને વળતે દિવસે જ તેનાં મામા, મામી અને બા કોલ્હાપુર ગયાં. જોષી વકીલનું ઘર સૂનું બન્યું. સીતાને ક્યાંઈ ચેન પડતું નથી. ઘેરથી મેનાને ત્યાં અને મેનાને ત્યાંથી ઘેર. શાળામાં કલાક જઈને આવતી રહે છે. પૂરું જમતી પણ નથી. રાતમાં ફફડે છે.

એવા ને એવા ત્રણ દિવસ ગયા એટલે સીતાની બાએ ઠપકાભર્યા અવાજે કહ્યું, 'છોકરી! આવાં તે હશે ક્યાંઈ. નહિ કોઈના વર પરદેશ ભણવા જતા હોય. કાલ સવારે ઘેર આવશે. અમને ય એક દિવસ સૂનું લાગ્યું. પણ પછી એને સંભારીને બેસી રહેવાય છે?'

'શું છે માશી?' મેના ઉપર આવી.

'આને કાંઇ કહેવું છે?'

'કોને સીતાને કે? મૂરખ છે. ચાલ મારે ત્યાં. આપણે શેક્સ્પીઅરનું ડ્રામા વાંચીએ.'

'અત્યારે નથી વાંચવું. બા નકામી કહે છે. હું તો શાળાએ પણ જાઉં છું. અને યાદ ન આવે?'

'યાદ તો આવે, પણ આ વધારે પડતું ગણાય. અને બે દિવસમાં ખુશીખબરનો પત્ર આવશે.'

'ક્યાંથી આવશે?'

'એડનથી.'

'અત્યારનો દરિયો જરા ખરાબ છે, નહિ મેનાબેન?'

'હા. પણ એને નહિ લાગે.'

'ખાવાપીવાનું તો ફાવશે ને?'

'અરે સ્ટીમરમાં તો ઘર જેવું. અને કેતકરનો સ્વભાવ મળતાવડો છે તે લહેર કરતો હશે.'

'વિલાયતમાં એમને ગમશે ખરું ને?'

'કેમ ન ગમે. મને કોઈ મોકલે તો આજ જાઉં.'

'ત્યાં રહેવાનું ક્યાં રાખશે?'

'કોઈ સારી ક્લબ અગર હોટેલમાં.'

'એમના કોઈ ઓળખીતા ત્યાં હશે?'

'છેને. અને બીજા થશે.'

'ત્યાં બધા અંગ્રેજીમાં જ બોલે કેમ?'

'હા. જેમ આપણે અહીં મરાઠીમાં બોલીએ તેમ.'

'ત્યાં ટાઢ બહુ પડે, નહિ મેના?'

'હા. પણ કેતકરને ખૂબ ગરમ કપડાં આપ્યાં છે એટલે હરકત નહિ પડે.'

'હ્યો ક્યાં સુધી બન્ને જણી વાતો કર્યાં કરશો ?' સીતાની બાએ કહ્યું. 'ઊઠો હવે. કૉફી તૈયાર થઈ છે તે પીને વિદ્યાલય તરફ જરા ફરી આવો.'

'ચાલ ઊઠ સીતા.'

સીતા ઊઠી. મેનાને અને બાને માટે પ્યાલા રકાબી ઉતારી કૉફી કાઢી.

પણ મનમાં કેતકરના જ વિચારો ચાલ્યા કરતા હતા.

*

'જુઓ ઈંદુમતિ, ત્યારે તમે હવેથી હમેશાં એક કલાક આપશો કેમ ?' બળવંતે પૂછ્યું.

'મને સાઈકલ મળશે તો. કારણ કે મેં આ કામને માટે મુશ્કેલીથી દોઢ કલાક રજા માગેલ છે.'

'જરૂર મળશે. કેમ વિઠ્ઠલ, આપણે ત્યાં લેડીઝ સાઈકલ સ્પેરમાં છે કે ?'

'થઈ શકશે.'

'ચાલો કમળાબાઈ, તમે ?'

'હું તો શહેરમાં જ છું. તે ફુરસદે અર્ધોએક કલાક આપીશ.'

'તમે શાંતાબેન ?'

'આપણો અર્ધો કલાક.'

'આ ઇંદુમતિ દોઢ માઇલ દૂર રહે છે, પરાધીન છે, છતાં દોઢ કલાક આપે છે અને તમે અર્ધો કલાક ?' બળવંતે પૂછ્યું.

'ચાલો ત્યારે કલાક આપણો !'

'તમે હરિશ્ચંદ્ર ?'

' આપણો પોણો કલાક. '

' તમે શ્યામરાવ ? '

' આપણો દોઢ કલાક. '

' સાહબાશ. '

એક પછી એક પચીસેક યુવક–યુવતીઓની ટુકડીઓ બળવંતે પાડી. મજૂર લત્તાઓમાં રાત્રિશાળા અને બપોરશાળા ચલાવવા, કાર્યાલયમાં પત્રવ્યવહાર, ચિઠ્ઠીચપાટી કરવા, હાજરીપત્રકો રાખવા, હિસાબ રાખવા, એમ જુદા જુદા કામ પર સૌને અનુકૂળ પડે તેમ ગોઠવણ કરી.

છેલ્લા છ માસથી બળવંતે બમણા જોશથી કામ ઉપાડ્યું છે. બળવંતે કામ હાથ ધર્યા પછી કામનું જોશ વધ્યું છે, યુવક યુવતીઓનો ઉત્સાહ વધ્યો છે, કામદારોની આશા વધી છે.

' ઇંદુમતિ ! તમને રાત્રિશાળા કે બપોરશાળા નહિ ફાવે. તમે કાર્યાલયના પત્રવ્યવહાર વિભાગમાં તમારો વખત આપો એમ ઇચ્છું છું. '

' મેં તો વખત આપી દીધો. સવારે આઠથી નવ. અર્ધો કલાક જવા આવવાનો બાદ. '

' બસ કાર્યાલયમાં જ ઠીક પડશે, કેમ શ્યામરાવ ? '

' હા. '

' ઇંદુમતિ બીજી પણ ઘણી રીતે ઉપયોગી થઈ પડે તેમ છે. દાખલા તરીકે, રજાને દિવસે મજૂર લત્તાઓમાં જવું, વિદ્યાર્થીઓની સભાઓમાં ભાષણો કરવાં, ફંડ મેળવવાં વગેરે. '

' બરાબર છે ' શ્યામરાવે ટેકો આપ્યો.

' ઠીક ત્યારે, હવે સૌ જાઓ. ઇંદુમતિ, હું તમારી સાથે એ તરફ આવું છું. ' બળવંતે કામ સંકેલ્યું. એક પછી એક સૌ વિખરાયાં.

બળવંત ઈંદુ સાથે એક ભાડૂતી ટેક્સીમાં બેઠો. ઈંદુએ કહ્યું, ‘ ઘણા વખતથી પર્વતી પર નથી જવાયું.’

‘ તો ચાલો. આજે મને પણ વખત છે. ડ્રાઈવર, પર્વતી તરફ લો.’

મોટર પર્વતીને માર્ગે વળી, શહેર મૂકીને બહાર નીકળી.

‘ કેમ છે તમારાં બાને ?’

‘ સારું છે.’

‘ ચાલો હવે તો હમણાં ક્યાંઇ જવાનું નથી ને ?’

‘ ના. તમારા પૈસા આઠેક દિવસમાં પાછા આપી શકીશ.’

‘ કશી હરકત નહિ.’ બળવંતે બહાર જોયું અને પછી પાછું ઈંદુ સામે જોઈને પૂછ્યું,

‘ આ સાડી નવી ખરીદી લાગે છે ?’

‘ મારા ભાઈએ વીરપસલીની ભેટ આપેલી છે.’

‘ એમ કે ?’ બળવંત ઘડીભર જોઈ રહ્યો.

‘ તમારા આ કામમાં હું લાંબો વખત મદદ નહિ કરી શકું,’ ઈંદુએ કહ્યું.

‘ કેમ ?’

‘ અત્યારે હું મારા કાકાની છોકરીને ભણાવવાને બહાને શહેરમાં આવું છું.’

‘ હોય નહિ ?’

‘ હા. નહિતર આવા કામ માટે રજા શાની મળે ?’

‘ એ તો ખોટું. આવા નજીવા કામ માટે જુઠું બોલવું સારું નહિ.’

‘ શું કરું, બીજો ઉપાય નથી.’

‘ તમારા કાકાને ત્યાં શહેરમાં રહો તો ?’

‘ એમને ઘેર મોટો કાફલો છે.’

'તો આપણી સાથે રાખો. મારી બેન છે, ફઈ છે—તમને અનુકૂળ આવે તો.'

'વિચાર કરી જોઈશ.'

'એમાં વિચાર શો કરવો હતો? હજી તમે જુદાઈ રાખો છો એમ લાગે છે,' બળવંત બોલ્યો. 'આપણે પહેલું કામ, બીજું બધું પછી. અને ખરું પૂછો તો મને પોતાને તમો અત્યારે ભણો છો તેની પૈસાભારની કિંમત નથી.'

'ના, અભ્યાસ તો નથી છોડવો. અભ્યાસ છોડું તો તો મારે તરત જ મુંબઇ જઈને રહેવું પડે.'

'તો ગે શી હરકત છે? મુંબઈમાં પણ આપણા પક્ષનું કામ ચાલે છે. ત્યાં પણ કામદાર વર્ગનો વિરાટ સમૂહ છે.'

'પણ ત્યાં તમે નથી ને?' ઈંદુએ બળવંત પર નજર ઠેરવી.

'એમ વ્યક્તિનો મોહ રાખવાથી આવાં મોટાં કામ ન થઈ શકે' બળવંતે દૃઢતાથી કહ્યું.

'હું તો તમારા આકર્ષણથી જ આમાં પડી છું' ઈંદુ શાંતિથી બોલી.

'એવી વ્યક્તિપૂજા આપણે છોડવી પડશે.'

વાત કરે છે ત્યાં મોટર ઊભી રહી. બન્ને નીચે ઊતર્યાં. બળવંતે ભાડાના પૈસા આપ્યા. બન્ને ટેકરી પર ચડવા લાગ્યાં.

'સમજ્યાં ને ઈંદુમતિ' બળવંતે આગળ ચલાવ્યું, 'હું જાણું છું કે તમને મારા પ્રત્યે અત્યંત સદ્‌ભાવ છે. પણ કાર્યના મૂળમાં તો માત્ર સિદ્ધાંત પ્રત્યેની ભક્તિ, બુદ્ધિપૂર્વકની અડગ શ્રદ્ધા જ જોઈએ.'

'એ ખરું બળવંત, પણ સમાન વયનાં, સમાન કોટિનાં યુવક–યુવતી એક જ કાર્યમાં જોડાય છે ત્યારે એની પાછળ કોઈ ગૂઢ આકર્ષણ રહેલું જ હોય છે. અથવા પાછળથી જન્મે છે.'

'એ પણ ખરું છે' બળવંત જરા ઠંડો પડ્યો.

'અને ખાસ કરીને બન્ને અપરિચિત હોય ત્યારે,' ઈંદુએ બળવંત સામે જોયું.

'હા. એ વળી એથી વધારે સાચું છે.' બળવંત હસ્યો અને ઉમેર્યું, 'આપણે માટે એ આકર્ષણ ગૂઢ અને અગમ્ય ન બનતાં માત્ર કાર્ય પૂરતું રહે તો સારું.'

'બેસશું બળવંત?' ઈંદુએ પાછા ફરી પૂનાના મનોરમ દેખાવ તરફ જોતાં કહ્યું.

'હા બેસીએ.' બળવંત બેઠો. ઈંદુ બાજુમાં બેઠી.

'પેશ્વાઈ રાજધાનીની ભવ્યતા જોઈ બળવંત!'

'આ સ્થળની પસંદગી કરનાર કોઈ બાહોશ રાજપુરુષ હોવો જોઈએ. આમ પાછળ સિંહગઢ ને પુરંદરગઢ, એક બાજુ ખંડાળાની હારમાળા, અને દૂર દૂર પાછળ શિવનેરી...'

'એમની દૃષ્ટિ તો સાચી. પણ આ ખડકીની છાવણી પસંદ કરનાર ઓછા પહોંચેલ નથી' બળવંતે કહ્યું.

'બળવંત, ગરીબોને ખાવા ધાન મળતું નથી, પહેરવા કપડાં મળતાં નથી, રહેવા ઘરબાર મળતાં નથી અને એમના રક્ષણને બહાને આ લોકો એમના પરસેવાના પૈસાથી મોજ માણે છે!'

બળવંત દાંત ભીંસી જોઈ રહ્યો. થોડીવાર કોઈ ન બોલ્યું.

'ચાલશું ઈંદુમતિ?' બળવંતે ઊઠવાની તૈયારી કરી.

'જવાય છે' કહીને ઈંદુ નિરાંતે બેઠી અને ઊંડા વિચારમાં હોય તેમ ક્ષિતિજ તરફ જોઈ રહી. બળવંત ઈંદુના ચિંતાતુર ચહેરા સામે જોઈ બોલ્યો, 'કેમ શા વિચારમાં છો?'

'આપણી મૂળ વાત.'

'કઈ? શહેરમાં રહેવાની કે?'

'હાસ્તો.'

'એનો માર્ગ મેં બતાવ્યો. મારે ત્યાં રાખો.'

'ના, એ કાકાને ઠીક ન લાગે. પિતાજીને ખબર પડે તો ભણવાનું પણ જાય.'

'તમને કેટલાં વરસ થયાં?' બળવંતે નવીન પ્રશ્ન કાઢ્યો.

'બાવીસમું ચાલે છે.'

'લગ્નને માટે કંઈ વિચાર ચાલે છે કે?'

'હટ્. ત્રીસ વર્ષ સુધી કામ જ કરવાનું. લગનની વાત અત્યારથી કેવી?'

'મને પોતાને એ જ પસંદ છે. પણ આ તો લગન કરી લીધાં હોય તો પછી માતાપિતાનો વાંધો કામમાં આડે ન આવે.'

'એનો રસ્તો હું જ ખોળી કાઢીશ' ઈંદુ ઊઠી.

બન્ને જણ ધીરે ધીરે મૂંગાં મૂંગાં પર્વતી પરથી નીચે ઊતરવા લાગ્યાં.

# ૧૨

નવો દેશ : નવો વેશ : નવું વાતાવરણ: સગાંસંબંધી: દોસ્ત મિત્રોથી દૂર પડીને, હજારો માઈલને છેટે, અજાણ્યો એકલો યુવાન ઈંગ્લંડને કિનારે ઊતર્યો. એક બે દિવસ એને બહુ અડવું લાગ્યું. પણ પછી એના મિલનસાર સ્વભાવે માર્ગ કરી લીધો. ભલામણપત્રોનો ઉપયોગ શરૂ કર્યો. આઠ દિવસમાં જાણીતો થઈ ગયો. અધ્યાપકોને મળ્યો; ઓળખીતાઓને મળ્યો. રહેવાનું, ખાવાનું, ભણવાનું બધું ગોઠવી લીધું.

પહેલે જ અઠવાડિયે ત્રણચાર પત્રો આવી પડ્યા. મામાનો, હરિભાઉનો, જોષીનો અને ઈંદુનો. હરિભાઉનો પહેલો વાંચ્યો. એમાં ખુશી ખબર હતા. કૉલેજની નવાજૂની હતી. સીતાની તારીફ હતી. જોષીની પ્રામાણિક મહેનતનો ઉલ્લેખ હતો. બીજો મામાનો વાંચ્યો. તેમાં એની વહાલી માતાના પ્રેમનો ઝરો વહેતો હતો. બે મિનિટમાં વાંચીને બાજુએ મૂક્યો. ત્રીજો ખોલ્યો જોષીનો. એમાં સીતા અને મેનાની ચિઠ્ઠીઓ હતી. જોષીએ સાવચેતીથી રહેવા, એકાગ્રતાથી અભ્યાસ કરવા, માની ફિકર ન કરવા, લખ્યું હતું.

મેનાએ સીતાની વિરહદશાનું ટૂંક વર્ણન કર્યું હતું અને કેતકર ઉપરનો એનો અવર્ણ્ય મૂંગો પ્રેમ દર્શાવ્યો હતો. સીતાએ મોતીના દાણા જેવા અક્ષરે પોતાના હૃદયના કાલાઘેલા ભાવ ઠાલવ્યા હતા. એના ઉપર નજર ફેરવી ગયો. છેલ્લો પત્ર ઇંદુનો ઉપાડયો. ફોડતાં પહેલાં એકવાર સરનામું વાંચી ગયો. છાપ જોઈ. રવાના તારીખ જોઇ. મોકલનારનું નામ વાંચ્યું અને પછી અંદરનો કાગળ ન ફાટે તેવી રીતે કવર ફોડયું. જાડા વાદળી રંગના નોટપેડ પર સુંદર અંગ્રેજીમાં એ પત્ર લખેલો હતો.

'My Sweetest Heart (મારા મીઠા હૃદય)' સંબોધન વાંચતાં જ કેતકર સ્નેહગદ્‌ગદ્ બની ગયો. બારસા ચાર કાગળમાં લાગણીનાં પૂર ઠાલવ્યાં હતાં. 'તારો વિયોગ આટલો અસહ્ય થશે એ મેં સ્વપ્ને ય કલ્પ્યું ન હતું'; 'મનમાં થાય છે ઈશ્વરે પાંખો આપી હોત તો ઊડીને ત્યાં આવત'; 'જાણે જીવનમાંથી પ્રાણ ખોવાઈ ગયો.' આવાં વાકયોએ કેતકર ઘવાયો. કેટલી યે વાર સુધી ઓરડી બંધ કરી પડયો રહ્યો.

બારણે કોઈએ ઘંટડી વગાડી એટલે સફાળો ઊઠયો. કૉલેજના મહામાત્રની મુલાકાતની જવાબચિઠ્ઠી હતી. કપડાં પહેરી ચાલ્યો. પણ મગજમાં વિચારો ઇંદુના જ આવતા હતા. જવાબ આપવાના શબ્દો ગોઠવાતા હતા. મનમાં થતું હતું કે બમણી મહેનત કરીને વહેલો દેશમાં પહોંચી જાઉં. બે વર્ષનો અભ્યાસક્રમ એક વર્ષમાં પતાવી દઉં. હિંદી વિદ્યાર્થીઓ મહેનતુ હોય છે, હોશિયાર પણ હોય છે. એમાં કેતકરને માટે એક વર્ષે બે વરસનો અભ્યાસક્રમ કરવો રમત વાત છે. પણ વળી મૂંઝાયો, "બીજામાં ચાલે. આઈ. સી. એસ.માં નહિ ચાલે."

રસ્તા પર, ટ્રામોમાં, મોટર બસોમાં, ટેક્સીઓમાં જતાં યુગલોને જોઈને થયું, "બસ ખરી લહેર તો આ લોકો કરે છે. કશી ઉપાધિ

નહિ. ઇંદુ પણ ધારે તો અહીં ભણવા આવી શકે. પણ અહીં આવીને શું ભણે? ડૉક્ટરી લાઇન લે. પણ સાઠે એટલા પૈસા ક્યાંથી આપે? એક રસ્તો છે. હું અર્ધા ખર્ચમાં ચલાવું, એને બોલાવું. પણ સીતાના પિતાના પૈસાથી ઇંદુને ભણવા બોલાવવી એ કેમ બને? એમને લખી નાંખવું. બહુ બહુ તો મૂડીનું વ્યાજ લેશે, બીજું શું? પણ સીતાના હૃદયને કેટલો આઘાત લાગે? ખરેખર એ ભોળી છોકરી બહુ વિશ્વાસુ છે. એને વહેલામાં વહેલી તકે સાચી વાત કરી નાંખવી જોઈએ."

વિચારમાં ને વિચારમાં પોતે ક્યાં આવી ગયો તેનું ભાન ન રહ્યું. બસવાળાને પૂછ્યું તો કહે, 'એક સ્ટેશન આગળ આવી ગયા!'

કેતકર છેક રાતે પાછો ફર્યો. કપડાં ઉતારીને પ્રત્યુત્તર લખવા બેઠો. એક પછી એક લખવા લાગ્યો. સીતાનો વારો આવ્યો. સંબોધન શું કરવું? ઘડીક વિચારમાં પડ્યો અને પછી તરત દુષ્યંતની શકુંતલાનું સ્મરણ કરીને લખ્યું:

'પ્રિયતમે,

પહેલી નજરે તારા પર મારું મન નહોતું ઠર્યું. પણ હીરાની ખાણની માફક અથવા મહાસાગરનાં મોતીની માફક, હું જેમ જેમ ઊંડો ઊતરતો જાઉં છું અને તપાસતો જાઉં છું તેમ તેમ, તારા ઉમદા ગુણો મારી નજરમાં આવતા જાય છે. મેના અને ભાઉ તારી વિરહવ્યથાનું અને તારા સાલસ સ્વભાવનું વર્ણન કરતાં થાકતાં નથી. હું આવીશ ત્યાં સુધીમાં મેં કરેલી સૂચનાઓ મુજબ તેં તારું જીવન ઘડી રાખ્યું હશે. પૂ. વડીલશ્રીએ મારે માટે જે અથાગ શ્રમ વેઠ્યો છે એનો વિચાર કરતાં એ ઋણથી હું દબાઈ જાઉં છું. પૂ. માતુશ્રીને પ્રણામ. પત્ર નયમિત લખજો. મજામાં રહેજો. મારી ફિકર

કરશે મા. આંખ મીંચીને ઉઘાડશો ત્યાં આવી પહોંચીશ. અને પછી ક્યાં કદિ છૂટા પડવું છે?

તારો સદાનો
યશૂ

ઇંદુને પત્ર લખતાં કેતકરની કલમ અટકી ગઈ. શું લખવું? ઘણીવાર સુધી નીચી નજરે જોઈ રહ્યો. એક ઊંડો શ્વાસ લઈને પેન ઉપાડી. પોતાનું સરનામું, તારીખ લખીને પછી સંબોધન કર્યું: 'વહાલા હૃદય!'

અને પછી પ્રણયધારા ચાલી. ઉભરાતા પ્રેમનાં ઊછળતાં મોજાંથી આખા પત્રમાં પ્રણયરસ રેલી રહ્યો. ઈંદુ પરના સ્નેહભાવે પહેલા વર્ગના પહેલા નંબરના વિદ્યાર્થીના અંગ્રેજી ભાષા પરના અદ્‌ભુત કાબૂએ, પત્રને એક કાવ્યના નમૂના રૂપ બનાવી દીધો. લખતી વખતે એને પોતાને પણ ભાન ન રહ્યું કે આ મેં શું લખ્યું અગર હું શું લખી રહ્યો છું. સ્થળ કાળથી પર એવી કલ્પના–સૃષ્ટિમાંથી સરી પડતા ભાવોને ઝીલનારો એ કાગળ, તે દિવસે–રાત્રિએ ધન્ય બન્યો. કેતકર પત્ર પૂરો કરી વિહ્‌વળ બનીને પથારીમાં પડ્યો.

જે યુવતીના વાક્‌પ્રહારોથી અપમાનિત થઈને એકવાર અત્યંત વેદના અનુભવી હતી, તે જ યુવતીના પ્રણયપાશમાં બંધાઈને પાંચ હજાર માઈલ દૂર પડેલો કેતકર ફરીથી એકવાર પથારીમાં ઢળી પડ્યો.

પણ થોડીવારે એ બેઠો થયો. કાગળોને ઘડી પાડીને કવરમાં બીડ્યા. જોષીના પત્ર સાથે હરિભાઉ તથા મેનાના પત્રો નાંખ્યા. ઈંદુના પત્રમાં સુશીલા પર ચિઠ્ઠી લખી. લખતાં સહેજ હાથ ધ્રૂજ્યો, હૃદય ખચકાયું, છતાં મન મજબૂત કરીને ચાર લીટી લખી નાંખી.

ઇંદુના પત્રને સરનામું કરી, ખૂણા પર અંગત લખ્યું. ભાર દઈને ચોટાડ્યો. ટિકિટો ચોડી ઓશીકા નીચે દબાવી રાખ્યો.

બીજા દિવસથી કેતકર મન કઠણ કરીને અભ્યાસમાં લાગ્યો.

## ૧૩

'આ પત્ર વાંચ્યો, ઈંદુમતિ ?'

'ના.'

'વાંચો ત્યારે.'

'કોનો છે ?'

'સોલાપુરથી મારા પિતાના એક સ્નેહીનો પત્ર છે. મિલમાલેક છે. ખાસ સિલ્કનું કામ કરે છે. જાપાન જવા ધારે છે. મને સેક્રેટરી તરીકે સાથે આવવા લખે છે.' બળવંતે કહ્યું.

'ખરેખર ?'

'વાંચી જુઓને, કેટલા પ્રેમભર્યા આગ્રહથી લખે છે.'

'પણ તમે આવા કામ માટે અહીંનું બધું રખડાવો એ ઠીક નથી.' ઈંદુ સહેજ ફિકરમાં પડી.

'મારો ઈરાદો જુદો છે' બળવંત ધીમેથી સમજાવવા લાગ્યો.

'જાપાનથી પાછા વળતાં મારે ચીન જોતાં આવવું છે. ચીનમાં સોવિયેટ પ્રદેશ છે. તેની મુલાકાત લેવાની મારી ઈચ્છા છે.

ચીન અને હિંદનું ઐક્ય સધાય, અને રશિયાની એ ઐક્ય ઉપર મીઠી નજર હોય તો દુનિયા આખીમાંથી મૂડીવાદનો નાશ પલકવારમાં શક્ય બને. એવી શક્તિ એ ઐક્યમાંથી પ્રગટ થાય. અને આવી તક ફરી મળે નહિ.' બળવંતે પોતાની સ્વપ્નસૃષ્ટિ ખડી કરી દીધી. એની આંખ ચમકવા લાગી.

'પણ અહીં આપણે કેટલું જમાવ્યું છે? દોઢ વરસમાં તો આપણે ઘરઘરનાં ભોમિયાં થઈ ગયાં છીએ. યુવકોમાં કેટલો ઉત્સાહ આવ્યો છે? અર્ધો કલાક આપતા તે કલાક આપવા લાગ્યા છે. નાની નાની લડતોથી મજૂરોમાં પણ ધીમે ધીમે સંપ અને નિર્ભયતા આવવા લાગ્યાં છે.' ઇંદુએ એક સામટી સૂઝી એટલી દલીલો કરી.

'પણ તમે એક મુખ્ય વાત ભૂલી જાઓ છો,' બળવંતે ઈંદુને સમજાવતાં કહ્યું.

'શી?'

'આ તો બધાં થીંગડાં છે. રાત્રિશાળા, દિવસશાળા, દવાખાનાં, પગાર વધારાની લડત એ બધું બાજુનું કામ છે. ખરું કામ તો સમાજરચના ફેરવી નાંખવાનું છે.' બળવંત જુસ્સાથી બોલ્યો.

'અહીંનું કામ કોણ ચલાવશે?'

'કેમ શ્યામરાવ છે, તમે છો. વળી હું છ માસમાં તો પાછો ફરીશ.'

'હું તમારી સાથે જાપાન આવીશ.'

'તો ઘણું સરસ.'

'હું ત્યાંના ગૃહઉદ્યોગોનો અભ્યાસ કરીશ. ગૃહઉદ્યોગો દ્વારા જાપાને આટલી પ્રગતિ સાધી છે અને સમૃદ્ધિ એકત્ર કરી છે. તે ગૃહઉદ્યોગો હું હિંદમાં લઈ આવીશ. આપણા આ જૂના ગામડાના ઉદ્યોગોથી કશું વળવાનું નથી.'

'બસ. તો પછી શ્યામરાવ અહીંના કામ માટે પૂરતો છે.'

'મારે જરા પૈસાની વ્યવસ્થા કરવી પડશે ' ઈંદુ વિચાર કરતાં બોલી.

'તમારે માત્ર જાપાન સુધીનું બીજા વર્ગનું સ્ટીમર ભાડું મેળવવાનું. બાકીની વ્યવસ્થા થઈ જશે.'

'તો હું આવતે અઠવાડિયે મુંબઈ જઈ નક્કી કરી આવીશ.'

'ઠીક ત્યારે, હું આજે બપોરે શ્યામરાવને મળીશ. તેને સમજાવીશ. કાર્યવાહક મંડળ બોલાવી શ્યામરાવને કામકાજ સુપરત કરી દઈશ. અને સોલાપુર જવાબ લખી નાંખું છું. તમારે માટે પણ પાસપોર્ટ અને ટિકિટની ગોઠવણ સાથે જ કરશું.'

'હા. મારા પિતાજી જરૂર સંમત થશે. અને એટલી રકમ પણ આપશે. ત્યારે આજે હું જરા વહેલી જાઉં ?'

'ખુશીથી.'

'જાપાનમાં ક્યાં રહેવું ? કેટલો વખત રહેવું ? કોઈ ખાસ વિદ્યાલય છે કે કેમ ? વગેરે બાબતની તમે જરા તપાસ કરાવી આપશો તો આભાર થશે. મને જાપાનીઝ અને ચાઈનીઝ આર્ટનો ઘણો શોખ છે.'

'એને માટે તમે બેફિકર રહો. માત્ર અહીંથી જાપાન પહોંચવા પૂરતું ભાડું તમારા પિતાજી આપે એટલે બાકીનું બધું થઈ રહેશે.' બળવંતે ધૂનમાં ને ધૂનમાં એની એ વાત ફરી કરી.

'પેલા તમારા મિલમાલેક ત્યાં કેટલો સમય રોકાશે ?'

'એમને ત્રણેક માસ થશે.'

'તમે ?'

'હું એઓ પાછા ફરશે પછી ચીન થઈને પાછો ફરીશ.'

'પછી મારે એકલા રહેવાનું કેમ ?'

'તમારે એકાદ બે વરસથી વધારે રહેવું નહિ પડે. અને મને જો તક મળે તો હું રશિયા વગેરે યુરોપીય દેશોમાં પણ ચક્કર લગાવી આવું. પણ એ કશું અત્યારથી નક્કી ન કહેવાય.'

'તમે મને એકલી મૂકીને દેશાવરમાં ફર્યા કરો અથવા પાછા આવતા રહો તો મને એકલાં ન ગમે.'

'એ તો એમ પણ બની શકે કે ત્યાં શેઠની ઑફિસ છે, એમાં હું વરસ દિવસ રોકાઇ જાઉં.'

'તો બહુ મજા પડે.'

'એ તો બધી અનુકૂળતા થઈ રહેશે. તમે ચાલોને.'

'ઠીક ત્યારે સાહેબજી!' ઈંદુ સલામ કરી ચાલી ગઈ. મારતી સાયકલે વિદ્યાપીઠમાં આવી.

સુશીલા નાહી ધોઇને વાળ ઓળે છે, ત્યાં આવી પહોંચી. 'કેમ આજ વહેલી ઇંદુ?'

'આજે તને એક ખુશખબર આપવાના છે.'

'શા?'

'હું જાપાન જાઉં છું.'

'ક્યારે?'

'થોડા વખતમાં.'

'કઇ લાઇન લેવાની?'

'કોઈ લાઈન નહિ. જાપાનીઝ ને ચાઈનીઝ આર્ટ, ગૃહઉદ્યોગો વગેરે.'

'પણ આમ અચાનક? પૈસાની સગવડ થઈ?'

'એને માટે આ શનિવારે મુંબઈ જાઉં છું.'

સુશીલા હાથમાં દાંતીઓ રાખી, ઈંદુ સામે જોઈ રહી. એને સમજણુ ન પડી કે આમ એકાએક ઇંદુએ જાપાનનો કાર્યક્રમ ક્યાંથી

કાઢયો. સુશીલાને નવાઇ પામીને ઉભેલી જોઈ ઇંદુએ ખુલાસો કર્યો, 'હું જી. એ. થઈ જર્મની કે અમેરિકા જવાની જ હતી. એને બદલે જાપાન જાઉં છું. જરા વહેલી જાઉં છું.'

'બળવંતે હા પાડી ?'

'એ પોતે પણ સાથે આવે છે.'

'એમ કહેને ત્યારે' સુશીલા એકદમ વાળ ઓળવા લાગી.

'જો કે એ બિઝનેસ માટે જાય છે. પણ મારે સારો સથવારો મળ્યો.'

'એને શાનું બિઝનેસ ?'

'સોલાપુરના મિલમાલેકની સેક્રેટરીની જગ્યા મળી છે.'

'અહીંનું કોણ કરશે ?'

'અહીં શ્યામરાવ છે ને.'

'ઠીક ચાલો ત્યારે. મારે કયારે વળાવવા આવવાનું છે ? અને મને લાગે છે કે લગ્નવિધિ પણ હવે તો ત્યાં જ થશે.'

'તું બહુ ખરાબ છો, સુશીલા.'

'કેમ એમાં શું ખોટું છે ?'

'હજી એ વસ્તુને વાર છે.'

'કેટલીક વાર છે ?'

'જાપાન જઈ આવીએ પછી.'

'ઈંદુ !' સુશીલાએ ગંભીર બનતાં પૂછ્યું.

'કેમ ?'

'બળવંતે એકેય વાર કબૂલ કર્યું છે કે નહિ ?'

'આમ એનું વલણ સ્પષ્ટ જણાય છે. શબ્દોમાં નથી કહ્યું.'

'તો એ સ્પષ્ટ કરજે. નકામી રખડીશ. ને કેતકરને તારા જાપાન જવાના ખબર આપજે.'

'અરે એને મળવા ખાસ ઈંગ્લંડ જઈશ.'

'મળવા ન જતી. નાહક બિચારો દુઃખી થશે.'

'એમાં દુઃખી થવા જેવું શું છે?'

'તને ને બળવંતને સાથે જુએ એટલે લાગી આવે. બીજું તો શું? હવે કેતકરને બહુ સ્નેહભર્યા પત્રો ન લખતી.'

'મેં બંધ કર્યા છે.'

'તેં બંધ કર્યા પણ એ હજી મમત મૂકતો નથી ને! બહુ ભોળીઓ છે. એકવાર ઠગાયો તોપણ સમજતો નથી. હવે એને પણ ગમ પડશે.'

સુશીલાના છેલ્લા વાકયે ઈંદુ જરા નરમ પડી. એને મનમાં થયું: "કેતકર નકામો આશામાં તણાય એવા કાગળ નહિ લખવા જોઈએ. અને હવે જયારે બળવંત સાથે જાપાન જવાનું થાય છે, એ પોતે રાજીખુશીથી લઈ જાય છે, ત્યારે એમાં શંકાને સ્થાન નથી. વરસ દિવસ વહેલો કે મોડો બળવંત જરૂર તૈયાર થશે. અને હું હવે કેતકરનો માર્ગ ખુલ્લો કરી દઉં એ જ યોગ્ય છે. બિચારી સીતાની જિંદગી વેડફાઈ ન જાય."

'કેમ? શા વિચારમાં પડી?' સુશીલાએ પૂછયું.

'કંઈ નહિ.' ઈંદુ ઊઠી.

બન્ને જમવા ચાલ્યાં.

*

શનિવારે રાતે દસ વાગે અધ્યાપક સાઠે સહેજ રોષભર્યા અવાજે ઈંદુ સાથે વાત કરી રહ્યા છે. ઈંદુની બા રસોડામાંથી હજી પરવાર્યાં નથી. સાઠેસાહેબનો અવાજ ગાજે છે: 'મને સમજણ નથી પડતી કે જાપાનમાં એવું શું શીખવાનું છે?'

'એ તમારે જોવાનું નથી. મને મારી જિંદગીની કિંમત છે.

હું સમય અને શક્તિનો દુરુપયોગ નહિ કરું એની તમને ખાત્રી હોવી જોઈએ.'

'પણ કાંઈક વાત ગળે ઊતરવી જોઈએ કે નહિ? અમેરિકા, ઇંગ્લંડ, જર્મની, ઈટલિ વગેરે જગ્યાએ જવાનું કહે તો હજી સમજી શકાય અને જાપાનમાંય શીખવાનું ઘણું છે એની મારી ના નથી; પણ કંઈક ચોક્કસ વિચાર, ચોક્કસ લાઈન, ચોક્કસ યોજના હોવી જોઈએ કે નહિ? ઘડીક કહે છે ગૃહઉદ્યોગ શીખવા જવું છે; ઘડીક કહે છે ચિત્રકળા શીખવી છે. તારા મગજનું ઠેકાણું ક્યાં છે?' સાઠે ઉકળી ઊઠયા.

'બસ કરો પિતાજી; તમે સીધું કેમ નથી કહી દેતા કે પૈસા નહિ મળે! પૈસા મારી મેળે હું ગમે તે ફ્રેંડ પાસેથી મેળવી લઈશ.'

'અરે બેટા,' સાઠે ધીરા પડીને હેતભર્યા દુઃખમિશ્રિત અવાજે કહેવા લાગ્યા, 'પૈસા આપવાની કયાં ના છે? પણ તારો કાર્યક્રમ-અભ્યાસક્રમ ઠેકાણા વગરનો છે. તને કોઈકે ભમાવી છે. છતાં તારે જવું જ હશે તો મારા એક મિત્ર ત્યાં ટોકીઓમાં જ છે તેમને પૂછાવી જોઈશ.'

'પુછાવ્યે જવાબ કોણ જાણે કયારે આવે?'

'આઠ દિવસમાં જવાબ!'

'મારે જવું છે એ નક્કી છે પછી પુછાવવાનો કશો અર્થ નથી. તમે માત્ર લખી દેવો હોય તો ભલામણનો કાગળ લખી આપજો.'

'છોકરી, તું બહુ મનસ્વી છો. આટલું ભણી, આટલી ઉમર થઇ, પણ તને ડહાપણ ન આવ્યું.'

'ભલે' મોટું મોઢું કરી લાડભર્યા અવાજે ઇંદુ બોલી અને પિતાને ફોસલાવવા લાગી, 'તમને એવું લાગે છે. બાકી આ

તમારી ઈંદુ બહુ પાકી છે. મને કેટલા વખતથી પરદેશ જવાનું મન છે. ભાઇને જવું હોય તો તરત મોકલો.'

'ભાઈને તો ઘણું જવું હતું પણ અહીં ને અહીં ડૉકટર થયો. અને તારે માટે પૈસા રાખી મૂક્યા છે. માત્ર મને તારો જાપાન જવાની અને ત્યાં ગૃહકલા વગેરે શીખવાની વાત બેહૂદી લાગે છે.'

'હવે મૂકોને પંચાત' ઇંદુની બા આવી. 'છોકરીનું મન હોય તો ભલેને જાપાન જાય. ત્યાં ય એના નસીબમાં હશે તે ભણશે. એને ક્યાં રળવા જવું છે?'

'તને આમાં કંઈ સમજણ ન પડે. નકામી વચ્ચે ગરબડ ન કરીશ.' સાઠેસાહેબનો મિજાજ ગયો.

'પણ હવે એ કાંઇ નાની છે? તું તારે જજે જાપાન. હું કહું છું ને?'

'બહુ સારું જજો. પૈસા કયારે જોઈશે?'

'આઠ દિવસ પછી' ઈંદુ ચઢેલે મોઢે બોલી.

'પછી ત્યાં હેરાન થા ત્યારે યાદ કરજે કે બાપાએ શું કહ્યું હતું? અને પછી ત્યાં તારી માને બોલાવજે.'

'પણ તમે તમારા મિત્ર ઉપર કાગળ લખી આપવાના છો ને?'

'કાગળ તો લખી આપું છું. એમ તો તને ત્યાં કંઇ ખાસ અગવડ પણ નહિ પડે. પણ આમ કશી ચોક્કસ યોજના સિવાય, અગાઉથી ત્યાંની હકીકત જાણી ત્યાં દાખલ થયા સિવાય, આટલે દૂર જવું એ છોકરમત ગણાય. ઠીક જાઓ, અનુભવે બધું સમજાશે.' સાઠેસાહેબ નારાજ થઈ ગયા.

મા દીકરી ધીમે રહીને બાજુના ઓરડામાં ચાલ્યાં ગયાં.

## ૧૪

જાપાનીઝ સ્ટીમરે સિંગાપોર છોડીને મધદરિયામાં ઝુકાવ્યું. પહેલા બીજા વર્ગની ગેલેરીમાં એક ટેબલ ફરતી નેતરની ખુરશીઓ નાંખીને ચાર જણ બેઠાં છે. એક છે સોલાપુર મિલના મેનેજિંગ ડાયરેક્ટર માધવલાલ પ્રાણુલાલ મગનઃ પંચાવન વર્ષની ઉમર. એકવડિયું શરીર. મોટી સફેદ મૂછો. સોનેરી ફ્રેઈમનાં ચશ્મા. અમદાવાદી પાઘડીમાં સમાય તેવડું નાનકડું ગોળમટોળ માથું. શેઠ માત્ર ઝીણું ધોતિયું અને મલમલનું બાંડિયું પહેરીને બેઠા છે. ઉઘાડા માથા પર ટાલ ચળકે છે. એમની બાજુમાં જમણે પડખે ઇંદુ બેઠી છે. એણે ગૂજરાતી ઢબે મોટી રંગીન કિનારની સફેદ સાડી પહેરી છે. તદ્દન કાળા રંગનું સોનેરી ટીબકીઓવાળું પોલકું પહેર્યું છે. કપાળમાં નાની ટીલડી કરી છે. વાળના ગુચ્છા બન્ને બાજુ ઝૂલી રહ્યા છે. એના લાલ હોઠ પાનથી વધારે લાલ બન્યા છે. હસી હસીને એ શેઠ સાથે વાત કરી રહી છે.

શેઠની સામે જ બરાબર બળવંત બેઠો છે. એણે ચટાપટા-વાળાં, રાત્રિવેશ જેવાં ખૂલતાં કોટપાટલૂન પહેર્યાં છે. એના

ઉજ્જવળ મુખને વાંકડિયા વાળ વારંવાર ઢાંકી દે છે. તાજી સળગાવેલી સિગારના ધુમાડા કાઢતો કાઢતો એ સહેજ આડું જોઈને વાત સાંભળી રહ્યો છે. એને પડખે શેઠની દીકરી સરયૂ બેઠી છે. અઢારેક વર્ષની એની ઉમર છે. શેઠના જેવું જ ગોળમટોળ મોઢું. ભરેલા માંસલ ગાલમાં વાત કરતાં ખાડા પડે છે. કાનમાં મોટાં ગોળચક્કર રૂપેરી કુંડળ પહેર્યાં છે. હાથમાં સાચાં મોતી જડેલી, સોનેરી ઘુઘરીઓવાળી બંગડીઓ છે. જૂના જમાનાની બાવન બાગની ચુંદડીને મળતા ભાતીગળ રંગની ઊડીને આંખે વળગે એવી નવીન ભાતની ચુંદડી એણે ઓઢી છે. અને કાઠિયાવાડની કણબણોના ભરતભરેલા ચણિયા જેવો લેટેસ્ટ ફેશનમાં ગણાતો બારીક ભરતવાળો ચણિયો પહેર્યો છે. વાત કરતાં એ હસી પડે છે. અને હસે છે ત્યારે જાણે કે ફૂલ ઝરે છે. નવીન વાત આવતાં એની મોટી નિર્દોષ આંખો સ્ફટિકની માફક ચમકી રહે છે અને જોનારને આંજી દે છે. વાતવાતમાં બળવંત સરયૂ સામે જોઈ લુખ્ખું હસે છે.

દેશી વિદેશી મુસાફરો જતાં આવતાં આ બાજુ નજર ફેંકતા જાય છે.

શેઠ ઈંદુ સાથે અંગ્રેજીમાં વાત કરી રહ્યા છેઃ 'એટલે સમજ્યાંને મિસ ઇંદુમતિ, ત્યાં રહેવા બાબતમાં તમે તદ્દન નિશ્ચિંત રહેજો. દસ કુટુંબ એકી સાથે રહી શકે એવડો આપણો બંગલો છે. વળી સરયૂનો મોટો ભાઈ સહકુટુંબ ત્યાં જ રહે છે.'

'સારું, મને સાથે રહેવામાં પણ હરકત નથી. કેમ બળવંતરાવ ?'

'કાકા કહે છે તે પ્રમાણેની સગવડ હોય તો પછી જુદા રહેવાની કશી જરૂર નથી. મને તો પહેલેથી જ ખાત્રી હતી કે આવી કોઈ સગવડ મળી જશે. ત્યાંથી તમારી ચિત્રકળાની કૉલેજ દૂર હોય તો ય શી હરકત છે ?'

'ફરશી નહિ. એટલી કસરત થશે,' ઇંદુ બોલી.

'સરયૂને પણ ચિત્રકળાનો ઘણો શોખ છે' શેઠ બોલ્યા.

'એમ કે?'

'હા. એણે તો કંઈક ચિત્રો પણ કરેલાં છે.'

'સાથે લાવ્યાં છો કે?' ઇંદુએ સરયૂ સામે જોઈ પૂછ્યું.

'નાજી; નથી લાવી.'

'તમે સરયૂને થોડું શીખવતાં રહેજો.'

'હું પોતે હજુ ચિત્રકળાનો કક્કો ઘૂંટું છું.'

'તો પણ સરયૂ કરતાં વધારે જાણતાં હશો.'

'એ તો એમનાં ચિત્રો જોયા પછી ખબર પડે.'

'મારો વિચાર એમ છે કે આપણે જેટલો વખત સાથે રહેવાનું થાય એટલો વખત તમે સરયૂને ચિત્રકામ અને અંગ્રેજી પાકું કરાવો. અને બળવંત ગણિત તથા ઇતિહાસ કરાવી દે. કેમ બળવંત?'

'જી હા. એટલું તો બની શકશે. આપણે ચારેક માસ જાપાન રહેવું પડશે?' બળવંતે પૂછ્યું.

'ના, એટલો બધો વખત નહિ થાય. પણ જે થાય તે. તમે બનતું કરજો. ખાસ કરીને ઇંદુબેન, સરયૂને અંગ્રેજી બોલવાની ટેવ પડાવો.'

'એ તો મને ગૂજરાતી બરાબર નથી આવડતું અને એને મરાઠી નથી આવડતું એટલે નછૂટકે ટેવ પડશે.'

'થોડું ઇતર વાચન પણ કરાવજો.'

'જરૂર કરાવીશ.'

'લ્યો હવે તમે બન્ને વાતો કરો છો અને અમને કંટાળો આવે છે' સરયૂએ શેઠ અને ઇંદુની લંબાતી જતી વાત પર કાપ મૂક્યો.

'કંટાળાનો ઉપાય અહીં હાજર છે' કહીને બળવંતે ટેબલ પર ગંજીપો રજૂ કર્યો.

ચારે પ્રવાસીઓ રમવામાં મશગૂલ બન્યાં. સ્ટીમર દરિયાનાં પાણી કાપતી સરસરાટ ચાલી જતી હતી.

*

ભગવાન બુદ્ધ, ચક્રવર્તિ અશોક અને રવીન્દ્રનાથની પુણ્ય-ભૂમિમાંથી આવનારી વિદ્યાર્થિની તરફ કલાકારો જોઈ રહ્યા. સાથે શેઠ માધવલાલ, તેમના જાપાનીઝ આડતીઆ અને બળવંતરાવ હતા. આડતીઆએ ઇંદુનો પરિચય કરાવ્યો. અધ્યાપકોએ પ્રેમ-પૂર્વક ઇંદુને દાખલ કરી. બળવંત નિશ્ચિત બન્યો. ‘ કહો ઇંદુ-બેન, હવે હું છૂટો ને ?’

‘ હા, હવે તમે નિરાંતે તમારું કામકાજ પતાવો.’

સાંજે શેઠ માધવલાલે જમતાં જમતાં પોતાના દીકરા બંસીલાલ સાથે ઇંદુનું ઓળખાણ કરાવ્યું. સરયૂએ ભાભી સાથે પરિચય કરાવ્યો. શેઠે ઇંદુને પૂછ્યું, ‘કેમ ઇંદુમતિ, તમને ફાવશે તો ખરું ને ?’

ઇંદુએ હર્ષપૂર્વક કહ્યું, ‘ અહીં વાતાવરણ ઘર જેવું જ છે. મને કશી અગવડ નહિ પડે.’

‘ અગવડ શાની પડે ? તમે નકામા ગભરાતાં હતાં. ચિત્રકળામાં થોડું કર્યા પછી ગૃહઉદ્યોગમાં પ્રવેશ કરજો. અને બાર મહિને ઘેર પાછાં,’ બળવંત બોલ્યો.

રાતે જમી કરીને બળવંત ફરવા જવા તૈયાર થયો. સરયૂને તૈયાર કરી ઇંદુ પાસે મોકલી.

ઇંદુ તૈયાર જ હતી.

શહેરમાં એકાદ કલાક ફર્યાં. બજારો, બગીચા, સાર્વજનિક મકાનો જોઈ બોલપટ જોવા ગયાં. મોડી રાતે પાછાં ફર્યાં.

બીજે દિવસે ઇંદુ ચિત્રશાળામાં ચાલી. ‘ લ્યો બળવંત, રામ રામ. આજથી શ્રી ગણેશાય નમઃ થાય છે.’

'હાં, ફત્તે કરો. સરયૂ! ઈંદુબેનને શુકન કરાવો.'

ઈંદુ સલામ કરીને ચાલી ગઈ.

બળવંત થોડીવાર સુધી પાછળ જોઈ રહ્યો. પછી ઓરડામાં આવી સરયૂની બાજુમાં ખુરશી પર બેઠો. 'ચાલો, કાઢો પુસ્તક.'

'શું પહેલું લેશું?'

'તમને જે ન આવડતું હોય તે.'

'મને ભૂગોળમાં મુદ્દલ સમજણ પડતી નથી!'

'શું કહો છો? ભૂગોળ જેવો સહેલો વિષય બીજો એકે નથી!'

'હું ખરું કહું છું.'

'શાનું ખરું કહે છે?' શેઠ માધવલાલ પાછળથી આવ્યા.

'આ સરયૂ કહે છે ભૂગોળ આવડતી નથી.'

'ખરી વાત છે. એનાં ઇતિહાસ ભૂગોળ જરા કાચાં છે.'

'અંગ્રેજી કાચું, ગણિત કાચું, સંસ્કૃત કાચું, ઈતિહાસ ભૂગોળ કાચાં, ત્યારે પાકું શું?'

'પાકું ટેનિસ રમવાનું.'

'હા નહિ તો! બાપુજી પાછા એવું બોલશે. તો અમારે નથી ભણવું. જાઓ.'

'કાંઈ નહિ લે. એ તો હું ગમ્મત કરું છું. બળવંત, તું એ કહે તે રીતે આગળ લેજે.'

'ભલે.'

'પેલા કાગળો ટાઈપ થઈ ગયા?'

'જી હા.'

'અને કલાક પછી આપણે શહેરમાં આપણી ઑફિસ પર જવાનું છે.'

'બહુ સારું. બહારગામ જવાનું આપ કહેતા હતા ને?'

'એક બે દિવસ જરા થાક ઊતરે પછી નીકળીએ. ત્યાં સુધીમાં ઈંદુ-સરયૂની ગાડી પણ પાટે ચડી જાય.'

'અમે તમારી સાથે આવવાનાં' સરયૂ લાડભર્યા અવાજે બોલી.

'એમ બધે રખડવા આવી છો કે ભણવા?'

'રખડવા. ભણવાનું તો ત્યાં દેશમાં છે જ ને? અને બળવંત-ભાઈ તો સાથે જ છે તે ભણાવશે.'

'ઠીક જોશું.'

'જોશું નહિ; અમે આવવાનાં છીએ.'

માધવલાલ ચાલ્યા ગયા. બળવંતે કહ્યું, 'તું પણ જબરી છો સરયૂ!'

'તે અમે ફરવા માટે તો આવ્યાં છીએ.'

'ઠીક ચાલો લાવો ભૂગોળ, કાઢો.'

સરયૂએ ભૂગોળ કાઢી. બળવંત શીખવવા લાગ્યો.

જગતના દેશોનો ઉપલક પરિચય આપતાં રશિયા આવ્યો. રશિયા આવ્યો ને બળવંતનો અવાજ અંદરથી ગાજ્યો. એની આંખમાં ચમક આવી. સરયૂ બળવંત સામે જોઇ રહી. 'આજે દુનિયામાં એ એક જ દેશ છે જે ખરી માનવતા સાચવી રહ્યો છે, અને દુનિયાના પીડિત દેશોને માનવતાનો માર્ગ બતાવી રહ્યો છે.'

'તમે રશિયા જોયો છે?'

'ના. પણ મારી નજર સામે એ ખડો છે. કદાચ મારે પિતાજી સાથે જવાનું થાય.'

'તમને બળવંત! શાથી રશિયા ગમે છે?'

'બસ એના બહાદુર બિરાદરોની ઝિંદાદિલી, સંપ અને સંગઠન પર હું આફ્રીન છું.' બળવંતે હાથની મૂઠી વાળી, બાંય ઊંચી ચડાવી અને વાળ પાછળ ફેંકવા માથું હલાવ્યું.

'રશિયા જેવો બીજો કોઈ દેશ નથી કેમ?'

'અત્યારે નથી પણ થોડા વખતમાં થશે. ચીનમાં ચિનગારી લાગી છે, એને હિંદમાં લઈ જાઉં એટલી જ વાર છે.'

'કોણ તમે લઈ જશો ?' સરયૂ માનભેર જોઈ રહી.

'હા ' બળવંતે આંખ પહોળી કરી અને સરયૂ સામે તાકી રહ્યો.

'તમે એટલા માટે અહીં આવ્યા છો ?' અત્યંત સરળ ભાવે સરયૂએ પૂછ્યું.

'આવ્યો છું તો પિતાજીના મંત્રી તરીકે. પણ સાથોસાથ આ કામ પણ કરતો જઈશ.'

'ઈંદુબેન સાથે તમને ક્યારથી ઓળખાણ થઈ ?' તદ્દન નવો અણધાર્યો પ્રશ્ન સરયૂએ પૂછ્યો. બળવંતે તરત જ ઉત્તર આપ્યો, 'હમણાંથી જ. તમારા પિતાને અને તમારા કુટુંબને તો બે પેઢીથી જાણું છું.'

'એ મને ખબર છે. પણ હું તો ઇંદુબેનની વાત પૂછું છું.'

'એ પૂના ભણતાં અને આપણા કામકાજમાં મદદ કરવા આવતાં.'

'તમે ત્યાં શું કામ કરતા ?'

'મજૂરોમાં જાગૃતિ લાવવાનું.'

'ઇંદુબેન શું કરતાં ?'

'ઇંદુ બધા કામમાં મદદ કરતી.'

'ઇંદુબેન બહુ હોશિયાર છે, નહિ ?'

'હા. તમે પણ એવાં હોશિયાર બની શકો.'

'પણ મને ક્યાં કોઈ ભણાવે છે ?'

'હું છું ને ? ચાલો ધ્યાન આપો. રશિયાની વસ્તી અત્યારે કેટલી છે ?'

સરયૂ જવાબ દેવા ઊંચું જોવા લાગી.

બળવંત ટેબલ સામે જોઈ રહ્યો. મન વિચાર કરવા લાગ્યું, “હિંદ કરતાં ત્રીજા ભાગની પણ રશિયાની વસ્તી નથી. છતાં કેવી ક્રાંતિ કરી નાંખી. સંગઠન અને સ્વાર્પણ શું ન કરી શકે?”

‘અગિયાર કરોડ.’ સરયૂ બોલી.

‘પહેલાં એટલી હતી, અત્યારે ચૌદ કરોડ થઈ છે. ચાલો રશિયનોની ખાસિયતો ગણાવો.’

એક કલાક સુધીમાં રશિયા પૂરો ન થઈ શક્યો. શેઠ બરાબર વખતસર આવીને ઊભા રહ્યા.

‘કેમ બળવંત! ચાલો.’

‘ચાલો. જો આજે કરેલું બધું ફરી વિચારી જાઓ. નોંધ કરીને કાલે મને બતાવજો.’

બળવંત શેઠ સાથે ચાલ્યો ગયો. સરયૂ તેની પાછળ જોઈ રહી. “કેટલું અગાધ જ્ઞાન છે. કેવી તીવ્ર ભાવના છે. ચાલ ફરી આખું જોઈ જાઉં.” ચોપડી ઉઘાડી પણ ચિત્ત ન ચોંટયું: “આમ ગરીબ માબાપનો છોકરો છે પણ કેટલો તેજસ્વી છે!” ફરી ચોપડીમાં જોયું. નોંધ કરી. ત્યાં ઇંદુ આવી પહોંચી.

‘કેમ સરયૂબેન, શું ચાલે છે?’

‘આ જુઓની, બળવંત કેટલું બધું આપે છે? આટલું કેમ પૂરું થાય?’

‘ક્યાં ગયા બળવંતરાવ!’

‘બાપુજી સાથે ઑફિસે.’

‘પાછા ક્યારે આવશે?’

‘સાંજે.’

ઇંદુ બારી બહાર એક નજર ફેંકી પોતાના કબાટમાંથી

કપડાં કાઢવા લાગી. સરયૂએ પાછું વાળી જોઈ પૂછ્યું, 'કેમ તમારી શાળા કેવી છે?'

'સુંદર. તમે કાલે આવજોને.'

'જરૂર આવીશ. અધ્યાપકો કેવા છે?'

'બહુ પ્રેમાળ.'

'ભાષાની તકલીફ નથી પડતી?'

'બહુ થોડી.'

'ચાલો ભાભીસાહેબ પાસે બે ઘડી જઈએ.'

'મારે થોડી લીટીઓ દોરવાની છે, તમે જાઓ.' સરયૂ ગઈ. ઇંદુ પોતાના કામમાં પડી.

સાંજે બળવંત શેઠ સાથે બંગલે પાછો ફર્યો. સીધો ઇંદુના ઓરડામાં ગયો. 'કેમ શું ચાલે છે?'

'આ થોડું કામ બાકી હતું.'

બળવંતે પાસે આવીને જોયું, 'નહિ, તમે પ્રગતિ કરી રહ્યાં છો.'

'હજી તો આજે જ શરૂ કર્યું ત્યાં પ્રગતિ?'

'નહિ એમ નહિ, પહેલાં મેં જોયેલાં તેની સરખામણીમાં.'

'તો ઠીક.'

'એમ જો ખરું પૂછ તો મને રેખાઓનું કામ સરયૂનું વધારે ગમે છે.'

ઇંદુ કંઈ બોલી નહિ. એક બીજું ચિત્ર કાઢી સામે રાખી જોવા લાગી. બળવંતે એ હાથમાં લીધું. 'આ પહેલા કરતાં ઠીક છે.'

'તમને પરીક્ષા કરતાં ક્યાં આવડે છે?'

'તો હું ક્યાં નવરો પણ છું. ચાલો આ રહ્યું.' બળવંતે ચિત્ર મૂકતાં કહ્યું, 'અને ઇંદુમતિ! હું આવતી કાલે શેઠ સાથે

આજુબાજુનાં શહેરો તરફ જવાનો છું. તમને એકલાપણું તો નહિ લાગે ને ?'

'લાગશે તો ખરું પણ તમે ખુશીથી જજો. જે કામે આવ્યા તે પહેલું કરવું જોઈએ.'

'સરયૂ પણ કદાચ સાથે આવશે' બળવંતે ધીરે રહીને ઉમેર્યું.

ઈંદુએ એકદમ ઊંચે જોઈ આશ્ચર્યદર્શક નજર ફેંકી. બળવંતે એ નજરનો કશો ઉત્તર ન આપ્યો, પણ આગળની વાત પૂરી કરી, 'અને તમે શાંતિથી શાળામાં જજો. ભાઈ ભાભીને મેં ભલામણ કરેલી છે, સમજ્યાં ને ?'

'ઠીક જઈ આવો' ઇંદુ જરા ઢીલી પડી.

'એમાં મૂંઝાવા જેવું કંઈ નથી. પાછા બેચાર દિવસમાં આવી જશું. તમને ફાવે તો છે ને ?'

'અઠવાડિયા પછી ગયા હોત તો સારું.'

'તમે તો સમજુ છો ઈંદુમતિ! શેઠને કેટલું કામ છે ? અને મારે સાથે જવું જ જોઇએ.'

'તે જજોને. હું ના નથી કહેતી.'

'ઠીક ત્યારે કામ કરો. હું જમવા વખતે હાજર થઇ જઈશ.' બળવંત ગયો. ઇંદુની નજર સામે હસતાં ચિત્રોની રેખાઓ દિલગીર થઈ ગઈ.

*

આઠ દિવસનો ટૂંકો પ્રવાસ કરીને શેઠ માધવલાલ, બળવંત, સરયૂ પાછાં ફર્યાં ત્યારે ઇંદુ હોંશભરી બારણે સામી આવી. બળવંત સાથે હસતી હસતી સરયૂ જોશબંધ કંઈક બોલતી હતી અને ખડખડાટ હસતી હતી. ઈંદુએ આતુરતાથી પૂછયું, 'કેમ આવી પહોંચ્યાં ?'

'હા, તમે કેમ છો ?' સરયૂએ પૂછયું.

'મજામાં.'

'ના, મજામાં નથી લાગતાં. જુઓ તો બળવંત! આ ઇંદુબેન કેવાં થઈ ગયાં છે' કહીને સરયૂ ખડખડાટ હસી પડી.

'એ તો આપણે ઘણે દિવસે જોયાં એટલે લાગે. કેમ ઇંદુમતિ, કેમ છો?' બળવંતે ગંભીર બની પૂછયું.

'સારું.' ઇંદુ ઓરડામાં આવી. બળવંત સરયૂ બેઠાં.

'કહો શા નવીન છે?' ઇંદુએ પૂછયું.

'ખાસ કંઇ નથી.'

'આપણી કંઇ ટપાલ છે?'

'ના.'

'તમે જરા નરમ જણાઓ છો!'

'બિલકુલ નહિ' ઇંદુ ખોટું હસી, 'મને તો ખૂબ ગમ્મત પડે છે. જુઓને આ મારું આઠ દિવસનું કાર્ય' કહીને ઇંદુ ઊઠી.

'બેસો બેસો હમણાં. પછી બધું નિરાંતે જોઇશું.' ઇંદુ પાછી બેસી ગઈ.

ધરતીધરના ખબર પૂછી બળવંત ઊઠયો, 'અચ્છા ત્યારે, હું જરા નહાવા ધોવા જાઉં છું.'

'જવાય છે, બેસોને.'

'પછી મોડું થાય. બપોરે બેસીશું.' અને સરયૂ તરફ જોઈ બોલ્યો, 'ચાલ સરયૂ, મારું બેડિંગ કયાં છે?'

'ચાલો.' બન્ને બહાર ગયાં. ઇંદુ પણ પાછળ ગઈ.

*

એક સાંજે ઇંદુ બેઠી બેઠી પોતાની ઓરડીમાં ચિત્ર દોરે છે ત્યાં સરયૂ ઉતાવળી ઉતાવળી આવી. 'ઇંદુબેન, શો સુંદર દેખાવ! ભવ્ય અને અપૂર્વ!'

'ક્યાં જોયો ?'

'હમણાં અમે ફરવા ગયાં હતાં ત્યાં એક જ્વાળામુખી જોયો. ગજબ !' સરયૂ અભિનય સહિત બોલવા લાગી. સરયૂના હાવભાવ જોઈને ઈંદુના મનમાં થયું, નક્કી આ લોકો કોઈ અદ્‌ભુત દેખાવ જોઈ આવ્યાં હશે. બળવંતે વાત પણ ન કરી! એ હમણાં બહુ ચડી ગયો છે. એ જ વખતે બળવંત આવ્યો. જોતાંવેંત ઈંદુ ઊતરી પડી, 'તમે બળવંત, બહુ દુષ્ટ થઈ ગયા છો. જાણે પહેલાંના તમે જ નહિ.'

'કોણે કહ્યું ?' હસતાં હસતાં બળવંત બોલ્યો.

'હું કહું છું. આવ્યા ત્યારના શેઠ સાથે ને શેઠ સાથે. નછૂટકે કોઇવાર ચિત્રશાળામાં આવી જાઓ છો. જોવા જેવું હોય ત્યાં એકલા એકલા જઈ આવો. તમે બળવંતરાવ, જાણે પલટાઈ ગયા.'

'હું તો એવો ને એવો છું,' બળવંતે હસતાં હસતાં કહ્યું અને ઉમેર્યું, 'કામકાજને લીધે એમ લાગતું હશે. પૂછો સરયૂને : કેમ ભાઈ સરયૂ ! આપણે તો એના એ છીએ ને ?'

'હા છો તો એના એ.'

'ઠીક ત્યારે, બેસો સરયૂબેન, ઈંદુ.'

'ક્યાં ચાલ્યા પાછા ?'

'શેઠ બહાર રાહ જુએ છે. હું તો પાંચ મિનિટ માટે જરા આવી ગયો.'

'હું કહું છું એ ખોટું નથી. જાઓ : ફરો હરો ને મોજ કરો !' ઈંદુએ મોં ચડાવ્યું.

બળવંત ચાલ્યો ગયો. સરયૂ ભાભી પાસે ગઈ.

*

બે અઠવાડિયાં વીત્યાં. કેતકરનો કશો જવાબ નથી. જોશમાં આવીને ઈંદુએ તાકીદનો એક પત્ર લખ્યો. ચિત્રકામમાં એને

રસ પડવા લાગ્યો હતો. અધ્યાપકો સાથે એ ભળી ગઈ હતી. માત્ર બળવંતરાવ પૂનામાં હતો તે કરતાં વિશેષ અતડો અહીં જણાતો હતો. એની તટસ્થતાથી ઇંદુ મનમાં મૂંઝાતી હતી. એને જોઈ એ તેવી લહેર પડતી ન હતી.

સાંજે ઇંદુ સાદું ચિત્ર દોરતી હતી ત્યાં ઉતાવળી આવીને સરયૂ પાછળથી બાઝી પડી. ઈંદુની લીટીઓ બગડી. રીસમાં પાછી ફરીને બોલી ઊઠી, 'સરયૂ! કંઇ ભાન છે કે નહિ?'

'શું થયું ઇંદુબેન?'

'તમે તદ્દન નાલાયક છો.'

'લાયક કરવાનું કામ તમારું છે. ચાલો ઇંગ્લિશ શીખવો.'

'અત્યારે મને વખત નથી, જાઓ.'

'તો પછી હું પિતાજીને કહી દઈશ કે ઈંદુબેન ભણાવતાં નથી,' સરયૂ ઇરાદાપૂર્વક ચીડવવા બોલી અને એનો ઇરાદો બર આવ્યો. 'એટલે? મને તમારા પિતાજી પગાર નથી આપતા! જાઓ કહી દેજો, નથી શીખવવાની.'

બસ તે દિવસથી બન્નેનાં મન ઊંચાં થયાં તે દિનપ્રતિદિન વધતાં જ ચાલ્યાં. સાથે ખાય પીએ પણ મનના ભાવ પાછા વળી ગયા. જરૂરી વાતચીત સિવાયનું સરયૂ સાથેનું બોલવું પણ ઇંદુએ બંધ કર્યું.

એમ ને એમ ત્રણ માસ વીત્યા. બળવંતનું કામકાજ, ફરવાનું, એવું ને એવું ચાલુ રહ્યું. રશિયા જવાની ઉત્કટતા વધવા લાગી હતી. શેઠ એક પછી એક કામને લીધે રોકાઇ જતા હતા. ઇંદુને ત્રણ માસ ત્રણ વર્ષ જેવા લાગ્યા. જરા સુકાઇ પણ ખરી. ચિત્રકામમાં તે આગળ વધી રહી હતી.

એમાં એક બપોરે બળવંતે આવી ગંભીરતાથી કહ્યું, 'આવતી કાલે અમે રશિયા થઈને યુરોપને પ્રવાસે જવાના છીએ. ત્રણચાર માસ પછી આવશું.'

ઈંદુનો ચહેરો સહેજ ઊતરી ગયો. છતાં એ હસીને બોલી, 'ભલે જઈ આવો.' વાત કરે છે ત્યાં પાછળ સરયૂ આવી. 'અમે રશિયા આવવાનાં છીએ, બળવંતભાઈ.'

'નહિ, તમારે અહીં ઇંદુબેન સાથે રહેવાનું.'

'મારી ખાતર સરયૂ શા માટે રોકાય? એને બિચારીને જોવાનું મન ન હોય? હું તો અહીં ભણવા આવી છું તો રહેવું પડે' ખિજાઈને ઈંદુ બોલી.

'એ ખરું. પણ અમારે તો તમારો વિચાર કરવો જ જોઇએ. તમને ય સાથે લઈ જાત પરંતુ તમારો અભ્યાસ પડે અને પૈસાનો સવાલે ય ખરો.'

'પણ મારે આવવું જ નથી ને.'

'જુઓ, ઈંદુબેન, તમે દુઃખી ન થાઓ' બળવંત લાગણીપૂર્વક બોલ્યો. 'વળતાં ચીન જવું છે ત્યાં આપણે સાથે જઈશું. એ વખતે પૈસાનો સવાલ પણ બહુ નહિ નડે, તમે અભ્યાસમાં પણ આગળ વધ્યાં હશો એટલે એટલી રજા પણ લઈ શકાશે.'

'મારે ચીન જોઇને શું કરવું છે?' ઈંદુનું ગળું ભરાઈ આવ્યું. આંખમાં પાણી આવ્યાં. બળવંત નજીક આવ્યો. ધીરે રહીને ઈંદુની પીઠ થાબડતાં આશ્વાસન આપવા લાગ્યો, 'એમાં ગભરાઓ છો શું? તમે તો હિંમતવાન છો. ત્રણ માસ તો પલકમાં વીતી જશે.'

સરયૂ વ્યાકુળ બનીને જોઈ રહી. એને પણ દુઃખ થયું. 'તો ભાઈ, આપણે નથી આવવું. આપણે ઈંદુબેન સાથે રહીશું.'

'ના, ના;' ઇંદુએ ગળું ખોંખાર્યું,' તમારે ખુશીથી જવું. હું ભણવા આવી છું તેથી મારે રોકાવું જોઈએ.'

'બસ હવે સમજ્યાં' બળવંતે ફરી સાંત્વન આપ્યું. મનમાં થયું, 'ઇંદુ બહુ લાગણીપ્રધાન છે.' ઇંદુ ભીની આંખે બળવંત તરફ જોઈ રહી.

*

બીજે દિવસે સવારે શેઠ માધવલાલ, બળવંત અને સરયૂ યુરોપના પ્રવાસે ઊપડયાં ત્યારે બિંદુલાલ અને તેમનાં પત્ની સાથે ઇંદુ રડતે હૈયે ઊભી હતી. એના દિલમાં ન કળાય તેવી વ્યથા થતી હતી.

# ૧૫

દિવસ પછી રાત અને રાત પછી દિવસ ગણતાં ઇંદુએ ત્રણ માસ મહામુસીબતે ખેંચી કાઢયા. કેતકરના પ્રેમળ પત્રો આવવા લાગ્યા હતા. બળવંત પણ વર્ણનાત્મક, પ્રેરણાત્મક પત્રો લખતો હતો. ઘેરથી માતાપિતાના પત્રો પણ આવતા હતા. સુશીલા પણ પત્રો લખતી હતી. સરયૂનાં ભાઇ-ભાભી ઇંદુની પૂરતી સંભાળ રાખતાં હતાં. અધ્યાપકો ઇંદુની પ્રગતિ જોઈ ખુશ થતા હતા. છતાં ઇંદુને જોઈએ તેવું ચેન પડતું ન હતું. ત્રણ માસ પૂરા થતાં એ બળવંતના પાછા ફરવાની રાહ જોવા લાગી.

આ બાજુ શેઠ માધવલાલ વગેરે રશિયા પહોંચ્યાં. આઠ દિવસમાં મુખ્ય મુખ્ય વ્યાપારી મથકો જોયાં. પછી લેનિનગ્રેડની એક સુવિખ્યાત હોટેલમાં ઉતારો રાખ્યો. ત્યાંથી જાણીતાં

કારખાનાં અને ઉદ્યોગવિકાસનાં સ્થળો જોઈ આવ્યાં. શેઠ માધવલાલનો હેતુ તો ફક્ત ઉદ્યોગધંધાનો અભ્યાસ કરવાનો અને નવો દેશ જોવાનો જ હતો. પરંતુ બળવંતરાવનો હેતુ જુદો હતો. એ દૂરનાં ગામડાંઓમાં નીકળી જતો. નાની મોટી સામ્યવાદી મંડળીઓની મુલાકાતો લેતો, હજારો એકરની સંયુક્ત ખેતી નિહાળતો, નાનામોટા અધિકારીઓ સાથે મુલાકાતો કરતો અને બબ્બે ત્રણત્રણ દિવસે પાછો ફરતો. સરયૂ મોટે ભાગે બળવંતની સાથે જતી હતી.

સરયૂને બધું બતાવતાં અને પોતે હિંદ પાછો ફરીને કેવી યોજના કરશે અને મોટા વાવંટોળ જેવી પ્રચંડ ચળવળ ઊભી કરશે એની ગગનચુંબી કલ્પના રજુ કરતો. અને એ જ વસ્તુ ટૂંકમાં ઇંદુના તથા શ્યામરાવના પત્રમાં લખી મોકલતો. એની સ્વપ્નસૃષ્ટિ વધારે ને વધારે ભવ્ય બનતી જતી હતી. ઈંદુ અને સરયૂ માટેના મીઠા ભાવો અદમ્ય મહત્ત્વાકાંક્ષા પાછળ જાણે કે અદૃશ્ય થયા હતા.

અને બળવંતના વ્યક્તિત્વમાં સરયૂ વધારે ને વધારે અંજાતી જતી હતી. રશિયાથી પોલંડ, જર્મની, ઑસ્ટ્રિયા થઈ યુરોપના નાનામોટા દેશો જોતી બળવંતમંડળી ઈંગ્લાંડ પહોંચી.

ઈંગ્લંડમાં પખવાડિયાનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. પરંતુ ચોથે દિવસે અચાનક દેશમાંથી સરયૂની બાની ગંભીર બિમારીના કેબલ-સમાચાર મળ્યા. શેઠે બળવંતને જવાબ લખાવ્યો. પછી ઉમેર્યું, ‘ બસ કેબલ આપી દો, અને આવતી કાલે વિમાનમાં ત્રણ જગ્યા રોકો. ’

‘ ભલે. પણ આપ તથા સરયૂબેન સીધાં જાઓ; અને હું જાપાન થઈને આવું તો ? ’ બળવંતે અચકાતે મને કહ્યું.

'શા માટે?'

'ત્યાં ઈંદુબેન છે તેમને મેં વચન આપેલ છે.'

'તેઓ તો હજી વરસ બે વરસ રોકાવાનાં છે ને?'

'હાજી. પણ મેં તેમને વળતાં એ બાજુ થઈને આવીશ એમ કહ્યું છે.'

'તેનું કંઈ નહિ. તાર આપી દ્યો. વળી તમારે એકાદ વર્ષ પછી ફરીથી જાપાન જવાનું થશે, સમજ્યા ને? હવે તો સોલાપુરમાં જ આપણી પેઢી પર કાયમ થઈ જવાનું છે.'

'હા, બળવંતભાઈ, તમારે અમારી સાથે જ આવવાનું છે. આટલી લાંબી સફરમાં અમને એકલાં ન ગમે.'

'ઠીક આવીશ' કમને હા પાડતો હોય તેમ બળવંત બોલ્યો.

તે જ દિવસે બળવંતે ઈંદુ પર એક સવિસ્તર પત્ર લખી નાંખ્યો. અને પોતે વળતે દિવસે શેઠ માધવલાલ તથા સરયૂ સાથે દેશ જવા ઊડ્યો.

*

કાગને ડોળે બળવંતની રાહ જોતી ઈંદુના હાથમાં બળવંતનો પત્ર આવ્યો. આવ્યો તેવો જ ફોડ્યો. ધડકતે હૈયે વાંચવા લાગી. વાંચતી ગઈ તેમ ધબકારા વધતા ગયા. બળવંતે સમજાવટથી, વિવેકથી, ધીરજથી સીધા જવાનાં કારણો લખ્યાં હતાં. અને ઉમેર્યું હતું કે છબાર મહિનામાં પોતે જાપાન અવશ્ય ફરીથી આવશે.

પત્ર વાંચીને ઈંદુ નિરાશ થઈ ગઈ. કાગળ સામે ઘડીભર જોઈ રહી. ફરીવાર વાંચી ગઈ. મન સમાધાનનો માર્ગ શોધવા લાગ્યું. "ગમે તેમ તો પણ પરાધીન રહ્યો ને! એને બિચારાને નછૂટકે સીધા જવું પડ્યું. એની નવી યોજનામાં મારા સહકાર

મારે કેવા ઝંખી રહ્યો છે? એમાં શું? ભલે ને સીધો ગયો. મારે ક્યાં હમણાં સાથે જવાનું હતું? ઊલટું, વધારે સારું થયું. વરસ દિવસ પછી આવશે ત્યારે સાથે જવાશે. જે થાય તે સારા માટે."

થોડીવાર અટકી ને વળી મનમાં વિચારવા લાગી, "ત્યાં સુધીમાં કેતકર પણ પાછો ફર્યો હશે. એ હજી મારું નામ છોડતો નથી. આ સુશીલા લખે છે તે ખરું છે. મારે એને હવે સ્પષ્ટ જણાવી દેવું જોઈએ. સુશીલા મારફત જ પત્ર મોકલું. એને ય ખાત્રી થાય કે એની ઈંદુ એ ધારે છે તેવી નિષ્ઠુર, દગાખોર નથી. અને આ વાત પણ હવે લખી નાખું. એક વર્ષ પછી બળવંત સાથે જાપાન આવે. ન આવે તો આશીર્વાદ મોકલી આપે. આખરે એની ભવિષ્યવાણી ખરી પડશે."

તરત જ ઈંદુએ એક લાંબો પત્ર સુશીલાને લખ્યો. તેમાં કેતકર પર મોકલવાનો પત્ર સાથે જ બીડચો.

ફરી પાછી ઈંદુ અભ્યાસમાં પડી. બળવંતરાવને બેફિકર રહેવા અને વચન પ્રમાણે બને તેટલા વહેલા આવવા પત્ર લખી નાંખ્યો.

અને જવાબની રાહ જોવા લાગી.

*

બળવંત હિંદ આવી પહોંચ્યો. શેઠ માધવલાલના આગ્રહથી અને સરયૂના સ્નેહને વશ થઇને બળવંતે સોલાપુરમાં રહેવાનું સ્વીકાર્યું. પૂના જઈ શ્યામરાવ સાથે એક માસ રહી આવ્યો. સોલાપુર, મિલ કામદારોની દૃષ્ટિએ, પૂના કરતાં વિશેષ મહત્ત્વનું હતું. શ્યામરાવ પણ કબૂલ થયો. બળવંતે સોલાપુર રહ્યા રહ્યા પૂનાના કામને પણ વેગ મળે તેવા પ્રયાસો ચાલુ રાખ્યા. બળવંતના આવવાથી પૂનાના યુવકોમાં ફરી ઉત્સાહ પ્રગટચો. સોલાપુરમાં ઉત્સાહનાં બીજ રોપાયાં.

પણ પોતાની પ્રિય પ્રવૃત્તિમાં, અને સરયૂના પ્રેમળ સહવાસમાં બળવંત જાપાન જવાની વાત વીસરવા લાગ્યો. કોઈ કોઈ વાર યાદ આવતાં શેઠને મળી નક્કી કરવા ઊર્મિ ઊઠે છે પણ જોશમાં આવેલી પ્રવૃત્તિ ધીમી પડે જશે, ગરીબ મજૂરોનું હિત જોખમાશે, હવે ઈંદુને પાછા ફરવાનો વખત થશે ત્યારે જ જઈશ, એમ વિચાર કરી વાયદા ઉપર વાયદા આપ્યે રાખે છે.

ઈંદુ અમર આશાને તાંતણે લટકી રહી.

## ૧૬

કેતકરે આઇ. સી. એસ.ની પરીક્ષા ઊંચે નંબરે માનસહિત પસાર કરી. થાણા જિલ્લાનો આસિસ્ટંટ કલેકટર નીમાઈને એ સ્વદેશ પાછો ફર્યો.

એ વખતે સુશીલા મુંબઈ હાઈકોર્ટના તાજા જ નિમાયેલા એડવોકેટ મિ. પરાંજપે સાથે લગ્ન કરી મુંબઇ આવી ગઈ હતી. હરિભાઉ અભ્યાસ પૂરો કરી સતારા હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરતો હતો. મેના છેલ્લા વર્ષમાં હતી. સીતા પ્રીવિયસમાં હતી.

અને ઈંદુ હજી સુધી જાપાનથી પાછી ફરી શકી નહતી.

કેતકરને લેવા એના મામા અને બા મુંબઇ આવ્યાં હતાં. કેતકર ઊતર્યો તે દિવસ સીતાને સોનાનો સૂરજ ઊગ્યો.

તે જ રાતે મેનાની અગાશી ઉપર, ખીલતી ચાંદનીમાં મોડે સુધી કેતકર, સુશીલા અને મેના બેઠાં હતાં.

કેતકરનું શરીર સારી પેઠે ભરાયું હતું. એના લાલ ટમેટા જેવા ગાલ લચી પડતા હતા. આંખો ઝીણી થઈને ઊંડી ઊતરી ગઈ હતી. માત્ર ખુલતો લેંઘો અને સાદું સફેદ પહેરણ પહેરીને એ બેઠો હતો. ચંદ્રપ્રકાશમાં એનું ઊંચું કપાળ ચમકતું હતું. વાત કરતાં એ ખડખડાટ હસી પડતો હતો.

ધીમે ધીમે આસપાસ શાંતિ પસરતી જતી હતી. બાજુમાં જ, પોતાના ઘરના રવેશમાં, કેતકરના હાસ્યનાં કિરણો ઝીલતી સીતા ઊભી હતી. પ્રો. દેવધર, કેતકરનાં બા, જોષી વકીલ, અને સીતાની બા સૌ થાક્યાંપાક્યાં સૂઈ ગયાં હતાં. એકલી સીતા રવેશમાં ઊભી હતી. એને મેનાની અગાશી પર જવાનું મન થતું હતું. જ્યારે મેના, કેતકર સુશીલાને પોતાને ઘેર લઈ જતી હતી ત્યારે સીતાને પણ એણે ચાલવા કહેલું પણ એ વખતે કામકાજ પડયું હતું. સીતાએ 'બા બિચારી એકલી કેટલું કરશે? હું પછી આવીશ' એવો જવાબ વાળેલો. પણ પથારીઓ વગેરે કામ પતતાં સાડા દસ થયા. અગિયાર વાગે વાતચીત કરીને સૌ સૂતાં પછી સીતાને સહેજ સંકોચ થયો. એ રવેશમાં ઊભી રહી. કેતકરનાં અટ્ટહાસ્યનાં મોજાં-થી મુગ્ધ બનીને એનું મન ઉપર જવા તલપાપડ થઈ રહ્યું હતું. વાતો નહોતી સંભળાતી છતાં એ કાન માંડીને શાંતપણે સ્થિર ચિત્તે ઊભી હતી.

સુશીલાએ ગંભીર બનતાં મેનાને કહ્યું, 'મેનાબેન?'

'કેમ?'

'તને માઠું ન લાગે તો એક માગણી કરું?'

'ખુશીથી.'

'મારે કેતકર સાથે થોડી ખાનગી વાત કરવાની છે. તમે નીચે જાઓ ત્યાં અમે આવી પહોંચીએ છીએ. કેતકરને કયાં સૂવાનું છે?'

'મારા ભાઈ સાથે, વચલા રૂમમાં.'

'ઠીક ત્યારે, જાઓ.'

કેતકર જરા વિચારમાં પડ્યો. આવે વખતે એ મનમાં સુશીલાથી ડરતો. હરિભાઉ જેટલી જ સુશીલા એને નિકટ હતી. સુશીલા વિચારો ગોઠવવા લાગી. કેતકરની ધીરજ ખૂટી. 'કેમ શું કહેવું છે?'

'ઇંદુબેનનો એક પત્ર વંચાવવો છે.'

'ક્યારે આવ્યો છે?'

'ઘણા વખત પહેલાં. તમને મોકલવાનો હતો. પણ મને એમ કે હાથોહાથ આપું તો ઠીક.'

'લાવો ત્યારે.'

'આપતાં પહેલાં થોડી પ્રસ્તાવનાની જરૂર છે.' થોડીવાર સુશીલા અટકી. કેતકર સાંભળવા આતુર બન્યો.

'તમે ક્યારે લગ્ન કરવાનો વિચાર રાખ્યો છે?'

'કશું નક્કી નથી. હજી તો હું ચાલ્યો આવું છું.'

'એ હું જાણું છું. પણ બિચારા જોષીજી હવે વૃદ્ધ થયા છે. એને ઉતાવળ હોય એ સ્વાભાવિક છે. તમારાં માતુશ્રી પણ અવસ્થા-વાળાં ગણાય. તમારે સ્થિર થવામાં બહુ તો એકાદ મહિનો જોઈશે...'

'પણ મેં હજી સીતા સાથે લગન કરવાનો નિર્ણય કર્યો નથી!'

'એટલે!'

'મારે હજી થોડી માહિતી જાણવાની રહે છે.'

'એ છોકરી તારે માટે કેટલી આશાતુર છે તે જાણે છે?'

'તેથી શું?'

'તારે એનો સ્વીકાર કરવો જ જોઈએ. તું જાણે છે કે એમણે તારે માટે પાછળથી કેવી રીતે પૈસા મોકલ્યા છે?'

'એથી તારે શું કહેવું છે?' કેતકરનો અવાજ મોટો થયો. એણે શાંતિ ગુમાવી, 'ગમે તેટલું કર્યું હોય પણ મારા મનને

સંતોષ ન આપે એવી સ્ત્રી સાથે જીવન જોડવાનું જોખમ હું નહિ ખેડી શકું. મને પસંદગીનો હક્ક નથી ?'

'ના, હવે નથી; પૈસા લેતાં પહેલાં હતો. કબૂલાત આપતાં પહેલાં હતો.' સુશીલાએ કહ્યું.

'પૈસા વ્યાજ સહિત પાછા આપીશ.'

'આ તું શું બોલે છે કેતકર! એણે ફાટેલાં પહેરણ પહેરી તને ફૅશનેબલ સૂટ શીવડાવી આપ્યા; તૂટેલા ચંપલ પહેરીને તને સુંદર હોલબૂટ માટે પૈસા મોકલ્યા; ઘી દૂધ ઓછાં કરીને તારાં ભોજન-ખર્ચનાં બિલ ચૂકવ્યાં; એ બધું પૈસાનું વ્યાજ ખાવા માટે ? શરમ નથી આવતી બોલતાં ?' સુશીલા કઠોર બની.

'તું મને દબાવવા માગે છે, સુશીલા ?'

'ના; તારી માનવતા જાગૃત કરવા માગું છું. માણસ ફરજ, હક્ક, વ્યક્તિસ્વાતંત્ર્યનો પૂજક નથી; માનવતાનો પૂજક છે. તું મારો પરમ મિત્ર છો. ભાઈ સમાન છો. એટલે આટલું કહું છું. નહિતર આજ આટલે લાંબે વખતે તું આવ્યો ત્યારે શા માટે આવું અણગમતું મારે બોલવું જોઈએ ? પણ એક નિર્દોષ ભોળી છોકરીના હૃદયના મૂંગા ભાવ અને એક વૃદ્ધ વાત્સલ્યપ્રેમી દંપતીની આશાઓ મને આ શબ્દો બોલાવે છે.' સુશીલા શ્વાસ ખાવા અટકી.

કેતકરે ધીમેથી કહ્યું, 'તું મને ઈંદુનો પત્ર આપતી હતી ને ?'

'આ રહ્યો. ઈંદુએ બલવંત સાથે લગ્ન કરવાનો નિર્ણય કર્યો છે.'

'એ તો જૂની વાત છે' મનને દૃઢ કરતાં કેતકર બોલ્યો.

'જૂની હોય કે નવી : પત્ર વાંચીશ એટલે સ્પષ્ટ થશે.'

કેતકરે પત્ર લીધો. એકવાર વાંચીને ફરીથી નજર ફેરવી ગયો.

સુશીલા એની સામે જોઈ રહી. ઈંદુના પત્રમાંથી એક વાક્ય કેતકરના હૃદય સોંસરું પેસી ગયું :

'બીજા કશા ખાતર નહિ, પણ તને એકાકી જોઇને મારું–તારી માનેલી પ્રિયતમાનું–સર્વ સુખ દુઃખમય ન બને એટલા ખાતર પણ, તું સીતાનો હાથ સ્વીકારજે.' સુશીલા કેતકર સામે જોઈ રહી છે. ઘણીવારે કેતકર બોલ્યો, 'ઠીક, હું વિચાર કરી જોઈશ.'

'હા, કાલનો દિવસ વિચાર કરી જો.'

'એટલી બધી શી ઉતાવળ છે ?'

'તારાં બા, મામા આવ્યાં છે તે મુહૂર્ત જોઈને જ જાય અને અહીં સૌને નિરાંત થાય.'

'સુશી ! તું આગ્રહ કરે છે પણ ઇંદુ મારા મનમાંથી ખસતી નથી !'

'એ હું સમજું છું, કેતકર ! તારા હૃદયને સૌથી વધારે સમજનાર હું છું પણ જે ઘડીએ તું ખરા જીગરથી સીતાનો હાથ પકડીશ તે જ ક્ષણે ઇંદુનું સિંહાસન સીતાનું થશે. એ તારા હૃદયની સામ્રાજ્ઞી બનશે. તને ખબર નથી પણ સીતા આર્યત્વની ભાવનાની મૂર્તિ છે. એ રત્ન હજી તારે માટે અણપારખ્યું છે. તને એકનો પરિચય છે; મને બન્નેનો છે.' સુશીલા અટકી. કેતકર સાંભળી રહ્યો.

'બોલ, શો નિર્ણય કરે છે ?'

'કાલે જણાવીશ.'

'સૌને કાલે જણાવજે : મને આજે અત્યારે જણાવ.'

કેતકરના મનમાં ઇંદુનાં વાકયો ગણગણવા લાગ્યાં. એણે ન છૂટકે નિર્ણય જણાવ્યો, 'ઠીક ત્યારે તમે કહો છો તે પ્રમાણે કરશું.'

'બસ થૅન્ક યુ' સુશીલાએ હર્ષથી કેતકરનો હાથ પકડી લીધો.

કેતકર આકરું મંથન અનુભવતો એમ ને એમ બેસી રહ્યો.

'ચાલો ઊઠો હવે' સુશીલા ઊભી થઈ.

કેતકર ઊઠયો. બન્ને નીચે ઊતર્યાં.

૧૭

નવજુવાન કેતકર થાણા જિલ્લાનો આસિસ્ટંટ કલેકટર નિમાયો હતો. સસરાને પૈસે આઇ. સી. એસ. થયેલો કેતકર ગર્ભ-શ્રીમંત નહોતો, પણ એની બુદ્ધિ તીવ્ર હતી. ઉપરી અમલદારોને ખુશ કરવાની એની આવડત અદ્ભુત હતી. પોતાના હોદ્દાનું એને જોઈએ તે કરતાં વિશેષ ગુમાન હતું. પાશ્ચાત્ય સુધારાનું આંધળું અનુકરણ કરનારાઓમાં એનો નંબર ઊંચો હતો. થાણા જિલ્લામાં એની સત્તા નિરંકુશ હતી. ખુશામતખોર મંડળમાં એની આબરૂ આવ્યો તેવી જ વધવા લાગી. મિત્રમંડળમાં કેતકર બડભાગી મનાવા લાગ્યો.

પરંતુ વિલાયત ગયો ત્યારે જેને તે પ્રાણથી અધિક ચાહતો, જેના પત્રની રાહમાં શનિવારની સોનેરી રાતને પણ વીસરી જતો, જેની યાદ એને માતાથી અધિક પ્રિય હતી એવી એની પ્રાણસખી ઈંદુ દૂર પૂર્વમાં દરિયાપાર બેઠી હતી.

સીતા સંસ્કારી માબાપની ગુણસંપન્ન પુત્રી હતી. સુધારક

પિતાએ એને રાષ્ટ્રીય ભણતર ભણાવી હતી. સીતાના હૃદયમાં આર્યત્વની ભાવના ઊતરી આવી હતી. દેશનું એને અભિમાન હતું. ગરીબ અને મૂંગા જનસમૂહના કારમા ભૂખમરા અને અજ્ઞાનથી જે યુવક–યુવતીઓ શાહીવાદ અને મૂડીવાદનાં સદાનાં વેરી બન્યાં હતાં તેમાંની સીતા એક હતી. છતાં કેતકરને મન એ એક ' અબુધ છોકરી ' હતી.

કેતકર વિલાયતથી આવ્યો તેને બીજે જ મહિને સીતાનાં લગ્ન થયાં અને લગ્ન પછીની પ્રથમ રાત્રિ, જે કેતકરને મન સુવર્ણ રાત્રિ હતી, તે આવી પહોંચી.

જે રાત્રિને સુખદ બનાવવા અનેક રસિક જનોએ પોતાની મહામૂલી જિંદગી હોમી દીધી છે, જે રાત્રિને કાવ્યમય બનાવવા કેટલાક સંસ્કૃત કવિઓએ પોતાની કળા છૂટે હાથે વાપરી છે, જે રાત્રિનાં ગુણગાન ગાતાં કેટલાંક કવિહૃદય કદિ થાકતાં નથી, એવી લગ્ન પછીની પ્રથમરાત્રિ, રસરાજના ઉપાસક કેતકરને મન સુવર્ણરાત્રિ હતી.

એણે પત્નીની કલ્પનામૂર્તિ વર્ષો થયાં પોતાના હૃદયમાં કોતરી રાખી હતી. કેતકરની કલ્પનામૂર્તિ હતી કાલિદાસની શકુંતલા જેવી, બાણભટ્ટની મહાશ્વેતા જેવી, ભવભૂતિના માધવની માલતી જેવી. એના મનોરાજ્યના કલ્પિત કિલ્લા આકાશે અડી રહ્યા હતા.

એવામાં જે પગલાંની એ આતુરતાથી રાહ જોતો હતો તે પગલાં સંભળાયાં. એના શરીરમાંથી ધ્રૂજારી વછૂટી ગઈ. સ્વસ્થ થવાનો એણે પ્રયત્ન કર્યો.

સીતા હળવે પગલે આવી. ભારે હૈયે એણે બારણામાં પ્રવેશ કર્યો. કેતકર પલંગ પર બેઠો હતો. સીતા જઈને સામેની ખુરશી પર બેઠી.

કેતકર ઘડીભર સીતા સામે જોઈ રહ્યો. વીજળીના પ્રકાશમાં દીપતું સીતાનું કાંતિમાન મુખ કેતકરની આંખોને આંજી દેવા લાગ્યું. સીતા નીચે જોઈને બેઠી હતી. નવી સાડીની વિવિધરંગી કોર બે હાથે મસળતી હતી. ઓરડામાં નિઃશબ્દ શાંતિ પસરી રહી હતી.

કેતકરે શાંતિનો ભંગ કર્યો: 'સુશીલા, મેના વગેરે તમારાં બહુ વખાણ કરતાં હતાં.' સીતા કંઈ બોલી નહિ. કેતકરે આગળ ચલાવ્યું:

'કહેતાં હતાં કે મારા વિલાયત ગયા પછી તમારામાં સારો ફેર પડ્યો છે. ખરી વાત?'

'મને ફેર જણાતો નથી,' સીતાએ તટસ્થ અવાજે કહ્યું.

'તમને ન જણાય. પણ તમને મેં પહેલાં જોયાં તેના કરતાં બહુ ફેર છે.'

'હું તો એવી ને એવી છું' સીતાએ એનો એ જવાબ દીધો.

કેતકરે નીરસ થતા વિષયને છોડી નવો વિષય કાઢ્યો:

'તમે આપટેનાં નોવેલ વાંચ્યાં છે કે?'

'મને વાંચવાનો બહુ શોખ નથી.'

'સંસ્કૃત કાવ્યોમાં કુમારસંભવ, મેઘદૂત, કે શાકુંતલ માંહેનું કોઈ વાંચ્યું છે?'

'મને સંસ્કૃત એટલું બધું આવડતું નથી, પણ આ દરેકમાંથી થોડા થોડા ભાગ ભણવામાં આવતો તે વાંચ્યો છે.'

'અંગ્રેજીમાં શેકસપીઅર, શેલી, કીટ્સ વગેરેમાંથી?'

'એમાંથી પણ અમુક ટુકડા પાઠ્યપુસ્તક અગર ઇતર વાચન રૂપે આવતા તે જ.'

'ત્યારે તમે શું ભણ્યાં?' કેતકરની રસવૃત્તિને સહેજ આઘાત પહોંચ્યો.

કેતકરે વિચિત્ર સ્વરે પૂછેલા આ પ્રશ્નથી પાછી થોડીવાર શાંતિ છવાઈ ગઈ.

કેતકર સાહેબે પાનનો દાબડો ખોલી પાન કાઢ્યું. આંગળી પર ચૂનો લઈ તદ્દન નવો વિષય ઉપાડ્યો:

'કેમ હવે સીનેમા વગેરેમાં જાઓ છો કે?'

'કોઈવાર જાઉં.'

ઉત્તર આપતી વખતનો સીતાનો અવાજ અને ચહેરો જોઈને જ કેતકરનું મનોરાજ્ય ખળભળવા લાગ્યું. એની કાલ્પનિક ઈમારત ઉપર જાણે આ વસ્તુ કારમો હૂમલો કરતી હતી. એના મગજમાં એકસામટા વિચારો ધસી આવ્યા: "મામા, મા, સુશીલા, મેના, શું જોઈને વખાણ કરતાં હશે? આમાં તો કંઈ નથી. પ્રીવિયસ સુધી પોપટની માફક પઢી ગઈ છે. નથી શેક્સપીઅર વાંચ્યો, નથી શેલી વાંચ્યો! અરે શાકુંતલ જેવું જગપ્રસિદ્ધ નાટય વાંચ્યું નથી! સીનેમાસૃષ્ટિથી તો લગભગ અજ્ઞાત જ છે. આવી સ્ત્રી પાસેથી રસિકતાની આશા કેમ રાખી શકાય? આ છોકરીએ મારી જિંદગી ધૂળ મેળવી." કેતકર દુઃખી થઈ ગયો. એના કલ્પિતગઢ પહેલે જ હલ્લે તૂટી પડતા જણાયા. છતાં એણે હિંમત રાખી. પાન મોઢામાં મૂકી ઊડચો. બીજું પાન સીતા સામે ધરી કહ્યું, 'ઠીક લ્યો, પાન તો ખાઓ છો ને? કે એના યે બાધા રાખી છે?'

સીતાએ પાન લીધું. પાન લેતાં કેતકર સામે નજર ફેંકી. એમાં કેતકરના કટાક્ષમય વાક્યનો સ્પષ્ટ વિરોધ દેખાતો હતો.

કેતકરે સિગાર સળગાવી. ઓરડામાં તે આંટા મારવા લાગ્યો.

રોળાઈ જતા રસસામ્રાજ્યને બચાવવા એ બધી શક્તિ વાપરી રહ્યો હતો. પાંજરે પુરાએલી સિંહણના જેવી સીતાની મનોદશા હતી. શું બોલવું તે એને સૂઝતું નહતું. એ એમ ને એમ બેસી રહી. વર્ષોથી મનમાં સંઘરેલા ભાવ ગૂંગળાઈ રહ્યા હતા.

ઘડિયાળમાં અગિયારના ટકોરા થયા. કેતકર વિચારનિદ્રામાંથી જાગ્યો: 'ઓહો ! અગિયાર વાગ્યા !'

બાકીની સિગાર બારી બહાર ફેંકી સીતાને કહ્યું, 'ચાલો ઊઠો, હવે સૂઈ જાઓ.'

સીતા નિસાસો મૂકીને ઊઠી. કેતકરે બારણું બંધ કર્યું.

## ૧૮

કેતકરે પોતાનાં બુદ્ધિચાતુર્ય અને વાક્ચાતુર્યથી ત્રણ માસના ટૂંક સમયમાં જિલ્લા કલેકટર મિ. રૉબિન્સનનો પ્રેમ સંપાદન કર્યો. કેતકરના લગ્નની ખુશાલીમાં કલેકટરે ગાર્ડનપાર્ટી ગોઠવી. યુરોપિયન અને દેશી અમલદારો, શ્રીમંતો અને સદ્‌ગૃહસ્થો મળીને પચાસેક મિત્રોને નિમંત્રણ આપ્યું.

કેતકરને મન લગ્નદિન કરતાં આજનો દિવસ વધારે આનંદનો હતો. પાર્ટીમાં મિસીસ રૉબિન્સન અભિનંદનના બે બોલ કહેશે, તે વખતે હું શરમથી નીચું જોઈ રહીશ; આવેલા મહેમાનો મારી સામે માનભરી નજરે જોશે; મારી પત્ની મને પૂજ્ય ભાવથી નીરખશે; મારું જીવ્યું ધન્ય બનશે. કેતકર હર્ષાવેશમાં બાવરો બની ગયો. એણે સારામાં સારો પોશાક કાઢ્યો. અરીસા સામે અર્ધો કલાક ઊભા રહી સૂટ, કૉલર, ટાઈ સરખાં કર્યાં.

જવાને પંદર મિનિટ બાકી રહી એટલે એ ઓરડામાં ગયો: હેતાળ અવાજે પૂછયું, 'સીતે ! તમે તૈયાર છો ને ?'

'હા, તૈયાર છું' સીતાએ અત્યંત ઉદાસીનતાથી કહ્યું. એના અવાજમાં વિષાદ ભર્યો હતો.

કલેકટરને ઘેર મિજબાનીમાં જવાનું નિમંત્રણ મળ્યું તે ઘડીથી સીતા ઉદાસ છે. એને કયાંઈ ચેન પડતું નથી. હજી પરણીને આવ્યાં પૂરું અઠવાડિયું થયું નથી. હજી માતપિતાનું વિયોગદુઃખ હૃદયમાં ભર્યું છે. ત્યાં આ અણગમતો પ્રસંગ આવીને ઊભો રહ્યો.

સીતા સવારની વિચારી રહી છે, "હું સીતા, ગોરા કલેકટરને ઘેર જમવા જાઉં ? જે અંગ્રેજોએ આફેકર જેવા વીરનરોને ફાંસીએ લટકાવ્યા, લોકમાન્યને દેશપાર કર્યા, જલિયાંવાલામાં કતલ ચલાવી, કરોડો હિંદીઓનાં હાડચામ ચૂસી જે રાતામાતા ફરે છે, એવા અંગ્રેજ અમલદારને ઘેર હું જમવા જાઉં ? એ કેમ બને ?"

પણ થોડીવારમાં વિરુદ્ધ વિચાર શરૂ થયા, "એમ તો કેતકર પોતે કયાં અમલદાર નથી ? કલેકટર પોતે અંગત રીતે કેટલા ભલા માણસ છે. મારા પતિ ઉપર એમને કેવું નાનાભાઈ જેવું હેત છે ? અને આ પાર્ટી કયાં રાજ્ય તરફથી અપાય છે ?"

સીતા આખો દિવસ ગડમથલમાં ગોથાં ખાતી રહી. વિચાર-વમળમાં ગુંચવાયેલી બેઠી હતી ત્યાં સાંજે આવીને કેતકરે તૈયારીની સૂચના કરી ત્યારે એનાથી બોલી જવાયું, 'તૈયાર છું !'

પણ કેતકરે જોયું તો સીતા તૈયાર ન હતી. સ્ત્રીસહજ ટાપટીપની વૃત્તિ સીતામાં મૂળથી ઓછી હતી. એણે વેણીમાં તાજાં ફૂલ ગુથ્યાં નહતાં. પાર્ટી માટે ખાસ સાડી બદલી ન હતી. આવા વેશમાં સીતાને કેમ લઈ જવાય ? કેતકરે ધીરેથી કહ્યું, 'તમે સાડી તો બદલી નથી.'

'આથી વધારે સારી સાડી મારી પાસે નથી.'

'તમારી પાસે નથી પણ મારી પાસે છે ને !' આમ કહીને કેતકરે ટેબલમાંથી કૂંચીઓનો ઝુંડો કાઢયો.

એને પરણ્યા પહેલાંની ખબર હતી કે આવી ગાર્ડનપાર્ટી પોતાને મળશે. અને એમાં પત્ની સાથે છેલ્લામાં છેલ્લી ફેશનનાં કપડાં સાથે પોતાને હાજર થવું પડશે. એટલા માટે એ અઠવાડિયા પહેલાં મુંબઈ ગયો હતો ત્યારે ખાસ ઈંદુ પહેરતી એવા રંગની જોર્જેટની ઉમદા સાડી ખરીદી લાવ્યો હતો.

કેતકરે સાડી કબાટમાંથી કાઢીને સીતા આગળ ધરી દીધી. સીતાએ એક તિરસ્કારભરી નજર એ વિદેશી સાડી સામે ફેંકી. એ તિરસ્કાર જીભમાં ન આવી જાય એની કાળજી રાખીને બોલી, 'એ સાડી હું નથી પહેરવાની!'

'તો આવાં જંગલી જેવાં કપડાં પહેરીને પાર્ટીમાં નહિ અવાય.' કેતકરે સહેજ રોષમાં આવી જઈ કહ્યું. પહેલો જ પ્રસંગ હતો એટલે સીતાને ચીડવવાનો કે સામી કરવાનો એનો મુદ્દલ વિચાર નહોતો. નછૂટકે એણે ખોટો રોષ દેખાડ્યો: 'આવાં જંગલી જેવાં કપડાં પહેરીને પાર્ટીમાં નહિ અવાય.'

'તો હું નહિ આવું.' સીતાએ ઠંડે પેટે કહ્યું.

'એ કેમ ચાલે? આપણે માટે તો પાર્ટી ગોઠવી છે.'

'મારે માટે નહિ, તમારે માટે.'

કેતકરે પરાણે મિજાજ કાબૂમાં રાખ્યો. એનું માથું ફાટફાટ થતું હતું. પણ આ બાબતમાં વધારે વિવાદ કરવાથી કંઈક અવળું પડે તો પાર્ટીમાં ભંગાણ પડે અને પોતાની ફજેતી થાય. આ છોકરી તો અબુધ છે એમ વિચારી કેતકર ગમ ખાઈ ગયો. થોડા દિવસ પછી, નવા વાતાવરણના પાસથી આપમેળે સુધરશે એમ વિચારી મન વાળ્યું. આગ્રહ છોડી દીધો. નરમાશથી કહ્યું, 'જરા વેણી સરખી કરી, થોડાં તાજાં ફૂલ ગૂંથી લ્યો તો સારું.'

સીતાએ વેણી સરખી કરી. તાજાં ફૂલ ગૂંથ્યાં. બન્ને પાર્ટીમાં જઈ પહોંચ્યાં. મોટરમાંથી ઊતર્યાં તેવાં જ તાળીઓના અવાજથી સૌએ નવદંપતીને વધાવી લીધાં.

મિસીસ રૉબિન્સને માયાળુ આવકાર આપ્યો. સૌ ખુરશી ઉપર ગોઠવાયાં. ટેબલ ઉપર ઊજળા દૂધ જેવા ઓછાડ બિછાવ્યા હતા. રંગબેરંગી ફૂલદાનીઓ ગોઠવવામાં આવી હતી. વિવિધ વાનીઓ ભરેલી રકાબીઓ એક પછી એક આવવા લાગી. ફળ અને સૂકો મેવો બન્ને વસ્તુ સીતાને નાનપણથી જ પ્રિય હતાં. પણ આજે એને ખાવા ઉપર અભાવો થયો. મિસીસ રૉબિન્સન સાથે એ હસીને વાત કરતી હતી પણ મન કોળતું ન હતું. અંગ્રેજી બોલવાની સીતાને ટેવ હતી છતાં આજે શબ્દો તૂટતા હતા. એકઠા થયેલા મહેમાનોને જોઈને એને કંઈ કંઈ થઈ જતું હતું. દેશી અમલદારો અને શ્રીમંતોએ વિદેશીઓની નકલ કરવામાં કશી ખામી રાખી ન હતી. પોશાકમાં, બોલવા ચાલવામાં, હાવ-ભાવમાં બધે જડ અનુકરણ.

પાર્ટીમાં સૌએ લહેરથી આનંદ લૂંટયો. કેતકર પણ પાછો હરખમાં આવી ગયો. છેક રાતે પાર્ટી ખલાસ થઈ. સીતાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

પાછા ફરતાં રસ્તામાં સીતા એક પણ શબ્દ બોલી નહિ. કેતકર પણ સીતાના અતડાપણાથી ચીડાયો હતો. એને ખાત્રી થઈ ગઈ હતી કે સીતા પોતાના જીવનસુખની અમૃતપ્યાલીમાં ઝેરના બિંદુ સમાન નીવડી છે !

•

## ૧૯

કેતકર કપડાં પહેરી ઑફિસમાં જવા તૈયાર થયો તે વખતે સીતાએ આવીને કહ્યું, 'આજે બાને જરા ઠીક નથી તો સાંજે કોઈ દાક્તરને લેતા આવજો.'

'એમાં મને શું કહો છો? કોઈ પણ માણસને કહેશો તો દવા લઈ આવશે.'

'પણ દાક્તર જાતે તપાસીને દવા આપે તો સારું ને?'

'આમાં એવું કશું નથી છતાં જોઈશ.'

સાંજે ઑફિસેથી નીકળતાં શિરસ્તેદારને પૂછ્યું, 'અહીં કોઈ સ્થાનિક સારો દાક્તર છે કે?'

'અહીં તો બધા સાધારણ છે; પણ કલ્યાણમાં હમણાં એક હોશિયાર દાક્તર આવેલા છે.'

'તો એમને ત્યાંથી આપણી બાને માટે ઘેર પૂછીને દવા મંગાવવાની વ્યવસ્થા કરી આપજો.' કેતકર સીધો ટૅનિસ રમવા ચાલ્યો ગયો.

વરસો સુધી એકાંતવાસ અને ગરીબી સેવીને છેલ્લી અવસ્થાએ કેતકરની બા થાણા આવીને રહ્યાં હતાં. સીતા એમને સગી માની

માફક રાખતી હતી. અને સીતાની ડહાપણભરી વાતોથી, ઘરનાં કામકાજથી, હેતાળ અને મિલનસાર સ્વભાવથી કેતકરની બા સીતા ઉપર ખુશખુશ હતી.

સવારે જરા હાડકચર જેવું જણાતાં સીતાએ ઘરગથુ ઉપાય કરી જોયા. પણ અસુખ ન ગયું એટલે એણે કેતકરને ઑફિસમાં જતાં જતાં દાક્તરને મોકલવાની સૂચના કરી.

બપોરે કેતકરની બાને તાવ આવી ગયો. માથું દુખવા આવ્યું. સીતા માથું ચાંપવા બેઠી. સાંજ પડવા આવી તો પણ કશા સમાચાર આવ્યા નહિ. ન દાક્તર આવ્યા, ન દવા આવી, કે ન તો કેતકર આવ્યો. છેક સાત વાગે એક માણસ આવીને ખબર પૂછી ગયો અને આઠ વાગે દવા આપી ગયો.

સીતા કેતકરની રાહ જોઈ રહી છે. 'આજ હજી સુધી કેમ નહિ આવ્યા? આજે બાને ઠીક નથી તો પણ ન આવ્યા.'

સાડા આઠ વાગ્યા ત્યારે રસોયાએ કહ્યું, 'રસોઈ તૈયાર છે.'

'સાહેબ આવશે પછી જમશું.' સીતાએ કહ્યું.

નવ વાગે કેતકર આવ્યો. આવીને તરત કપડાં બદલી હાથમોં ધોઈ જમવાના ટેબલ પર ગયો. મહારાજ થાળી પીરસી લઈ આવ્યો. ટેબલ પર મૂકતાં બોલ્યો, 'બા અને બાઈસાહેબ હજી જમ્યાં નથી.'

'એ લોકો પાછળથી જમી લેશે. મારે જરા એક ફ્રેંડને ત્યાં જવાનું છે.'

કેતકરે જમવાનું શરૂ કર્યું. મહારાજ ફરી પીરસવા આવ્યો ત્યારે પૂછ્યું, 'બાને તાવ ઊતર્યો?'

'જી હા. પણ માથું હજી દુખે છે.'

'દવા આવી કે નહિ, કાલુ?'

'જી સરકાર, આવી ગઈ' સિપાઈએ કહ્યું.

'લાવ મને બતાવ જોઈએ.'

કાલુ દોડતો જઈને શીશી લઈ આવ્યો. કેતકરે શીશી ઉપાડી. સામે ધરીને નામ વાંચ્યું :

ડૉ. ભાસ્કર ગંગાધર સાઠે

એમ. બી. બી. એસ.

કલ્યાણ

દાક્તરનું નામ વાંચ્યું અને એના હાથમાં કોળિયો એમ ને એમ રહી ગયો.

'કોણ લાવ્યું આ દવા ?'

'સાહેબ, શિરસ્તેદાર સાહેબનો માણસ લઈ આવ્યો.'

કેતકર હાથ ધોઈને ઊભો થયો. મહારાજ બીજીવાર ભાત લાવ્યો ત્યાં કેતકરે પૂરું કર્યું હતું. મહારાજે નવાઈ પામતાં પૂછયું, 'કેમ સાહેબ, હાથ ધોયા ?'

'મારે બાને માટે જરા દાક્તરને રૂબરૂ મળવું પડશે.'

મહારાજ સામે જોઈ રહ્યો. મિત્રને ત્યાં જવાનું હતું તે પડયું રહ્યું ને દાક્તર કયાંથી આવ્યો ? હેટ હાથમાં રાખીને કેતકર અંદરના ખંડમાં આવ્યો. સીતા પલંગ પરથી ઊઠી એક બાજુ ઊભી રહી.

'કેમ, બાને કેમ છે અત્યારે ?'

'માથું દુખે છે' સીતાએ કહ્યું.

'જુઓ હું અત્યારે દાક્તર પાસે જાઉં છું. દાક્તર ઘણા બાહોશ છે. આપણા ખાસ સ્નેહી છે. બપોરે ગમે તેને બોલાવી શકાત પણ મને એમ કે જાણીતા અને હોશિયાર મળે તો સારું.'

'તું જમ્યો બા ?' કેતકરની બાએ પૂછયું.

'હા બા. તમે શાંતિથી સૂઈ રહેજો. હમણાં દાક્તરને મળીને આવું છું. સીતે ! તમે જમી લેજો.'

કેતકર ચાલ્યો. મોટરમાં બેસી ડ્રાઈવરને કહ્યું, 'કલ્યાણ લઈ લે.'

*

પરીક્ષા પસાર કર્યા પછી તરત જ ડૉકટર ભાસ્કરે કલ્યાણમાં ખાનગી દવાખાનું ખોલ્યું હતું. મીઠી જીભ, સાલસ સ્વભાવ અને ધંધાની આવડતને લીધે ભાસ્કર થોડા વખતમાં ઠીક ઠીક જાણીતો થયો હતો. ભાસ્કરના આવ્યા પછી છ માસે અધ્યાપક સાઠે કૉલેજમાંથી નિવૃત્ત થયા હતા. અને એ વૃદ્ધ દંપતી બેલગામ નજીક પોતાના વતનના ગામમાં ચાલ્યાં ગયાં હતાં.

નાનો દીકરો કેશુ અને નાની દીકરી યમુના અભ્યાસ માટે ભાસ્કર સાથે રહેતાં હતાં. ભાસ્કરે કુટુંબનો ભાર ઉપાડી લીધો હતો.

કેતકરની મોટર બંગલા પાસે આવીને ઊભી રહી ત્યારે ભાસ્કર ઉપરની બારીએથી ડોકાયો. એણે નોકરને નીચે મોકલ્યો.

'જા જોઈ આવ કોણ છે?'

કેતકરે પોતાનું વિઝિટીંગ કાર્ડ મોકલ્યું:

યશવંત કેતકર આઇ. સી. એસ.

આસિસ્ટંટ કલેક્ટર

થાણા

ભાસ્કર વાંચીને એકદમ તરત નીચે ઊતરી આવ્યો અને 'ઓહો મિ. કેતકર! તમે ક્યાંથી?' એમ કહી ભેટી પડ્યો. 'ચાલો, ઉપર ચાલો' કહીને ઉપર લઇ ગયો. ઉપર ચડતાં અર્ધે દાદરેથી બૂમ મારી:

'યમૂ! આમ જો આ કોણ આવ્યું?'

યમૂ દોડતી બહાર આવી. 'મિ. કેતકર, તમે ક્યાંથી?'

'એઓ અહીં આપણા જિલ્લાના આસિસ્ટંટ કલેક્ટર નિમાયા છે,' ભાસ્કરે કોટ પર બેસતાં કહ્યું.

'ઓહો! ત્યારે તો મિ. કેતકર, તમે મોટા સાહેબ થયા.'

'તમારી પાસે સાહેબ નહિ.'

'નમસ્કાર કેતકર,' મિસીસ ભાસ્કર આવ્યાં.

'કેમ છો ભાભીસાહેબ?'

'મઝામાં. તમે?'

'મઝામાં છું.'

'આજે જમવાનું અહીં રાખજો.'

'આવીશ કોઈવાર.'

'હાં, હું ભૂલી. તમને ઇંદુબેન વિના કોણ જમાડે?'

'પછી તમે લગ્નનું શું કર્યું?' ભાસ્કરે પૂછ્યું.

'થઈ ગયાં.'

'કોણ જોષી વકીલની દીકરીને?' મિસીસ ભાસ્કરે પૂછ્યું.

'હા' કેતકર નીચું જોઈ સહેજ સંકોચથી બોલ્યો.

'અમારે ઇંદુબેન તો હવે જાપાનથી આવે ત્યારે ખરાં.'

'ક્યારે આવવાનું લખે છે?'

'કશું નક્કી નથી.'

'એમનો કોર્સ ક્યારે પૂરો થાય છે?'

'એને કોર્સ જેવું કશું નથી. એ તો માત્ર આર્ટ અને હોમ ઇંડસ્ટ્રીની ટ્રેનિંગ લેવા ગયાં છે. હજી તો ચીન જવાનું બાકી છે. હમણાં જ પાંચસો રૂપિયા મોકલ્યા.'

'પિતાજી ક્યાં છે?' કેતકરે પૂછ્યું.

'તમે નથી મળ્યા?'

'મેં તપાસ કરેલી પણ દેશમાં ગયાના સમાચાર મળ્યા હતા.'

'હા. પિતાજી નિવૃત્ત થઇ વતનમાં ગયા.' ભાસ્કરે કહ્યું.

'હવે એમને ચિંતા નથી. તમે છો બસ છે' કેતકર બોલ્યો.

'હજી અમારે એક ભારે ચિંતા રહી છે' મિસીસ ભાસ્કર બોલ્યાં. 'આ એક ઈંદુબેન ઠેકાણે પડી જાય પછી નિરાંત થાય.'

'એમની ચિંતા કરવાની જરૂર નથી. એ તો પોતાનો માર્ગ કરી લેશે. કેમ, મોટાભાઈ?'

'હાસ્તો. તમારાં માતુશ્રીને કેમ છે?'

'ઠીક છે, માથું દુખે છે.'

'તાવ છે કે?'

'નથી.'

'એવું ખાસ હોય તો જણાવજો.'

'જરૂર. ત્યારે હું રજા લઉં, ભાભીસાહેબ?' કેતકર ઊઠ્યો.

'ચાલો ઘણું સારું થયું તમે થાણા જ આવ્યા.'

'મને પણ આનંદ થયો. યમૂ! તું તારાં નવાં ભાભીને મળવા ક્યારે આવીશ?'

'આ રવિવારે.'

'જરૂર આવજો. ઈંદુબેનને પત્ર લખો તેમાં મારા નમસ્કાર લખજો અને હવે જલદી આવી જાય તેમ મારા વતી લખજો.'

'સારું. આવજો કેતકર.'

'અચ્છા સાહેબજી.' પોતાની જૂની ઢબે સલામ કરીને કેતકર નીચે ઊતર્યો. ઊતરતાં ઊતરતાં એનું મન બોલ્યું, 'આજે ઈંદુને મળ્યા જેટલો આનંદ થયો.'

## ૨૦

'પેલું ગીત ગા, યમૂ!'

'કયું?'

'મૈં બનકી ચિડિયાં...'

'મને ગાતાં ક્યાં આવડે છે? શાસ્ત્રીય સંગીત હું શીખી જ નથી!'

'તો પણ તમે ભાવપૂર્વક ગાઓ છો. અને ગાઓ છો ત્યારે જાણે ઇંદુબેન ગાતાં હોય એવું લાગે છે.'

'હં સાચે? એ તો હું ભૂલી જ ગઈ. મોટી બેનનો કાગળ આવ્યો છે.'

'ત્યારે બોલતાં કેમ નથી?'

યમૂ ઊઠીને અંદર ગઈ. પોતાના પુસ્તકમાં રાખેલ ઇંદુનો પત્ર લઈ આવી: 'વાંચો.'

કેતકર ઝપાટાબંધ વાંચી ગયો. 'આમાં તો કશા નવીન નથી. આવવાનું પણ કશું નથી. મોટા ભાઈએ જવાબ લખ્યો?'

'નથી લખ્યો.'

'કેમ ?'

'મોટી બેન પર ચિડાયા છે.'

'કારણ ?'

'કારણ તમને ન કહેવાય,' અંદરથી યમૂની ભાભી આવી અને વરસ દિવસના બાબાને કેતકરના ખોળામાં મૂકતી બોલી.

'મારાથી ખાનગી રાખવાનું છે?'

'કોઈનાથી ખાનગી નથી. જગજાહેર છે. તો ય અમારે મોઢે ન કહેવાય!'

'ત્યારે હું સમજી ગયો લો' કેતકરે હસતાં હસતાં કહ્યું.

'તમે એના જૂના ભાઈબંધ છો તે જાણતા હશો.'

'પણ તમે કહો પછી હું કહું.'

'યમૂ! તું કહે, ભાભી પાછાં મોંઘાં થશે.'

'કહો ભાભી!'

'તમે શું જાણો છો એ કહો પહેલાં.'

'બળવંત નામના યુવાન સાથે ઈંદુબેને લગ્ન કર્યાં'. કેતકર બોલ્યો.

'વાહ વાહ' નણંદ-ભાભીના ખડખડાટ હસવાથી ઓરડો ગાજી ઊઠ્યો. કેતકર ખસિયાણો પડ્યો. પણ મિસીસ ભાસ્કર ગંભીર બની ચિંતાતુર અવાજે બોલ્યાં, 'તમે જાણો છો તેથી ઊલટું.'

'એટલે?'

'ઇંદુબેનને લટકતાં રાખીને બળવંત બીજી કોઈ છોકરીને પરણ્યો!'

'હોય નહિ?' કેતકર એકદમ ચમકી ગયો.

'તમારા સમ.' મિસીસ ભાસ્કરે કહ્યું. 'બળવંત અહીંથી ઇંદુબેનને લઈ જાપાન ગયો. ત્યાં ઇંદુબેનને મૂકીને યુરોપ ગયો.

ત્યાંથી સીધો અહીં આવ્યો. અને અહીંથી પાછા જાપાન જવાના આજ સુધી વાયદા આપ્યા કર્યા. ત્યાં ઈંદુબેન એની રાહ જોઈ રહેલાં. અમને તો શી ખબર પડે ? અમારા પરના પત્રોમાં તો કશું જ ન લખે. પણ બે દિવસ પહેલાં પેલી સુશીલાએ આવીને તમારા ભાઈને વાત કરી કે બળવંત સાથે લગ્ન કરવા ખાતર જ ઈંદુબેન ત્યાં રોકાયેલાં, પણ સોલાપુરના જે શેઠ સાથે બળવંત જાપાન ગયેલો તેની છોકરી સાથે તે હમણાં પરણ્યો અને ઈંદુબેન લટકી રહ્યાં !'

'અરેરે' કેતકર દુઃખી થયો, 'મને તો કશી ખબર નહિ.'

'કોઈને ખબર નથી. આ તો ઈંદુબેનને સખત આઘાત લાગ્યો છે અને તબિયત એકદમ ખરાબ થઈ ગઈ છે. તેથી પાછાં બોલાવી લેવા સારુ સુશીલાએ વાત કરી. આજકાલ તારથી પૈસા મોકલી બોલાવી લેશે.'

'હવે જલદી બોલાવી લેવાં જોઈએ.'

'આ તમારા આજકાલના જુવાનીઆ' મિસીસ ભાસ્કર બોલ્યાં.

'કોણ કેતકર સાહેબ આવેલ છે કે?' દાક્તર ભાસ્કર ઉપર આવતાં બોલ્યા.

'મોટાભાઈ, સાહેબજી' કેતકર સહેજ ઊભો થયો.

'કહો કેમ છો?'

'સારું.'

'ક્યાં જઈ આવ્યા ?'

'આ મુંબઈ જઈ આવ્યો. ઈંદુબેનની તબિયત ઠીક નથી રહેતી તેથી બોલાવી લીધી.'

'સારું કર્યું.'

'આજે તારથી પૈસા મોકલ્યા.'

'મારી કંઈ મદદ જોઈએ તો બેધડક કહેજો.'

'જરૂર, તમે ક્યાં કોઈ છો ?'

'ઠીક ત્યારે, હું રજા લઈશ.'

'બેસોને, જવાય છે ?'

'નહિ; હું જઈશ.' કેતકરે રજા લીધી.

*

"આણિક દૂસરે મજ નાહીં આતાં
"નેમિલેયા ચિત્તા પાસૂતિયાં......'

રાત્રિના નવનો સુમાર છે. કેતકરનાં બા, પાડોશી પારસી બાનુ, વગેરે એકકાન થઈ સાંભળી રહ્યાં છે. મુંબઈથી થોડા રોજ પર આણેલ દિલરૂબા ઉપર સીતા તુકારામ બુવાના અભંગ ગાઈ રહી છે. ચહેરા ઉપર શાંતિ છવાઈ છે, પાંપણો ઢળેલી છે, હૃદયના તાર, વીણાના તાર સાથે એક થઈ ગયા છે. નોકર ચાકર ઊભાં થઈ રહ્યાં છે. વાતાવરણમાં ભક્તિરસ પસરી ગયો છે.

બંગલામાંથી આવતા અલૌકિક સૂરને ઝીલવા પાસેનાં ઝૂંપડાંવાળાં આંગણામાં આવીને બેઠાં છે. અંદર અંદર દબાતે સાદે વાતો કરે છે, 'આટલું મીઠું કોણ ગાતું હશે ?'

'ખબર નથી ? નવા સાહેબનાં વહુ ગાય છે.'

'એમ કે ?'

'ત્યારે. આવડો મોટો સાહેબ, એની વહુ પણ આપણા ઘરમાં આવીને ઊભી રહે. છોકરાં તેડીને રમાડે. સાજા-માંદાના ખબર પૂછે.'

'સા'બ હમણાં પરણ્યા, નહિ ?'

'અરે સા'બ સાવ નાના છે.'

વાત ચાલે છે ત્યાં મોટરના દીવા સડક પર આવતા દેખાયા. 'લ્યો સાહેબ પધાર્યા' કહેતા ગામડીઆ બાજુ પર લપાયા.

સરસરાટ મોટર બંગલામાં દાખલ થઈ. બારણું બંધ થવાનો અવાજ સંભળાયો. કેતકરના બૂટથી પગથિયાં ગાજ્યાં. એકાએક દિલરૂબા બંધ કરી સીતા ઊભી થઈ ગઈ. અંદર ચાલી ગઈ.

કેતકર બારણામાં આવીને કાળભૈરવ જેવો ઊભો રહ્યો. એની આંખમાંથી અંગાર ખર્યા. બાજુ પર બેઠેલાં પારસી બાનુ ઊઠીને ઘેર ચાલ્યાં ગયાં. કેતકર તાડૂક્યો, 'આ શું માંડયું છે? આ તે ગામ છે કે જંગલ?'

ધીમે રહીને કેતકરની બાએ કહ્યું, 'વહુ નવું વાજું પીયરથી લાવ્યાં છે તે વગાડતાં હતાં.'

'પણ આ કોનું ઘર છે તેનો વિચાર કરવો જોઈએ ને! કાંઈક વખત વરતવો જોઈએ!'

નોકરોની હાજરીમાં બાને કંઈક વધારે પડતું કહેવાઈ જશે તો પોતે જ હલકો પડશે એ બીકે કેતકર ઉપર ચાલ્યો ગયો. ઉપર જઈને કપડાં ઉતારતાં નોકરને કહ્યું, 'જા, એને ઉપર મોકલ.'

સીતા ઉપર આવી.

'કેમ આ શું માંડયું હતું?'

'દિલરૂબા વગાડતી હતી.'

'પણ માણસ અને સમય ઓળખો છો કે નહિ?'

'તમને મોડું થયું એટલે રાહમાં સૌ બેઠાં હતાં. મને એમ કે થોડીવાર ગાઉં.'

'તને ભારે ગાતાં આવડે પાછું!' ચાળા પાડતો હોય તેમ કેતકર વાંકું મોં કરી બોલ્યો. 'તને એટલું ભાન નથી કે આ કોઈ વેરાગીનું ઘર નથી પણ જિલ્લાના મોટા અધિકારીનો નિવાસ છે.' આટલી નજીવી બાબતમાં, કેતકર વિના કારણ આટલો ઊકળી ગયો એ સીતાથી ન સંખાયું. એણે પરણીને આવી ત્યારથી અનેકવાર, અનેક નાની મોટી બાબતોમાં કેતકરના શબ્દો સાંભળી

લીધા હતા. કોઈ વાર ઉત્તર આપ્યો ન હતો. પણ આજનો રોષ એ ન સાંખી શકી. અંદરથી ધગી રહી હતી છતાં બને તેટલી શાંતિ રાખી, દૃઢતાપૂર્વક બોલી, 'મારે મન આ મોટા સાહેબનો બંગલો અને સામેનાં ગરીબ મજૂરોનાં ઝૂંપડાં સરખાં છે!'

'ઓહોહોહો ! આ તો સાક્ષાત્ મીરાંબાઈનો અવતાર!' કેતકર મશ્કરીભર્યું હસ્યો અને ઠાવકાઈભર્યું મોં રાખી ઉમેર્યું, 'ત્યારે ત્યાં જ રહેવા જાઓ હવે.'

'એટલી મનની તૈયારી થશે ત્યારે તમને પૂછવા નહિ રહું.'

'બસ કરો. જાઓ જમવાની તૈયારી કરાવો.'

સીતા ફાટી આંખે કેતકર સામે જોઈ રહી. કેતકર રોષભર્યો નીચે ઊતર્યો. એનું મન ઈંદુની દુઃખદ સ્થિતિથી ઉદાસ બન્યું હતું. એમાં સીતાના સવાલ જવાબથી વધારો થયો.

જમીને તરત મન હળવું કરવા એ મુંબઈ ચાલ્યો ગયો.

સીતા ઉપર ને ઉપર બેસી રહી. જમવા પણ ન ગઈ. કેતકરની બા વહાલથી સમજાવવા લાગ્યાં, 'હશે, એનો સ્વભાવ એવો જ છે. જો મને કેટલું કહી નાંખ્યું.' પરાણે ફોસલાવીને સીતાને જમવા લઈ ગઈ.

સીતા બે કોળિયા જમીને ઉપર આવતી રહી. આવીને આરામ ખુરશીમાં પડી.

સીતા હોંશભરી પરણીને આવી ત્યારે એના મનોભાવ જોશબંધ વહેતા પાણીના પ્રવાહ માફક ઊછળી રહ્યા હતા. એના અંતરમાં મહત્ત્વાકાંક્ષા સમાતી ન હતી. એકાએક કેતકર રૂપી બંધ એના વિકાસમાર્ગમાં આડો આવી પડ્યો. કેતકર પ્રત્યે વર્ષો સુધી સેવેલી અત્યંત નાજુક, પવિત્ર લાગણીઓ દુઃખ સાથે કરમાવા અને કચડાવા લાગી. જીવનમાંથી ઉલ્લાસ જાણે કે અદૃશ્ય થયો.

" મધરાત સુધી બહાર રખડયા કરવું" સીતા મનમાં બબડી, "મોડી રાતે દારૂના નશામાં ચકચૂર બનેલાના એલફેલ શબ્દો સાંભળવા અને એના ભોગનું સાધન બનવું! સવારના સાડા આઠ સુધી ઘોર્યા કરવું. પાણીનો લોટો પણ હાથે ભરવો નહિ. છતાં એ પેટ કરીને ખાવું અને પછી બપોર આખો એદીની માફક ઊંઘવું. સાંજે કલબમાં જઈ પાને રમવું. આ તે કંઈ જીવન છે? દાંપત્ય જીવન, સંસારસુખ, ગૃહસ્થાશ્રમ તે આનું નામ? હું સીતા, કેવું જીવન જીવી રહી છું?" સીતાને કમકમાં આવ્યાં. પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો. પોતાના પૂર્વજીવનનું એને સ્મરણ થયું. "વહેલા ઊઠીને ફરવા જવું, હાથે પાણી લઈને નહાવું ધોવું, ઘર કામમાં મદદ કરવી, બપોરના ભણવા જવું, રાતે અભણને બે આંકડા ભણાવવા, વહેલા જમી લેવું, થોડીવાર વાંચીને નવ વાગે સૂઈ જવું. કયાં મારા પિતાનું જીવન અને કયાં આ જીવન? . . . પિતાજીના છેલ્લા શબ્દો શા હતા?" સીતાની નજર સામે પ્રાતઃકાળમાં લગ્નને દિવસે ગંભીરતાથી શાંત ચિત્તે છેલ્લા શબ્દો સંભળાવતા પિતા આવીને ખડા થયા. જાણે કે એના કાનમાં એ શબ્દો અથડાઈ રહ્યા છે: "સાચું અને કાયમી સુખ બીજાનું ભલું ઇચ્છવામાં અને બીજાને માટે તન, મન, ધનથી ઘસાવામાં છે. ઘરકામ કરવામાં હીણપત નથી. શરીર અને મન સાજા રાખવા માટે ઘરકામ ઉપરાંત કંઈક ઉદ્યોગ કરજે. ખાદી ને રેંટિયો આપણા દેશની જીવનદોરી સમાન છે એને ન છોડતી. ગરીબો તરફ હંમેશાં પ્રેમ રાખજે. વૃદ્ધો તરફ મમતા રાખજે. દારૂમાટી હરામ ગણજે. મોડી રાત સુધી નાચ ગાન સીનેમા વગેરેમાં જાગી જિંદગી બરબાદ કરીશ મા, કરવા દઈશ મા. એમાં તારું ને કેતકરનું બન્નેનું ભલું છે."

સીતા એમ ને એમ બેસી રહી. ઘણીવારે 'બસ ગમે તેમ થાય: અત્યારના જીવનમાં ફેરફાર કર્યે જ છૂટકો.'

સીતા ઊઠીને પથારીમાં સૂતી.

## ૨૧

વિચારમાં ને વિચારમાં વહેલી સૂઈ ગયેલી સીતા સાડા ચારે જાગી ગઈ. આંખો ચોળી બેઠી થઇ. ઘડિયાળમાં જોયું. એક બાજુ કેતકરની બા ઘસઘસાટ ઊંઘે છે. કેતકરનો પલંગ ખાલી છે. "મુંબઈથી પાછા આવ્યા લાગતા નથી" મનમાં બોલીને સીતા નીચે ઊતરી. નોકર ચાકર સૂતા હતા. બંગલા પાછળના બગીચામાં ગઈ. આછો ચંદ્રપ્રકાશ ધીમો પડતો જતો હતો. સીતા આંટા મારવા લાગી. એના મનમાં વિચારો ઊલટા સુલટી આવ્યે જતા હતા. એણે રાતથી જ કાર્યક્રમ ઘડી રાખ્યો હતો. ફરી પાછા સવારમાં એના એ જ વિચારો આવવા લાગ્યા : "બાને ગમશે? કેતકર સામો થશે તો? તો એને સમજાવીશ. બા તો સમજશે પણ કેતકર નહિ માને. એકદમ નહિ માને, ધીરે ધીરે માનશે. અને ન માને તો ય શું? હું મરજી મુજબ વર્તવા મુખત્યાર છું. મારા જેટલી સમજુ, ભણેલી, ધાર્યું ન કરી શકે તો બીજી સામાન્યનું શું ગજું? બસ, આજથી જ ફેરફાર કરી નાંખું. . . . પણ આવા વિચારો તો કેટલી યે વાર આવ્યા ને કેટલી યે વાર ઊડી ગયા. નિશ્ચય

ટકે છે ક્યાં ? આ વખતે છેલ્લો પાકો નિશ્ચય : પિતાજીના આશીર્વાદ અને ઈશ્વરની કૃપા હશે તો આ વખતે નિર્ણય નહિ તૂટે. અને જો તૂટ્યો તો પછી હું ને કેતકર બન્ને શરીર ને મનથી જોતજોતાંમાં ઘસાઈ જશું. ”

સીતા બંગલામાં પાછી ફરી ત્યારે પાંચ વાગ્યા હતા. રસોયાને જગાડી મસી લીધી. પોતાનાં કપડાં લીધાં. શૌચદાતણ કરી, કૂવા તરફ નહાવા ગઈ. કપડાં ધોવાનો સાબુ લીધો. રસોયો જોઈ રહ્યો. બહાર ઘાટીને ઉઠાડવા ગયો. સીતા બાગમાંથી ડોલ ઉપાડી કૂવે ગઈ. ત્યાં દોડતો પાછળ ઘાટી આવ્યો. આંખો ચોળતો કહે, ‘ લાવો બાઈસાહેબ, ખેંચી આપું. ’

‘ જરૂર નથી. ’ સીતા પાણી ખેંચવા લાગી. ખેંચતાં ખેંચતાં પોતાનાં પ્રિય ભજન મીઠે અવાજે ગાવા લાગી. એને એક પ્રકારનો અપૂર્વ આનંદ થતો હતો.

સાડા છ વાગે કપડાં સૂકવી, વાળ ઓળી, ચાંદલો કરી, ફરવા નીકળી. દોઢ માઈલ દૂર માછી, મજૂર, બંગલાના માળી ને ઘાટીનાં ઝૂંપડાં હતાં ત્યાં પહોંચી. સામંત માળી ઊઠીને બહાર નીકળ્યો ત્યાં સીતાને આવતી દીઠી. ઉઘાડે ડીલે સામો આવ્યો.

‘ પધારો પધારો, બાઈસાહેબ; આપ અત્યારમાં ? ’

‘ ફરવા આવી. મનમાં થયું લાવો જરા સામંતને ઘેર જઈએ. ’

‘ અમારાં ગરીબ માણુસનાં ઘર ’ સામંત ઘરમાંથી જૂની તૂટેલી ખુરશી લઈ આવ્યો. ‘ બેસો સાહેબ ! ’

‘ ના બેસીશ નહિ. ’ આજુબાજુનાં નાનાં મોટાં છોકરાં સૌ એકઠાં થઈ ગયાં. સીતા સામે તાકી તાકીને જોઈ રહ્યાં. સીતાએ કહ્યું, ‘ જો સામંત, આપણો બગીચો છે ને ? ’

‘ જી હા સા’બ. ’

'એમાં પાછળ પેલો ખપાટીઆનો માંડવો કરી વેલ ચડાવી છે ને?'

'હાજી.'

'ત્યાં આપણે એક બાલશાળા કરવી છે. અહીંથી આ બધાં નાગોડીઆં છોકરાંને ત્યાં લઈ જવાં છે.'

'અરે સાહેબ, અમારાં છોકરાં ત્યાં નો સચવાય' બીજાં બેચાર બુઢ્ઢાં માણસ આગળ આવ્યાં. સીતાએ સામંતની વાત કાને ન ધરી, 'તારે એ જોવાનું નથી. આપણી સુંદરાબાઈને હમણાં મોકલું છું. છોકરાં આવશે તો ખરાંને? જુઓ છોકરાંઓ, આજથી તમારે બપોરે આપણે બંગલે આવવાનું છે. ત્યાં તમને રમવાનું, ખાવાનું, નાવાનું ને એવું બધું મળશે. આવશો ને?' કેટલાંક છોકરાં રાજી થઈ ગયાં ને માબાપ સામે જોવા લાગ્યાં. મોટેરાંઓને સીતાએ કહ્યું, 'મોકલજો છોકરાંઓને, સમજ્યાં? સામંત, તું બધાંને સમજાવજે. હું પોતે સાંજે છોકરાંઓને મૂકવા આવીશ.'

'આપ શા માટે? હું તેડતો આવીશ.'

'નહિ. મારે એટલું ફરવાનું થાય અને આ બધી મોટી બાઈઓ પણ સાંજે જ મળે.'

સામંત કંઈ સમજ્યો નહિ પણ સીતાનું મન રાખવા હા એ હા કર્યે ગયો.

સીતા નમસ્કાર કરી પાછી ફરી.

સામંતે છોકરાંઓને કહ્યું, 'લ્યા આજ બંગલે પતાસાં, સાકર વહેંચાવાનાં છે, આવશો ને?'

'કેમ નહિ, બધાં આવશે.'

છોકરાં લહેરમાં આવી ગયાં. મસી ધસી, નાહી, નવાં કપડાં પહેરી તૈયાર થવા માબાપને પજવવા લાગ્યાં.

*

સીતાના ફેરફારથી કેતકર મનમાં બળી રહ્યો છે પણ અપમાનની બીકે બોલી શકતો નથી. સીતાએ માને મનાવી લીધાં છે. રવિવારે કેતકર કલ્યાણ ગયો.

બંગલાના પાછળના ભાગમાં ખપાટીઆની જાળી સહેજ લાંબી કરાવી લીધી છે. ઉપર વેલ ચડાવી છે. પાસે નળ ખળખળ વહ્યો જાય છે. બદામ, ચીકુ, દાડમ, જામફળીનાં ઝુંડ વચ્ચે માંડવો ઊભો છે. માંડવામાં બેચાર સાદડી પાથરી છે. સાદડી પર માળી, માછી, ઘાટી અને ભરવાડનાં પંદરેક છોકરાં બેઠાં છે. છોકરાં ચારથી આઠ વરસ સુધીનાં છે. દરેકે રંગીન ખાદીનાં ચીંટીવાળાં બાંડિયાં ને ઘેરી ચડ્ડીઓ પહેરી છે. બારણામાં સુંદરાબાઈ ઊભી છે. બાળકોની સામે એક ઊંચા બાજઠ ઉપર સીતા બેઠી છે. ભીના વાળ છૂટા થઈને એની પીઠ પર સુકાય છે. એના તેજસ્વી ચહેરા પર શાંતિ પથરાયેલી છે. સૌ છોકરાં બેસી ગયા પછી સીતા બોલી, ' જેમણે મસી ઘસી હોય તે હાથ ઊંચો કરે. '

એક સિવાય બધા હાથ ઊંચા થયા. ' ચાલો સુંદરાબાઈ, એને મસી આપો અને નળ પર લઈ જાઓ. ' પછી એક ચોપડી ઊંચી કરીને કહે, ' આ ચોપડી કોણે વાંચી લીધી છે ? '

બેચાર હાથ ઊંચા થયા. બીજી ચોપડી ઉપાડીને કહે, " આ કોણે વાંચી છે ? '

' અમે ' બીજા બેચાર હાથ ઊંચા થયા.

' ચાલો ત્યારે, આ બાજુએથી એક પછી એક હું નામ બોલું તેમ, ઊભા થઈ મારી પાસેથી ચોપડી લઈ જાઓ અને નામ લખાવતા જાઓ. '

નાનાં છોકરાંને કહે, ' તમને પછી ચિત્ર માટે કાગળ પેન્સિલ આપીશ હો. '

'હો ' બાળકોએ માથાં નમાવ્યાં.

એ વખતે મોટરનું ભૂંગળું વાગ્યું. સુંદરાબાઈએ આવીને કહ્યું, ' મોટર આવી છે. સાહેબ આવ્યા લાગે છે.'

' ભલે આવ્યા ' કહીને સુંદરાબાઈ પાસે ઉભેલા છોકરાને પોતાના પડખામાં લીધો. અને વહાલથી કહ્યું, ' હવેથી હમેશ મસી ધસજે હો.'

એવામાં સિપાઈ દોડતો આવ્યો. ' સુંદરા, બાઈસાહેબને મોકલ જલદી. સાહેબ બોલાવે છે.'

સીતાએ સાંભળ્યું. છોકરાંઓને કહ્યું, ' જુઓ તમે બધાં ઘડીક વાંચજો, ચીતર કાઢજો, હું હમણાં આવું છું. સુંદરા, હું આવી હો.' સીતા બંગલામાં ચાલી.

પાછળ સિપાઈ ને સુંદરા જોઈ રહ્યાં. સિપાઈ બોલી ઊઠ્યો, 'આવી બાઈ આપણે જોઈ નથી.'

' ખરેખર કાલુ! દેવી જેવી છે ' સુંદરાએ ટેકો આપ્યો.

કેતકર સાથે યમુના, એની ભાભી, ભાભીનો બાળ, વગેરે આવ્યાં હતાં. સીતા ઘરમાં નથી એમ જાણીને કેતકરે માણસ દોડાવ્યો. બધાં સોફા ઉપર ગોઠવાયાં. કેતકરે યમુને કહ્યું, ' તમે આ બાજુ મારી પડખે આવો. ત્યાં તમારાં નવાં ભાભી આવશે.'

' પણ નવાં ભાભી છે જ ક્યાં ? '

' આવે છે. એઓશ્રી અત્યારે ખાસ અગત્યના કામમાં રોકાયેલાં હોય છે.'

' અગત્યનું કામ ? '

' હા. આ સામેનાં ઝૂંપડાંમાંથી પંદર વીશ છોકરાં પકડી લાવી હશે. એમને નવરાવશે, ધોવરાવશે, રમાડશે.'

' એ તો સરસ! '

'શું સરસ ? એ છોકરાં પાછાં બે કલાકમાં એનાં એ.'

વાત ચાલે છે ત્યાં સીતા આવી. સૌને નમસ્કાર કરી આવકાર આપ્યો, 'પધારો.'

'કેમ ભાભીસાહેબ, તમારી સ્કુલ ક્યાં છે ?' યમૂએ પૂછ્યું.

'પાછળના ભાગમાં. આવોને' સીતાએ બેઠા પહેલાં કહ્યું.

'હવે એમાં કંઈ જોવાનું નથી' કેતકર વચ્ચે પડયો.

'ના જોઈએ તો ખરાં, ચાલો ભાભી.' યમૂ ઊઠી. સૌ ચાલ્યાં. કેતકર પણ ચાલ્યો. માંડવામાં ગયાં તો છોકરાં વાંચે છે અને ચિત્ર કાઢે છે. સુંદરા પેન્સિલ છોલી આપે છે.

'વાહ, આ તો રીતસર સ્કુલ છે' યમૂ બોલી. 'મિ. કેતકર, તમે અહીં આવો છો કે નહિ ?'

'નહિ. મને પોતાને આમાં સમય અને શક્તિનો દુર્વ્યય લાગે છે.'

'ત્યારે આપણને તો ગમે છે' યમૂએ કહ્યું.

'તને ગમે તો રહી જા અહીં.'

સીતાએ થોડાં ચિત્રો બતાવ્યાં. યમૂ અને એની ભાભી જોવા લાગ્યાં. કેતકરથી મૂંગા ન રહેવાયું. હસતું મોં રાખી બોલ્યો, 'ઈંદુબેન નકામા જાપાન ગયાં. ખરું શીખવા જેવું તો અહીં જ હતું.'

'હા ખરેખર !' યમૂ હસી.

'ચાલો ચાલો હવે.' કેતકર ચાલ્યો. સૌ ચાલ્યાં.

બંગલામાં આવ્યાં. સીતા અંદર જઈ ચાપાણીની તૈયારી થતી જોઈ આવી ને પાછી સૌ સાથે બેઠી.

'તમારે અહીં કલબ કઈ જગ્યાએ છે, અણ્ણાસાહેબ ?' યમૂએ પૂછ્યું.

'નજીકમાં જ છે' કેતકરે જવાબ દીધો.

'તમે સીતાભાભી, જાઓ છો કે?'

'એ શું આવશે?' કેતકર વચ્ચે બોલ્યો.

'કેમ ત્યારે આખો દિવસ શું કરે છે?'

'આવું ને આવું' કેતકરે જ જવાબ દીધો.

'તમે સીતાબેનને તો બોલવા જ નથી દેતા' મિસીસ ભાસ્કરે કેતકરને કહ્યું.

'એમને બોલવાની ટેવ નથી. એ તો અમારે દેવી છે તે પુજવા ખાતે રાખેલાં છે.'

સીતા કશું ન બોલી.

'આજે સીતાભાભીને પણ લઈ લેશું?' યમૂ બોલી.

'ક્યાં?' સીતાએ પૂછ્યું.

'અમે સૌ આજે મુંબઈ જઈએ છીએ. એક સુંદર ઇંગ્લિશ પિક્ચર આવ્યું છે.'

'તમે જઈ આવજો.'

'કેમ તમે નહિ આવો?'

'ના, ના.'

'પણ કંઈ કારણ હોવું જોઈએ ને?' યમૂ ચર્ચા કરવા ટટ્ટાર થઈ.

'કારણ છે પણ તમને ગળે ન ઊતરે.'

'યોગ્ય હોય તો ઊતરે.'

'એમાં આંખ, પૈસો, સમય અને મનની ખુવારી થાય છે અને એના પ્રમાણમાં ફાયદો કશો નથી.'

સાંભળીને કેતકર-યમૂ ખડખડાટ હસી પડ્યાં. 'અમને એમ કે કોઈ વિદ્વત્તાભરી તર્કયુક્ત દલીલ કરશે' કહીને ફરી પાછાં

‘ નહિ, આપણને સીતાબેનની વાત વ્યાજબી લાગે છે ’ મિસીસ ભાસ્કર ગંભીરતાથી બોલ્યાં.

‘ તો તમે આજે નહિ આવતાં. ’

‘ મારામાં એમના જેટલું મનોબળ ક્યાં છે ? ’

યમૂ કાંઈક ગમ્મત કરવા જાય છે ત્યાં ચાપાણી આવ્યાં. કેતકર ઊઠ્યો. ‘ લ્યો આવો આ બાજુ. ’

‘ બા નથી હમણાં ? ’

‘ બાને કોલ્હાપુર જવું પડ્યું. પરમ દિવસે જ ગયાં. મામી જરા બિમાર પડી ગયાં છે. ’

‘ એમ કે ? ’ મિસીસ ભાસ્કરે આશ્ચર્ય બતાવ્યું. ચાપાણી નાસ્તો ગમ્મત સાથે પૂરો થયો. યમૂ ઊભી થઈ. ‘ ભાઈ, આપણને આમ આખો દિવસ નહિ ગમે. સાંજ સુધીનો કાંઈક કાર્યક્રમ કાઢો. નહિતર ચાલો હમણાં જ મુંબઈ જઈએ. ’

‘ કાર્યક્રમ તૈયાર છે ’ કહીને કેતકરે નોકરને હુકમ કર્યો, ‘ કેરમ બોર્ડ લાવ. ’ કેરમ આવ્યું.

‘ કોણ કોણ ભેરૂ ? ’ યમૂએ પૂછ્યું.

‘ તમે ને ભાભી. હું એકલો. ’

‘ તમે ને સીતાભાભી ! ’

‘ ના. એ નહિ રમે. ’

‘ કેમ ? તમે મનાઈ કરી છે ? ’

‘ ના; રમું છું કોઈ વાર, પણ અત્યારે મારે બાળકોને લઈ તેમનાં ઘર સુધી મૂકવા જવાનું હોય છે. ’

‘ બાઈને કહેજો મૂકી આવશે. ’

‘ મારે એટલું ફરવાનો નિયમ છે. ’

‘ અરે ત્યાં જઈને પાછી ઉપદેશ કરશે. ’ કેતકરથી ન રહેવાયું.

'ઘર કેવું રાખવું, કેમ રાંધવું, નવરા ન બેસવું, સાજા માંદાને દવા આપશે, કંઈક ધતીંગ કરશે.'

'વાહ એ તો ઘણું મજાનું' મિસીસ ભાસ્કર બોલ્યાં.

'ઠીક ત્યારે તમે રમવાનું શરૂ કરો.' સીતા ઊઠીને પોતાના માંડવા તરફ ચાલી. મિસીસ ભાસ્કર પાછળ જોઈ રહ્યાં. સીતા જરા દૂર ગઈ એટલે બોલ્યાં, 'નહિ અણ્ણાસાહેબ! તમે ગમે તેમ કહો, આપણને સીતાબેનનો સ્વભાવ એક નંબરનો લાગે છે.'

'તમને શા માટે ન લાગે?' કેતકરે કેરમ ગોઠવતાં જવાબ દીધો. 'એ તો જેને રાત દિવસ સાથે રહેવું પડે તેને ખબર પડે.'

'પણ તમને આમાં શો ખામી લાગે છે?'

'ખામી બધી. મહેમાન આવે તેમની સાથે એટીકેટનું નામ નહિ. હવે તમે લોકો આવ્યાં તો બેઘડી બેસવું, તમને આનંદ કરાવવો એ કંઈ નહિ. ઊઠીને આ ચાલ્યાં ગયાં. કલબમાં આવે તો ચાર માણસની પિછાન થાય. સીનેમામાં આવે તો કાંઈક નવી દુનિયાની ખબર પડે, કાંઈક જીવનમાં રસ આવે. આ તો તદ્દન શુષ્ક. સવારમાં વહેલી ઊઠીને એકલી એકલી ફરવા ચાલી જશે. આવીને બાગમાં ખોદશે. બપોરે ખાઈને રેંટિયો કાંતવા બેસશે અને આ છોકરાં આવશે એટલે એમની સાથે માથાં ફોડશે. સમી સાંજમાં એકલી એકલી ખાઈ પીને સૂઈ જશે.'

'વહેલાં ઊઠવું એટલે વહેલાં સૂવું જ જોઈએ.'

'અરે પણ એને ક્યાં ઊઠીને હળ લેવું છે? આટલા નોકર ચાકર છે તો ય પાણી ભરશે, હાથે કપડાં ધોશે.'

'એનાથી શરીર સારું રહે!'

'તો પછી તમે કેમ એ પ્રમાણે નથી રહેતાં?'

'અમને લોકોને ખોટી હેબિટ પડી ગઈ છે.'

'ઠીક ભલા એ તો હું છું તે ચલાવી લઉં છું. બીજો હોય તો એક દિવસ ન સંઘરે.'

'હવે આમાં ધ્યાન આપો.' યમૂએ ચર્ચા બંધ કરાવી.

એક કલાક સુધી રમીને મંડળી મોટરમાં મુંબઈ ચાલી ગઈ.

સીતા આવીને જુએ છે તો ટેબલ પર કેરમ બોર્ડ પડ્યું છે અને ઓરડામાં ચકરડીઓ જેમ તેમ વેરાયેલી પડી છે. સીતા ચકરડીઓ વીણવા લાગી. નોકર દોડતો આવ્યો. 'અમે લઈએ છીએ સા'બ.'

છોકરાંઓને લઈને સીતા ચાલી. હમેશની માફક રસ્તામાં ગમ્મત શરૂ થઈ. 'ચાલો ભાઈ, ચાર ચારની હાર થઈ જાઓ. એક જણ જમાદાર થાય. મહાદેવ, તું જમાદાર. આગળ આવો.' મહાદેવ રૂઆબથી આગળ આવીને ટટ્ટાર ઊભો. સીતાએ કૂચગીત ઉપાડયું: 'ધન્ય શિવાજી, તોરણ ગાજી ધન્યચિ તાનાજી. . .' બાળકો ઝીલવાં લાગ્યાં અને કૂચ આગળ વધી.

ઝૂંપડાંઓએ પહોંચ્યાં ત્યારે હજી કોઇક કોઇક કામેથી આવ્યાં હતાં. બેચાર ડોશીડોશા હતાં. તેઓ બહાર આવ્યાં. 'લ્યો બેનસા'બ ને છોકરાં આવી પહોંચ્યાં,' કહીને જરાક સામે ચાલ્યાં.

સીતા છોકરાંઓ તરફ ફરી, 'જાઓ ભાઈ, સૌ સૌને ઘેર પહોંચી જાઓ.'

એક ડોશીની ઝૂંપડી પાસે ઊભી રહીને સીતા બોલી, 'માજી, ઝૂંપડું ચોખ્ખું છે હો.'

'કેમ ન હોય માડી, તમ જેવાં નસીબદાર અમારે આંગણે આવે પછી ચોખ્ખું કેમ ન હોય?'

ત્યાં પાસેના ઝૂંપડામાંથી બીજી બાઈ નીકળી, 'બેન, એ તમારા બંગલાનો માળી સામંત છે ને એની મા થાય'

'એમ કે? ત્યારે માજી, તમે કેમ બંગલે આવતાં નથી?'

'મારાથી એટલું ચલાતું નથી હવે.'

'ઓહોહો બેનસા'બથી ચલાય છે ને પોતાથી નથી ચલાતું,' બીજી પાડોશણ ડોશી બોલી.

'બેન એક વાત પૂછવી છે' એક આધેડ બાઈ બોલી.

'હા પૂછોને.'

'એલા તાન્યા, ખુરશી લાવ.'

'ના, ખુરશીની જરૂર નથી.' સીતા એક ઓટલા પર બેસી ગઈ.

'તમે આવડા મોટા અમલદારની વહુ ઊઠીને આવું બધું શું કામે કરો છો?'

આશ્ચર્યથી સૌ ભાઈબેનો જવાબ સાંભળવા આતુર બન્યાં. સીતા સહેજ હસી, 'તમે જ કહોને!'

'અમને ખબર પડતી હોય તો પૂછીએ શા માટે?'

'ત્યારે હું સમજાવું. બધાં નીચે બેસી જાઓ.' સૌ બેઠાં. 'જુઓ, ભગવાને આપણને બધાંને હાથપગ અને મગજ આપ્યાં છે. પણ કેટલાંક એકલું મગજ વાપરે છે અને હાથપગ ચલાવતાં નથી. છતાં ખૂબ પૈસા કમાઈ જાય છે. તેથી દુનિયામાં લોકોને થયું કે આ મોટાં માણસો. થોડી મહેનતે ઘણાબધા પૈસા કમાઈ જવા એ તો નસીબની વાત ગણાય, અક્કલની વાત ગણાય, એવું એવું સમજીને એવા લુચ્ચા અને હોશિયાર લોકોને માન દેવા લાગ્યા. અને જે માત્ર હાથપગ ચલાવવાવાળા—માળી ને માછી ને કડિયાકુંભાર ને ખેડુત ને મજૂર, રાતદિવસ વૈતરાં કરે તોય માંડ પેટપૂર કમાય. આથી એને નીચા—હલકા માન્યા. ખરી રીતે કારીગરને જેટલી કળા વાપરવી પડે છે એટલી અજ્ઞાન અને ગરીબને છેતરીને પૈસાદાર થવાવાળાને નથી વાપરવી પડતી. તોય આવો અવળો ન્યાય આ જગતમાં ચાલ્યો. ખેડુત અન્ન નીપજાવે

એનાં છોકરાં ભૂખે મરે, વણકર કપડું વણે એનાં છોકરાં ઉઘાડાં ફરે . . .'

'વાત તો સાચી' એક બાઈ બોલી ઊઠી.

'સાંભળ તો ખરી' બીજી શાંત થઈને બેઠી.

'હવે જેમ દુનિયામાં ગરીબ અને અજ્ઞાનને લૂંટનારા છે તેમ કેટલાક એની વહાર કરનારા પણ છે. એ લોકો ભાંગ્યાના ભેરૂ કહેવાય છે. એ લોકો એ પહેલાં તો કોઈ પણ કામ હલકું નથી એ બતાવવા પોતાનાં બને તેટલાં કામ જાતે કરવાનું શરૂ કર્યું. પોતાનું પાયખાનું ઉપાડવું, ઘર વાળવું, પાણી ભરવું, કપડાં ધોવાં, સૂતર કાંતવું, બગીચો કરવો વગેરે. અને ભંગી, માળી, વણકર, ધોબી વગેરે ધંધાદારીઓને સરખો આવકાર આપવા લાગ્યા. એમને મન મોટા નાના કોઈ નહિ. સામંત માળી સરખો અને મોટા કેતકર સાહેબ સરખા !'

બાઈઓ હસી પડી.

'લ્યો રામ રામ.'

'બેસોને બેન.'

'ના, મારે હજી ત્યાં જઈને બાગ પાવાનો છે. આવીશ કોઈવાર ત્યારે વળી બીજી વાત કરશું. આ તમે આટલી બધી કાળી મહેનત કરો તોય પૂરું પામતાં કેમ નથી, કેમ પામી શકાય અને આ ધોળા કાગળ ઉપર કાળાં બિલાડાં કરવાવાળા બંગલા અને મોટરોના ધણી કેમ બની જાય છે અને એ લોકોની લૂંટ કેમ બંધ પડે તે સઘળું સમજાવીશ.'

'એકવાર રાતે આવો બેન, સૌ મળશે.'

'આવીશ.' સીતા ચાલી ગઈ. બાઈઓ ક્યાંય સુધી પાછળ જોઈ રહી. પછી સામંતની મા બોલી, 'અરે બાઈ, શું કામ કરે છે? આપણે મજૂર પણ થાકી જઈએ.'

'આ બધું સાહેબને ગમતું હશે ?' બીજી બાઇએ પ્રશ્ન કર્યો.

'ના, ના; મારો સામતો કહેતો'તો ને કે સાહેબ ખૂબ ખીજાય છે, વઢે છે, પણ આ બાઈ તો બસ સાચી વાતમાં સગા બાપનું ન માને, પોતાનું જ ધાર્યું કરે.'

'સાહેબની બા કેવાં છે ?' ત્રીજીએ પૂછ્યું.

'બહુ સારાં. આ બાઇ ઉપર બહુ હેત રાખે છે. એની જ ભેર તાણે. એટલા માટે એકવાર ખૂબ કજિયો કરીને પોતાને દેશ ચાલ્યાં ગયાં છે.'

'આપણે તો આવી બાઈ જોઈ નથી ભાઇ.'

'હા ભાઈ, નહિતર એને શી ખોટ છે ?'

'બસ કોઇનું મન જ એવું. બીજું શું ?'

'જો મોટી મા, અમને મોટી બેને આ નવી ચોપડી આપી' નાનો વિઠુ વચ્ચે આવીને બોલ્યો.

'હા ભાઈ, સરસ ચોપડી છે.'

'મોટી બેને કહ્યું છે કે રાતે તમારી બાને વાંચી સંભળાવજો.'

'સારું ભાઈ, વાંચજે. અમે સાંભળશું.'

## ૨૨

**બે**સી ગયેલા ગાલ, ઊંડી ઊતરી ગયેલી આંખો, પીળો પડી ગયેલો ચહેરો, સુકાઈ ગયેલું શરીર : જાપાનથી આવતી

સ્ટીમરમાં ઈંદુને જોતાં જ સામે આવનારા દુઃખપૂર્વક જોઈ રહ્યા.

કેતકર, યમૂ, ભાસ્કર, સુશીલા, સીતા વગેરેએ પ્રેમભર્યો આવકાર આપી ઈંદુને ઉતારી લીધી. સુશીલા સિવાય બાકીના ઈંદુને લઈને સીધા કલ્યાણ હંકારી ગયાં.

કોઈ ઊંડી વ્યથા હૃદયને કોતરી રહી હોય તેમ, ઈંદુ સૌની સાથે ખુશીખબરની વાત કરતાં બેધ્યાન બની જતી હતી, લુખ્ખું હસતી હતી. ઘડીકવાર તો એમ જ થાય કે આ ઈંદુ જ નહિ. થોડીવાર ભાસ્કર સાથે, તો થોડીવાર કેતકર સાથે, તો ઘડીક યમૂ સાથે ઈંદુ વાત કરતી હતી. ભાસ્કરના બાબાને ખોળામાં બેસાડી બેચાર બચીઓ ભરી લીધી.

ઘેર પહોંચીને થોડીવાર સૌ બેઠાં.

'કેમ ઈંદુબેન ! પ્રવાસમાં કશી તકલીફ તો નહોતી પડી ને ?' કેતકરે પૂછ્યું.

'નહિ, બિલકુલ નહિ.'

'કોઈ સંગાથ હતો ?'

'હા, એક મિત્ર હતા.'

'મોટી બેન, મારે માટે શું લાવ્યાં ?' યમૂએ પૂછ્યું.

'એક જાપાનીઝ સૂટ, છત્રી, થોડાં ભીંતચિત્રો.'

'ફાવી ગઈ યમૂ !' કેતકરે કહ્યું.

'કેમ છો સીતાબેન ?' ઈંદુએ પૂછ્યું.

'મજામાં.'

તમારાં બા ક્યાં છે અણ્ણાસાહેબ !'

બા દેશમાં છે.'

'હવે તો સાથે રાખવાં જોઈએ.'

'મામી બિમાર પડ્યાં એટલે હમણાં જ ગયાં.'

'કેમ ઇંદુ,' ભાસ્કરે કહ્યું 'હવે ઊઠો નહાવાધોવાનું કરો. પછી જમીએ.'

'મને ભૂખ નથી.'

'હવે ભૂખ ઊઘડશે' કેતકરે કહ્યું.

'ચાલો ત્યારે' ઇંદુ ઊઠી.

કેતકર ઊભો થયો. 'ચાલો ત્યારે હું પણ રજા લઇશ.'

'ના, ના; આજે અહીં જમવાનું' યમૂએ કેતકરના હાથમાંથી હેટ લઈ લેતાં કહ્યું. 'સીતાભાભી, બેસો નીચે.'

'હા અણ્ણાસાહેબ! આજે આપણે સાથે જમશું.'

કેતકર બેઠો. સીતા બેઠી. ઇંદુ નહાવાધોવા ગઈ. કેતકરે ચિંતાતુર અવાજે કહ્યું, 'મોટાભાઈ, ઇંદુબેનની તબિયત બહુ નરમ થઈ ગઈ છે.'

'હા.'

'કંઈ દરદ જણાય છે?'

'કાલે તપાસીશ પણ મને લાગે છે કે માનસિક સિવાય બીજું કંઇ નહિ હોય. આરામ લેશે એટલે સારી થઇ જશે.'

'કોઈ સારા શાંત સ્થળે રાખવાની જરૂર છે' કેતકરે સૂચવ્યું.

'પિતાજી પાસે વતનમાં મોકલશું.'

'પણ ત્યાં દવા વગેરેની સગવડ અહીં જેવી નહિ' કેતકરે શંકા દેખાડી.

'અહીં ખુલ્લાં હવાપાણી નથી ને?' ભાસ્કરે કહ્યું.

'મારી એક સૂચના છે, જો હરકત ન હોય તો.' કેતકરે ધીમેથી કહ્યું.

'શી?'

'મારો બંગલો શાંત, એકાંત જગ્યાએ છે. હવા, પ્રકાશ, ઠંડક, વળી પાણી ઉત્તમ. જગ્યા પુષ્કળ છે. વળી ઘર જેવું પ્રેમળ વાતાવરણ.'

'જોઈએ હવે એનો પોતાનો વિચાર શો થાય છે?'

'હા એ તો ખરું. પણ આ મારી સૂચના ધ્યાનમાં રાખજો.'

'જરૂર. ત્યાં એને મજા તો પડશે' ભાસ્કરે કહ્યું.

વાતચીત ચાલે છે ત્યાં ઇંદુ નાહીને આવી. સૌ સાથે જમવા બેઠાં. જમતાં જમતાં તરેહતરેહની વાતો ચાલી. જાપાનીઝ ખાણાની વાતો ઇંદુએ કાઢી. પછી કેતકરની ગમ્મત કરતાં કહ્યું, 'કેતકર, તમે હતા તેથી ડબ્બલ થયા છો.'

'અને તમે અર્ધાં થયાં છો' હાજરજવાબી કેતકર બોલ્યો.

'સીતાબેન બહુ શરમાળ લાગે છે.' ઈંદુએ સીતા સામે જોઈ કહ્યું.

'હા, એ જરૂર પૂરતું જ બોલે છે.'

થોડી વાર બધાં મૌન રહ્યાં.

'કાલે બધાંને આપણે ત્યાં જમવાનું છે' કેતકરે નિમંત્રણ આપ્યું.

'તમારું આમંત્રણ નહિ ચાલે,' ઈંદુ બોલી, 'અમારાં ભાભીસાહેબ આપે તો આવીએ.'

'મારું આમંત્રણ એમનામાં આવી જ ગયું!'

'એમ કે?'

સીતા વણબોલી જમતી હતી તે કેતકરને ગમતું ન હતું. પણ પરાણે બોલાવવાનો કોઈ ઉપાય ન હતો. યમૂ પણ આજ અર્ધી મૂંગી થઇ ગઈ હતી. કેતકરે એની સામે જોઇ કહ્યું, 'યમૂ! તું કાલે મોટીબેનને લઈ આવજે. મોટાભાઈ ભલે મોડા આવે. તમે સૌ વહેલાં આવજો.'

'તમારે ઑફિસે જવાનું ક્યારે હોય છે?' ઇંદુએ પૂછ્યું.

'મરજી પડે ત્યારે.'

'તમે ફાવી ગયા કેતકર' ઇંદુએ કહ્યું 'મુંબઈ નજીક અને કામ સારું. પગાર સારો. મકાન કેવુંક છે?'

'તમે જોશો ત્યારે ખબર પડશે.'

'કાલે જોશું.'

જમીને સૌ દીવાનખાનામાં આવ્યાં. મુખવાસ લઈને કેતકર ઊઠ્યો. 'ચાલો ત્યારે, સાહેબજી. બેનને ઉજાગરો હશે.'

'ના, ના; હું તો ખૂબ ઊંઘી છું.'

'ત્યારે બેસોને અરુણાસાહેબ!' યમૂએ લાડભર્યું બોલતાં કેતકરને આગ્રહ કર્યો.

'નકામા શું બેસવું?'

'ચાલો આજ બ્રિજ રમીએ. રમીશું મોટી બેન?'

'આજે નહિ. આજ તો નવાજૂની વાતો કરવાની.'

'ત્યાંના લોકોમાં કેળવણી ખૂબ છે, કેમ ઇંદુબેન?' સીતા પહેલવહેલી બોલી.

'હા. લગભગ બધાં ભણેલાં.'

'ગરીબાઈ ઓછી નહિ?'

'ઘણી ઓછી. પણ એ લોકોને પણ સામ્રાજ્યવાદનો નાદ લાગ્યો છે અને પાડોશી રાષ્ટ્રોને કચડવા લાગ્યા છે.'

'ત્યારે એમાં કંઇ નહિ.'

'હું ચીન જવાની હતી પણ ન જઈ શકી.'

'ચીનમાં હવે શાંતિ છે?'

'ના, ના; હજી અશાંતિ છે.'

સીતા વિચારમાં ડૂબી. થોડીવારે ઇંદુએ પૂછ્યું,

'તમે અમારા અણ્ણાસાહેબમાં ફેર ન પાડચો, સીતાભાભી!'

'એ મારી શક્તિ બહારની વાત છે.'

'ઠીક, મૂકો હવે એ વાત. એ શું સુધારવાની હતી?' કેતકર બોલ્યો અને પૂછ્યું: 'મોટાભાઈ ક્યાં ગયા?'

'આવે છે' મિસીસ ભાસ્કરે કહ્યું.

'હું રજા લઈશ. તમે લોકો વહેલાં આવી પહોંચજો.'

'સારું.'

'આવજો અણ્ણાસાહેબ-ભાભીસાહેબ.' ઇંદુ ઊભી થઈ.

'આવજો તમે' સીતાએ હાથ જોડ્યા.

*

વહેલી સવારે ચાર વાગે ઊઠીને સીતા નીચે આવી. રસોયાને જગાડ્યો. નાહી ધોઈ રસોયાની સાથોસાથ રહી રસોઈ તૈયાર કરાવવા લાગી. ટેબલ-ખુરશીઓ કાઢીને ભોજનાલયમાં પાટલા નંખાવ્યા. રંગોળી પૂરી. ખાસ કેળનાં મોટાં લીલાં પાન મંગાવ્યાં. ભાતભાતની વાનીઓ તૈયાર કરાવી.

કેતકર સીતાને શોધતો અંદર આવ્યો. જુએ તો બધી વ્યવસ્થા સીતા કરે છે. 'આજ બધું બરોબર થવું જોઈએ. ઇંદુબેન તો તમારી પરીક્ષા કરે તેવાં છે.'

'ઇંદુબેનને શું ભાવે છે?' સીતાએ પૂછ્યું.

'ખાસ યાદ નથી આવતું. તમે શું બનાવવા ધારો છો?'

'પૂરણપોળી.'

'સરસ. મને પણ એ પ્રિય છે.'

કેતકર દાતણપાણી, ચાપાણી વગેરે કાર્યક્રમ પતાવી રાહ જોવા લાગ્યો. નવ વાગે મંડળી આવી પહોંચી.

કેતકર નીચે આવ્યો. ઇંદુ-યમૂ મોટરમાંથી ઊતર્યાં.

કેતકરે પૂછ્યું: 'ભાઈ ભાભી ક્યારે આવશે?'

'એ નહિ આવી શકે,' ઇંદુએ કહ્યું.

'એ કેમ ચાલે? કાર પાછી મોકલું છું.'

'પણ મને કહ્યું છે કે ખાસ એક દર્દીને તપાસવા એમને બપોરે દેવલાલી જવાનું છે.'

'ઠીક.' કેતકર પાછો ફર્યો. 'આવો અંદર.'

રેશમી સોનેરી કિનારની તદ્દન સફેદ ઝીણી સાડી ઈંદુએ પહેરી હતી. પાનથી એના હોઠ લાલ બન્યા હતા. વેણીમાં ફૂલ મહેકી રહ્યાં હતાં. હાથમાં હીરાજડિત બે બંગડીઓ હતી અને આંગળીમાં એક રત્નજડિત વીંટી હતી. કાનમાં પરવાળાનાં નાનાં ફૂલ હતાં. યમૂ સાથે હસતી હસતી એ નીચે ઊતરી. કેતકર સાથે હાથ મિલાવી ઓરડામાં આવી. મોટા સોફા પર બેસી ગઈ. જરા શ્વાસ ચડ્યો હોય તેમ હાંફી રહી.

કેતકરે બાજુ પર બેસતાં પૂછ્યું: 'થાક લાગ્યો કેમ?'

'હા. સહેજ લાગ્યો. પંખો ચાલુ કરાવો.'

પંખો ચાલુ થયો. કેતકરે પૂછ્યું: 'કહો કેવું મકાન છે?'

'મજાનું છે. સાહેબને શી ખોટ હોય?'

'હજી ઉપર જોશો ત્યારે હવાની ખબર પડશે.'

'ઉપર હવા અહીં કરતાં વિશેષ છે?' ઇંદુએ પૂછ્યું.

'ઉપર તો એકદમ ખુલ્લી, ઠંડી અને સુક્કી.'

'ચાલો ત્યારે ઉપર જ બેસીએ. ઊઠ યમૂ!' ઈંદુ ઊઠી. યમૂ ઊઠી. કેતકર આગળ ચાલ્યો. એક સિપાઈ દોડતો જઈને બારી બારણાં સરખાં કરવા લાગ્યો.

ઈંદુ ઉપર ચડી. કેતકર બોલ્યોઃ 'કહો કેવી હવા?'

'ખુશનુમા.'

'કાલે હું મોટાભાઈને કહેતો હતો કે ઇંદુબેનને માથેરાન, પંચગની, કે દેવલાલી કરતાં અહીં જ રાખો.'

'મને પંચગની વગેરે તો નથી જ ગમતાં.'

'તમને અગવડ ન પડે તો અહીં આવો.'

'અમને શા માટે અગવડ પડે? તમને ફાવે કે કેમ તે જોવાનું.'

'આ કોણ બોલે છે? મને ફાવવાનું? ઇંદુ માટે! હું મારું સદ્‌ભાગ્ય માનું જો તમે અહીં રહો તો!'

'તને એમ જ લાગે, યમૂ!' વર્ષો પહેલાંનો એકવચનનો ભાવ લાવી ઈંદુ બોલી, 'પણ સીતાભાભીના મનનો વિચાર કરવો જોઈએ.'

'અરે એ તો ખૂબ સેવાભાવી છે. એને આનંદ થશે. એ બાબતમાં એનો નંબર ઊંચો છે. પૂછોને યમૂને, કેમ યમૂ?'

બારીમાંથી દૂર માથેરાનની પહાડી તરફ જોઈ રહેલી યમૂ પાછી ફરીઃ 'કેમ શું પૂછ્યું?'

'મોટીબેન પૂછે છે કે સીતાને ગમે કે નહિ?'

'અરે એ તો રાજી રાજી થઈ જાય! તમારી ચાકરી એવી કરશે કે ભલભલી નર્સ એની પાસે કંઈ નહિ!'

'તો પછી યમૂ! આવતી કાલે જ આવી જઈએ.'

'હું પણ સાથે આવું?'

'હાસ્તો. મને એકલાં ન ગમે.'

'ઠીક આવીશું.'

'બસ હું બધી વ્યવસ્થા કરાવું છું,' કેતકર હર્ષથી ઊભરાઈ જતાં બોલ્યો, 'તમે જોશો કે આઠ દિવસમાં ચહેરા પર કેટલો ફેર પડી જાય છે.'

'મારે એ જ જોઈએ છીએ.'

'ચાલો સાહેબ, જમવાનું તૈયાર છે' નોકરે વરધી આપી.

'ચાલો.' સૌ નીચે ગયાં.

## ૨૩

ઈંદુ અને યમૂ ઘસઘસાટ ઊંઘે છે. અર્ધખુલ્લી બારીમાંથી મંદ મંદ પવન વાઈ રહ્યો છે. બન્ને બેનો ગુલાબી નિદ્રા લઈ રહી છે. સામેને છેડે મચ્છરદાનીવાળા મોટા છત્રીપલંગમાં કેતકર સૂતો છે. એ પણ ભરનિદ્રામાં છે. સવારના પાંચનો સમય છે.

એ વખતે સીતા દાતણપાણી કરીને ઉપર આવી. ઈંદુના પલંગ નીચેથી પોટ ઉપાડી નીચે લઈ ગઈ. સાફ કરી આવીને પાછું રાખી દીધું. ધીરે ધીરે પાછી ફરી. ખુલ્લી ગયેલી મચ્છરદાની સરખી કરતી ગઈ. નાહી ધોઈને ઝટપટ ગરમ પાણી તૈયાર કર્યું. મસીની શીશી, ટુવાલ, હાથ ધોવાનું કુંડું વગેરે ઉપડાવી, પોતે ગરમ પાણી સાથે ઉપર આવી.

મોડીરાત સુધી બ્રિઝિક રમીને સૂતેલાં ત્રણે જણ હજી મીઠી ઊંઘમાં પડ્યાં છે. ગરમ પાણી એક ખૂણે ઢાંકી મૂક્યું. કુંડું, ટુવાલ, મસી વગેરે બાજુ પર મુકાવ્યાં. પોતે ગ્રામોફોન પર રેકર્ડ ચડાવીઃ ‘आधि बीज एकलो.’ તુકારામ બુવાના શાંતરસ રેલાવતા અભંગનો સુમધુર સૂર સાંભળતાં ઈંદુ પડખું ફરી. યમૂ બેઠી થઈ. કેતકર

સળવળ્યો. બહાર અજવાળું થઈ ગયું હતું. સાડાછ થઈ ગયા હતા. ભજન પૂરું થતાં સુધીમાં ત્રણેની ઊંઘ ઊડી ગઈ. એક પછી એક જાગી ગયાં.

કેતકરે મચ્છરદાની હટાવી પૂછ્યું: 'કેમ ઈંદુ, કેવી ઊંઘ આવી?'

'સરસ.'

'યમૂ તને?'

'આપણે તો એક ઊંઘે સવાર.'

ઊઠીને દાતણપાણી કર્યાં. ચા પીને મોટરમાં ફરવા ચાલ્યાં. ઈંદુએ વિવેક કર્યો: 'સીતાબેન, તમે ચાલો.'

'તમે જઈ આવો: મારે જરા રસોઈમાં મદદ કરવી પડશે.'

મોટર ચાલી નીકળી. નવેક વાગે પાછાં ફર્યાં: નાહી ધોઈ ને જમ્યાં. જમીને કેતકર કચેરીમાં જવા તૈયાર થયો. 'ઠીક ઈંદુ! હું જઈશ. યમૂ, તેં કેટલી રજા લીધી છે?'

'પંદર દિવસની.'

'સારું. તું હમણાં મોટી બેનની પાસે જ રહેજે. બનશે તો બપોરે લગભગ બે વાગે હું આંટો આવી જઈશ.'

નીચે જઈને સીતાને કહ્યું: 'સીતે! . . .' પરણ્યા પછી તાજેતરમાં થોડા દિવસ વાપરેલું સંબોધન આજ ઘણા લાંબા વખતે ફરી સંભળાયું. સીતાએ સામે જોયું. 'તમે તમારી શાળામાં હમણાં રજા રાખશો ને?'

'શા માટે? સુંદરા છે ને! હું બેન સૂઈ જશે ત્યાં સુધી તેમની પાસે બેસીશ.'

'સારું, ચાલો.' કેતકર ગયો.

સીતા જમી પરવારી પેટીરેંટિયો લઈ ઉપર આવી. ઈંદુ જોઈ રહી. સીતાએ કાંતવાનું શરુ કર્યું. યમૂએ ચોપડી કાઢી.

'કયું પુસ્તક છે, યમૂબેન?' સીતાએ પૂછ્યું.

'લા મિઝરેબલ.'

'બહુ સરસ. વાંચો.'

'તમે વાંચ્યું છે?' ઇંદુએ પૂછ્યું.

'હા. મને બહુ ગમે છે.'

યમૂ વાંચવા લાગી. સીતા કાંતવા લાગી.

કલાકેક વાંચ્યું ત્યાં ઇંદુ ઊંઘી ગઈ. સીતાએ રેંટિયો બંધ કર્યો. ધીમેથી કહ્યુંઃ 'હવે બસ રાખો. તમારેય ઘડી સૂવું હોય તો સૂઈ જાઓ!'

'ના, હું તો વાંચીશ.'

'તો ભલે.' સીતા નીચે બાળકો પાસે માંડવામાં ગઈ.

કલાકેક સૂઈને ઇંદુ ઊઠી. બારી બહાર જોતી બેઠી. મનમાં વિચારો આવવા લાગ્યાઃ "કેતકર કેટલો પ્રેમાળ છે? આવા કેતકરને છોડી એ નિષ્ઠુર તરફ મન દોડાવ્યું! મન હરામી છે. જગત પણ હરામી છે. કેતકરને કેવી યોગ્ય પત્ની મળી છે? સારું થયું. એ તો સુખી થયો. મારા નસીબમાં આવું સુખ ક્યાંથી હોય? મેં કેતકરને ઓછો દુઃખી કર્યો છે? એનો બદલો મળવો જ જોઈએ . . ." 'યમૂ!' એકાએક ઇંદુએ બૂમ મારી.

'કેમ મોટી બેન!' યમૂ ઝબકી જઈને પાસે આવી.

'પુરુષો કેટલા દુષ્ટ હોય છે?' ઇંદુએ આંખો ફાડી પૂછ્યું.

'મોટી બેન, તમે સૂઈ જાઓ. હમણાં કેતકરસાહેબ આવશે.'

'આવશે? ક્યાં ગયો છે?'

'ઑફિસમાં. હમણાં આવશે. ચાલો આપણે નીચે સીતાબેન પાસે જઈએ.'

'સીતાબેન ક્યાં છે?'

'નીચે.' હાથ પકડીને યમૂએ ઇંદુને નીચે ઉતારી. બન્ને બેનો પાછળ બાગમાં ગઈ. સીતા ગાતી હતી અને છોકરાં ઝીલતાં

હતાં: " રાજા પેક્ષાં માઝી ટોપી ચાંગલી ચાંગલી. " સીતા ડોલતી ડોલતી હાથની તાળી પાડતી હતી. છોકરાં પણ એ જ પ્રમાણે મસ્તીમાં આવી ગયાં હતાં. ઈંદુ-યમૂ શાંતિથી બહાર ઊભાં રહ્યાં. વાર્તા પૂરી થઈ. સીતાએ કહ્યું: ' ઇંદુબેન, આવો અંદર. '

' તમે વાર્તા ચલાવો. '

' વાર્તા પૂરી થઇ ગઈ. તમે છોકરાંઓને એક ગીત સંભળાવો. ' ઈંદુ અંદર ગઈ. યમૂ પણ ગઇ. ઈંદુએ ગીત શરૂ કર્યું.

ત્રણ વાગ્યા ઉપર પાંચ મિનિટ થઈ ત્યાં કેતકર આવી પહોંચ્યો. મેડા પર જઈને નીચે આવ્યો. નોકરને પૂછ્યું: ' બેન ક્યાં ગયાં ? '

' પાછળ માંડવામાં. '

કેતકર પાછળ ગયો. જઇને જુએ તો આંખો મીંચીને મીઠે રાગે, શાસ્ત્રીય ઢબે ઈંદુ ગાઈ રહી છે:

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ. . .

છોકરાં શાંતિથી સાંભળે છે. કેટલાંક આંખ મીંચી ગયાં છે. સીતા ને યમૂ બાજુમાં નીચાં નેણ નમાવીને બેઠાં છે. કેતકર બહાર ઊભો રહ્યો. એના મનમાં થયું: " કેટલું સુંદર ગાય છે ? જાણે સાક્ષાત્ મીરાં. આનું નામ ભક્તિભાવ. ખરેખર ઈંદુ માનવી નથી. "

ભજન પૂરું થયું. થોડીવારે ઈંદુએ આંખ ઉઘાડી. સાહેબને ઉભેલા જોઈ છોકરાંઓ ચૂપ થઇ ગયાં. ઈંદુ ને સીતા માત્ર જોઇ રહ્યાં. યમૂ બોલી ઊઠી: ' આવો અંદર, પધારો સાહેબ ! '

' બીજું ગાઓ બેન. ' છોકરાંઓએ માગણી કરી.

' ઈંદુબેન તમને થાક લાગશે હો, બહુ ગાશો તો ' કેતકર બહારથી જ બોલ્યો.

' હવે ક્યાં ગાવું છે ? આ તો સીતાબેનના આગ્રહથી એક ગાયું. '

'એને ક્યાં ભાન છે! કાંઈક તબિયત તો જોવી જોઈએ. ચાલો ઉપર આવો. ચાપાણી આવી ગયાં છે.'

કેતકર ચાલ્યો. ઈંદુ, યમૂ પાછળ ચાલ્યાં. સીતા ત્યાં જ રોકાઈ.

'શું કર્યું બપોરે?' કેતકરે ચાલતાં ચાલતાં પૂછ્યું.

'વાંચ્યું.'

'કોણે સીતાએ?'

'ના, યમૂએ.'

'સીતા ઉપર નહોતી આવી?' કેતકરે ભમ્મર ચડાવી.

'એ કાંતતાં હતાં.'

'એને મેં ખાસ એટલા માટે જ કહ્યું હતું. એને વખત વરતતાં નથી આવડતું.' સૌ અંદર આવ્યાં પણ હજી ટેબલ ઉપર ચા આવી ન હતી. તે એકદમ ચીડાયો.

'કેટલી વાર છે, મા'રાજ?'

'લાવ્યો સાહેબ!' રસોયો દોડતો આવ્યો.

'તમે લોકો કેમ સાવ ડફર થઇ ગયા છો?'

રસોયાએ પ્યાલા મૂક્યા. કીટલી મૂકી. દૂધ, સાકર મૂક્યાં. ઈંદુ–યમૂ આવ્યાં. 'આવો ઇંદુ, બેસો.' કેતકર ચા કાઢવા લાગ્યો.

*

રાતના સાડાદસ થયા છે. યમૂ વાત કરતી કરતી ઇંદુના પલંગ પર જ ઢળી પડી છે. સીતા દૂર ખૂણામાં કેતકરના પલંગ પાસે ખાટલા પર ઊંઘી ગઈ છે. કેતકર ઇંદુના ઓશીકા પાસે ખુરશી પર બેઠો છે.

નીચે નોકર ચાકર સૂવાની તૈયારી કરે છે. લોકલ ગાડીઓના ધમધમાટ ધીરા પડતા જાય છે. સર્વત્ર શાંતિનું રાજ્ય પસરતું જાય છે.

ઇંદુને ઊંઘ આવતી નથી. ધીમે ધીમે એ કેતકર સાથે વાત કરી રહી છે. બન્ને જુદાં પડ્યાં ત્યારથી માંડીને વાતો ઉખળી છે.

બન્નેનાં હૈયાં એક થઇ ગયાં છે. વાતો ખૂટતી નથી. સમ સમ કરતી રાત્રિ, મોહમય તારુણ્યની માફક, ઝપાટાબંધ પસાર થઇ રહી છે.

જૂની વાતો પૂરી થઈ. સીતાની તારીફ કરતાં ઇંદુ બોલી: ‘ મને તો એ છોકરીનો સ્વભાવ બહુ ગમ્યો. ’

‘ બીજાને તો બહુ વહાલી લાગે એવી છે. ’

‘ નહિ કેતકર, ઉપરથી નથી કહેતી. મને અંતરથી એમ લાગે છે. ’

‘ તને લાગે. મારું તો આખું જીવતર એણે ધૂળ મેળવ્યું છે ! ’

‘ શું બોલે છે ? ’

‘ ખરું કહું છું. મારા હૃદયમાં બળતરા ભરી છે. પણ હું કોની પાસે ઠાલવું ? તું આજે મારી કહી શકાય તેવી આવી છો એટલે હૈયું હાથ રહેતું નથી તેથી કહું છું. ઇંદિ ! આજે મારે કોઈ વાતની ખોટ નથી : સત્તા છે, પૈસા છે, શરીરસંપત્તિ છે, માન પાન છે; પણ આ સ્ત્રીએ બધું ખારું ઝેર કરી નાંખ્યું છે. ’

‘ તો શા માટે એનો સ્વીકાર કર્યો ? ’

‘ તારી ખાતર ! તને યાદ નહિ હોય પણ તારા એક શબ્દની ખાતર મેં કબૂલ કર્યું ! પણ વિચાર તો કર, ઇંદિ ! અહીં મારે ત્યાં લક્ષાધિપતિ ગૃહસ્થો આવે છે, યુરોપિયન અધિકારીઓ આવે છે. એઓ સજોડે આવે. સીતા નમસ્કાર કરીને મીંઢડીની માફક સામી બેસી રહે. મને કેટલી શરમ લાગતી હશે ? ’

‘ કાઇનો એવો સ્વભાવ હોય. કદાચ અંગ્રેજીમાં બોલતાં નહિ ફાવતું હોય ? ’

‘ અરે, સુંદર અંગ્રેજી બોલી શકે છે. પણ નહિ બસ. મને ચીડવવો એ જ એક એની દાનત. પહેલાં બાને બતાવવા રાતના અગિયાર અગિયાર વાગ્યા સુધી, ખાધાપીધા વિના, મારી વાટ

જોઈને બેસી રહેતી. હવે સમીસાંજમાં જમીને સૂઇ જાય છે. સવારે હું ઊઠું ત્યાં ક્યાંઇક જંગલમાં ચાલી ગઇ હોય. સાથે બેસીને ચાર વાત કરવાનો પ્રસંગ ભાગ્યે જ મળે છે. આ તમે આવ્યાં છો તે એ નિમિત્તે વળી નક્ટકે બોલે છે!'

'આમ તો તારી જિંદગી ન જાય' ઈંદુ દુ:ખી થતાં બોલી.

'મને પાંચ વરસમાં કલેક્ટરનો ચાન્સ મળે તેમ છે. પણ આમાં ઉત્સાહ જ નથી રહેતો. જીવનનો આનંદ બધો સુકાઈ ગયો છે.'

'હં!' ઈંદુ વધારે ચિંતાતુર બની.

'અને આ બધું તારા પત્રની ખાતર!' ફરી કેતકરે સંભાર્યું. ઈંદુએ ઊંચે જોયું. કેતકરનો દુ:ખાર્ત ચહેરો જોઈ એને મનમાં થયું: "ખરેખર, મેં આ માણસને દુ:ખી કર્યો છે! પણ હવે શો ઉપાય?"

કેતકર બોલ્યા વિના એમ ને એમ બેસી રહ્યો. ઈંદુ અર્ધી બેઠી થઈ. કોણી ઓશીકા પર ટેકવી બીજે હાથે કેતકરનો હાથ પોતાના હાથમાં લઇ પંપાળવા લાગી.

'યશૂ! મેં આવું નહોતું ધાર્યું. આ તો હું યે દુ:ખી થઇ, તને પણ દુ:ખી કર્યો.' કેતકર સાંભળી રહ્યો. થોડીવાર રહીને ઇંદુએ પૂછ્યું: 'આવું કેટલા દિવસથી ચાલે છે?'

'પહેલા દિવસથી જ.' કેતકર દુ:ખમિશ્રિત રોષથી બોલ્યો. 'કેટલા હેતથી કલેક્ટર સાહેબે મને પાર્ટી આપી હતી? અતડા અને ગુમાની અંગ્રેજ અફસરો હાથ નીચેના કોઈ પણ માણસ સાથે આટલો સ્નેહ ન બતાવે.'

'શાની પાર્ટી હતી?'

'મારા લગ્નની ખુશાલીની.'

'એમાં સીતા ન આવી?'

'આવી તો ખરી, પણ મારી બેઆબરૂ કરવા. એક સારી સાડી પહેરવા કહ્યું એમાં સામી થઇ. ઝગડો કર્યો. પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાય. મેં એ પહેલે જ પ્રસંગે જોઇ લીધું. તને શું કહું ઇંદિ! એને નથી મારા હોદ્દાનું ભાન, નથી મારી પ્રતિષ્ઠાનો ખ્યાલ, નથી મારા ઉચ્ચ કુળનું અભિમાન. જેવાં તેવાં ઘાટાં ને માછાં સાથે જઇને બેસશે. વાઘરાં જેવાં છોકરાં ભેગાં કરશે. આપણે તો નક્કી કર્યું છે કે આ સ્ત્રી સાથે આપણું નભવાનું નથી.'

'હવે નભાવ્યે જ છૂટકો.'

'શું કહ્યું?' કેતકર નીચે નમ્યો, 'તું પણ આમ કહીશ?'

'મને પોતાને એનામાં એવો કોઇ અવગુણ દેખાતો નથી.'

'તમને ભલે સોનાની લાગે; મારે એ ન જોઇએ.' કેતકર ચીડાયો.

'તો શું બીજી લાવીશ?'

'હા' ભારપૂર્વક બોલીને કેતકર એક ક્ષણ અટકયો. અને પછી હિંમતથી બોલ્યોઃ 'લાવવાપણું કયાં છે? જેને એકવાર હૃદય અર્પણ કર્યું છે તે અત્યારે હાજર છે!'

ઇંદુ ચમકી. એકદમ કોણી સરખી કરી સૂઇ ગઈ. ધીમેથી બોલીઃ 'એવું ન બોલીએ, યશૂ.'

કેતકર બારી બહાર દૂર ક્ષિતિજ પર ચમકતા તારાઓ સામે જોઇ રહ્યો. ઈંદુએ કહ્યુંઃ 'હવે સૂઈ જા. બહુ રાત ગઈ છે.' કેતકર બેસી રહ્યો. ફરીવાર ઈંદુએ કહ્યું એટલે કેતકર ઊઠીને પથારી તરફ ગયો.

ઇંદુને છેક પરોઢિયે ઊંઘ આવી.

## ૨૪

આઠ દિવસમાં ઇંદુની તબિયતમાં ઘણો ફેર પડી ગયો. શરીરમાં લોહી ભરાયું. ચાલવાની તાકાત આવી. અવાજ ચોખ્ખો થયો. કોઇ કોઇવાર ખોટી ઉધરસ આવતી તે બંધ થઈ. ભાસ્કર બીજે રવિવારે મળવા આવ્યો. ઈંદુને કહ્યું: 'હવે પિતાજી પાસે જવું હોય તો જઈ આવ.'

'હમણાં નથી જવું.'

'કંઈ નહિ. તારી મરજી પડે ત્યારે જજે.'

'યમૂ! તું શાળા કયારથી શરુ કરે છે?'

'મોટી બેન કહેશે ત્યારથી.'

'અડવાડિયા પછી જશે' ઈંદુએ કહ્યું.

'ઠીક ત્યારે સીતાબેન, તમને ખૂબ તસ્દી આપી' ભાસ્કરે વિવેક કર્યો.

'એમાં તસ્દી શાની. ઈંદુબેન તો ઘરનાં માણસ છે.'

ચાપાણી પીને ભાસ્કર ચાલ્યો ગયો.

સાંજે પાંચ વાગે કેતકર ઑફિસેથી ઘેર આવ્યો. ઈંદુ-યમૂ ફરવા જવા તૈયાર થયાં. સીતાએ આવીને કેતકરને પૂછયું: 'આજે કઈ તરફ ફરવા જશો?'

'કેમ તમારે એનું શું કામ છે?' કેતકરે ભવાં ચડાવી સામો પ્રશ્ન કર્યો.

'મારે કંઈ કામ નથી' અકારણ અપમાનજનક અવાજે ઉત્તર મળતાં સીતા પાછી ફરી. ઈંદુ સમજી ગઈ.

એણે બૂમ મારી: 'સીતાબેન!'

પણ સીતા ઊભી ન રહી. દાદર ઊતરી ગઈ. બાળકોને લઈને ફરવા ચાલી ગઈ.

ઈંદુએ કેતકરને કહ્યું: 'તમે કેટલા ખરાબ છો?'

'કેમ?' હસતું મોઢું રાખી કેતકરે પૂછ્યું.

'કેમ શું? કેટલા પ્રેમથી એ પૂછવા આવ્યાં હતાં. તમે કારણ પણ ન પૂછ્યું.'

'હશે કંઈ ધૂળ જેવું કારણ. ચાલો આપણે તૈયાર થાઓ.'

'જાઓ તમે એકલા. મારે નથી આવવું.'

'કેમ તમને શું થયું?'

'ગમે તે થયું!' ઈંદુ ખુરશી પર બેસી ગઈ. કેતકરે બારીએ જઈ બૂમ મારી: 'કાલુ!'

'જી સરકાર.'

'તારાં બાઈસાહેબ છે કે?'

'ગયાં.'

'ક્યાં ગયાં?'

'છોકરાંઓને લઈને ફરવા ગયાં.'

કેતકર ઈંદુ પાસે આવ્યો. 'ચાલ. આપણે એની પાછળ જઈએ.'

ઈંદુ ઊઠી. સૌ નીચે ઊતરી મોટરમાં બેસી નીકળ્યાં.

સીતા ચાલી જાય છે. બે નાનાં ટપુડિયાંને આંગળીએ વળગાડ્યાં છે. આસપાસ બીજાં છોકરાંની ધીંગ વળી છે. ચાલી જાય છે ને મનમાં વિમાસતી જાય છે:

"આજનો દિવસ સાથે આવ્યા હોત તો એમનું શું જાત? બીજું કાંઈ નહિ આ લોકોને રોગચાળો છે તે સાચવીને ચોખ્ખાઈથી રહે એમ કહેવાનું હતું. મારા કરતાં એમના બોલની અસર વધારે પડે. પણ ઈંદુના કહેવાથી ચાર ચાર કલાક અમસ્થા અમસ્થા રખડવા ચાલ્યા જાય! માણુસમાં માણુસાઈ નથી રહેતી ત્યારે આમ જ બને છે. હે પ્રભુ!" સીતાએ નિસાસો મૂક્યો. મનને વાળવા એણે આંગળીએ વળગેલા છોકરા તરફ જોયું. 'કેમ વિઠુ, તું કાલે કેમ નહોતો આવ્યો?'

'માલી બા છે ને...'

ત્યાં પાછળથી મોટરનો અવાજ આવ્યો. સીતાએ પાછા ફરીને જોયું. બાળકો ઊભાં રહી ગયાં. સીતાએ મોટર ઓળખી. તે પોતાની હતી. રસ્તા પરથી બાળકોને બાજુ પર લીધાં. કેતકરે મોટર લાવીને સીતાની પાસે ઊભી રાખી. છોકરાં મોટર ફરતાં ફરી વળ્યાં. ઈંદુએ સીતાને કહ્યું: 'આવી જાઓ, સીતાબેન!'

'ના, ના; આટલાં છોકરાં ચાલે છે ને!'

'એમને આ સુંદરા લઈ જશે. તમે આવી જાઓ.'

'ના, હું નહિ આવું. મને માફ કરો.'

'પણ અમેય તમારાં ઝૂંપડાં તરફ જઈએ છીએ.'

'તો તમે આગળ જઈ પહોંચો. હું આવું છું.'

'એ નહિ માને ઈંદુ!' કેતકર રોષભર્યો ગર્જ્યો, 'જક્કી છે. ઈંદુબેન આટલા પ્રેમભર્યા આગ્રહથી કહે છે તો એમ નહિ કે લાવો; બેસી જઈએ.'

સીતાએ કેતકર સામે જોયું. કેતકરની આંખમાં જાણે મરચાં ભર્યાં હતાં. સીતાએ છોકરાંઓને બાજુ પર લીધાં. 'હાંકી જાઓ, હું નથી બેસવાની.' કેતકરે મોટર હાંકી.

સીતાએ બાળકોને મોટરની ધૂળ શમે ત્યાં સુધી ઊભાં રાખ્યાં. કેતકર મોટરને ઘુમાવીને કલબ તરફ લઈ ગયો. કલબનો

દરવાજે આવતાં ઈંદુએ પૂછ્યું: 'કેમ આપણે પેલી તરફ જવું હતું ને?'

'મને એનું મોં જોવું ગમતું નથી!' રીસમાં કેતકરે મોટરને અંદર લીધી. ઈંદુ ચૂપ થઈ ગઈ. યમૂએ ઈશારતથી ઈંદુને સમજાવ્યું હવે એનું નામ ન લેશો. નકામો વધારે ચીડાશે.

*

સીતા ફરીને પાછી આવી. મનમાં વિચારો ઘોળાયા કરતા હતા. મન ગમ ખાઈને બોલ્યું: "નકામી રસ્તા વચ્ચે, ઈંદુબેનની હાજરીમાં હું ચીડાઈ. નહિતર એ આવત. લોકોને બે શબ્દ કહેત. મેં જ ભૂલ કરી. હજી મારો ચીડિયો સ્વભાવ ફર્યો નહિ. અને ચીડાવું શા માટે? એને મનગમતી પ્રવૃત્તિ એ કરે છે. મારા મનને ગમતી હું કરું છું" સીતાએ મન વાળ્યું. છેલ્લા ચાર દિવસથી આવા ને આવા પાંચસાત પ્રસંગો બન્યા કરતા હતા. સીતા ગમ ખાઈ રહેતી હતી.

ગાતી ગાતી સાંજના ભોજનની તૈયારી કરવા લાગી. રાતના આઠ વાગે કેતકર મંડળી આવી પહોંચી. સીધી ભોજનાલયમાં જઈને બેઠી. સીતા પીરસવા આવી. કેતકરે આડો હાથ ધર્યો.

'તમે મને ન પીરસશો.'

'કારણ?' હસતું મોં રાખીને સીતાએ પૂછ્યું. કેતકર કશું ન બોલ્યો. 'હું ચીડાઈ એટલે? ચાલો મારી ભૂલ થઈ. માફ કરો.' સીતા ભાત મૂકવા આગળ આવી. કેતકર બમણા રોષથી ગરજી ઊઠ્યો: 'મેં તને ના ન કહી?'

સીતા ઈંદુ—યમૂને પીરસીને અંદર ચાલી ગઈ. બન્ને બેનો મૂંગી થઈ ગઈ. એમને કેતકરનો રોષ અકારણ લાગ્યો છતાં બોલી ન શકી. રસોયાએ કેતકરને પીરસ્યું. થોડું થોડું જમીને સૌ ઊઠી ગયાં.

સીતા જમ્યા વિના હાથ ધોઈને રસોડામાંથી બહાર ચાલી ત્યારે રસોયાએ કહ્યું: 'શા માટે ભૂખ્યાં રહો છો, બેન?'

'મને આજે ઠીક નથી' કહી અંદરના ઓરડામાં ચાલી ગઈ. ટિળક ગીતા લઈને વાંચવા બેઠી. પણ મન ન ખૂંચ્યું. ચોપડી મૂકીને બહાર નીકળી. બગીચામાં આંટા મારવા લાગી. એને પોતાનાં વહાલસોયાં માતપિતા યાદ આવ્યાં. ઉપરથી વારંવાર કેતકર અને ઈંદુ–યમૂનો હસવાનો અવાજ આવ્યા કરતો હતો.

સીતા પોતાના માંડવામાં જઈને બેઠી. એના મન આગળ પરણ્યા પહેલાંનો કેતકર, પરણ્યા પહેલાંની ભાવિ જીવનની કલ્પનાઓ અને ભાવિકાર્યની આશાઓ તરવા લાગ્યાં. "બધું ધૂળ મળ્યું" સીતા મનમાં બોલી.

"આ જગતમાં પ્રેમ જેવી વસ્તુ જ નથી. મોહ અને સ્વાર્થથી આખી દુનિયા ભરેલી છે. વૃદ્ધ માબાપ, બિમાર, અપંગ અને અજ્ઞાન પાડોશી, કોઈની લાગણી જ નહિ! કોઈને માટે ઘસાવું જ નહિ! પોતે ને પોતાની બૈરી, પોતે ને પોતાનાં છોકરાં, પોતે ને પોતાનો પૈસો, સુખી દાંપત્યસુખ, ગૃહસ્થાશ્રમ, સુખી કુટુંબજીવન, એનો અર્થ આટલો જ? મારા પિતાએ મને શું શીખવ્યું છે? અને આટલા દિવસના, આટલા મહિનાઓના અનુભવે શું સુખ જોયું? નહિ નહિ, જીવતરનો સાચો અને કાયમી આનંદ માત્ર બે જણનું સુખ જોવામાં નથી. બીજાને સુખે સુખી થવામાં છે. પણ એમ કરવા જતાં મારા ને કેતકરના જીવન વચ્ચે આસમાન જમીનનું અંતર પડે છે. એનું શું કરવું? એનો કંઈ ઉપાય જ નથી? શું હું સ્વતંત્ર રીતે જીવી ન જ શકું? કેતકરને પરણી તેથી એની સાથે જ રહેવું જોઈએ? એના ને મારા વિચારોમાં, વર્તનમાં, સાગરનું અંતર છે." સીતા ખરેખરી મૂંઝવણમાં પડી. એનું મગજ ગૂંચવાઈ ગયું. વહેલા સૂવાની ટેવે આંખ ઘેરાવા લાગી. સીતા ત્યાં માંડવામાં જ ઢળી પડી.

અગિયારના ટકોરા પડ્યા એટલે ઇંદુ ઊઠી. 'મૂકો હવે ઊંઘ આવે છે.' યમૂએ પાનાં એકઠાં કરી મૂકી દીધાં. પથારી સરખી કરી ઇંદુ–યમૂ સૂઈ ગયાં.

કેતકર ઊઠીને પોતાના પલંગ પાસે આવ્યો. સીતાનો ખાટલો ખાલી જોઇને બબડ્યો: 'નીચે જ સૂઈ ગઈ લાગે છે.' બબડીને પોતાની પથારીમાં પડ્યો. પણ ઊંઘ ન આવી. ઘણીવાર સુધી પડખાં ઘસ્યાં કર્યાં. સાડાઅગિયાર, બાર, સાડાબાર, એક ટકોરા ગણ્યા કરતો હતો. ઊંઘ આવતી ન હતી. આખરે ઊઠ્યો. બારી આગળ સહેજ ઊભો રહ્યો. નીચે દીવાબત્તી બંધ કરી સૌ સૂઈ ગયાં હતાં. દરવાજે બત્તીઓ બળતી હતી. પહેરેગીર અર્ધ-ઊંઘમાં ઊભો હતો.

કેતકર દબાતે પગલે ઇંદુ–યમૂની પથારીઓ તરફ આવ્યો. ઈંદુના મુખ સામે ઘડીભર જોઈ રહ્યો. પછી પાછો ફર્યો. ફરી એકવાર બારી બહાર નજર ફેંકી. દાદરા તરફ જઈ નીચે નજર કરી. દાદરા પાસેથી ઈંદુની પથારી તરફ ચાલ્યો. વચ્ચે ભીંત ઉપર થાંભલામાં ચોટાડેલાં વીજળીનાં બટન ઉપર હાથ મૂક્યો. ફરી એકવાર ઓરડામાં નજર કરી, અને ચાંપ દબાવી. ઓરડામાં અંધકાર વ્યાપી ગયો.

અટકળે ચાલતો ઈંદુના પલંગ પાસેની ખુરશી પર બેઠો. ધીમે રહીને ઈંદુના કપાળ પર હાથ મૂક્યો. ઈંદુ જાગી ગઈ. પણ હાથ ઓળખ્યો. પોતાના હાથે કેતકરનો હાથ આંખો ઉપર દબાવ્યો. ધુમાડાને મેઘ ધારીને ચાતક તરશ છીપવવા મથે તેમ સુખસ્વપ્નની તૃપ્તિની આશામાં આંખો મીચી રાખી. કેતકર ઈંદુની છાતી ઉપર માથું મૂકીને સ્વર્ગસુખનો અનુભવ કરવા લાગ્યો.

*

એક ઊંઘ પૂરી કરીને સીતા જાગી. એણે આંખ ઉઘાડીને

જોયું. પોતે ક્યાં છે એનો ખ્યાલ આવ્યો. કેટલી રાત ગઈ હશે તે જોવા માંડવામાંથી બહાર નીકળી આકાશ સામે જોયું. મધરાત વીતી ગઈ હતી. ધીરે ધીરે બંગલા તરફ આવી. પહેરેગીરે ટપારીઃ 'કોણ એ?'

'એ તો હું.'

'કોણ બાઈસાહેબ!'

'હા. માંડવામાં બેઠી હતી ત્યાં જરા આંખ મળી ગઈ.'

પહેરેગીર પગથિયાં ચડી આગળ ગયો. નીચેની બત્તી કરી. કોઈ જાગી ન જાય તેમ ધીમે પગલે સીતા ઉપર ગઈ.

પહેરેગીર નીચેની બત્તી ઓલવી પહેરો દેવા લાગ્યો.

ઉપર અંધારું જોતાં સીતા ભીંત પાસે ગઈ અને ધીરે રહીને બટન દબાવ્યું. અજવાળું થતાં જ એની નજર ઇંદુના પલંગ પર પડી. કેતકર ઇંદુની છાતી પર માથું રાખીને ઊંઘતો હતો. સીતાએ તરત જ બત્તી બંધ કરી. ધીમે પગલે પોતાના ખાટલામાં જઈને સૂઈ ગઈ.

સીતા સૂતી પણ એને ઊંઘ ન આવી. એની છાતી ધડકવા લાગી. શ્વાસોચ્છ્વાસ ઉતાવળા ચાલવા લાગ્યા. મગજમાં લોહી ધસી આવ્યું. "શા માટે હું ઉપર આવી? ત્યાં નીચે જ કેમ સૂઈ ન રહી! શા માટે કેતકર ખુલ્લી રીતે ઇંદુ સાથે લગ્ન નથી કરી લેતા? હું જ એના માર્ગમાં આડી આવું છું. મેના કહેતી હતી તે ખરું છે. એનું મન ઇંદુમાં છે. ઇંદુ એને અનુકૂળ સ્વભાવની છે. મારે શા માટે પરાણે વળગી રહેવું જોઈએ? . . . પણ માતાપિતાને કેટલો આઘાત લાગશે? એને સુધારવાનો કોઈ ઉપાય નથી?" મનમાંથી નવો વિચાર ઊઠ્યોઃ "મારામાં એટલી તાકાત ક્યાં છે?"

સીતા ખૂબ મૂંઝાઈ. વિચારોમાં ને વિચારોમાં ચાર વાગ્યા.

સહેજ ઊંઘ આવી ગઈ. ફરી જાગી ત્યારે અજવાળું થઈ ગયું હતું. ઊઠીને બેઠી થઈ. બાજુના પલંગ તરફ નજર કરી. કેતકર ભરઊંઘમાં પડ્યો છે. સીતાના મનમાં થયું: "આ શું? મેં જોયું હતું તે ખોટું? કદાચ સ્વપ્ન તો નહિ હોય? કેતકર મારા પર ચીડાય છે, સ્વભાવના કમેળને લીધે ઉકળી જાય છે, પણ એ દુષ્ટ નથી. આકળાપણાને લીધે એ શબ્દ ઊંચેથી બોલી નાંખે છે પણ એ નીચ નથી. મેં કેવી ખરાબ કલ્પના કરી?" સીતાની આંખમાં ઊંઘ ભરી હતી. વિચારમાં ને વિચારમાં એ ફરી ઊંઘી ગઈ. સૂર્યકિરણ પથારી પર આવ્યાં તો પણ જાગી નહિ.

ઇંદુ–યમૂ ઊઠયાં. કેતકરના પલંગ પાસે આવીને યમૂએ મચ્છરદાની ખસેડી. 'હવે ક્યાં સુધી ઘોર્યા કરવું છે?'

કેતકર આંખ ચોળતો બેઠો થયો: 'કેટલા વાગ્યા? સીતા ક્યાં છે?'

'સાત વાગ્યા. બાઈસાહેબ પણ હજી સૂતાં છે.' યમૂએ સીતા તરફ જોઈને એ જાગે એટલી ઉતાવળે કહ્યું.

કેતકરે આશ્ચર્યથી સીતાના ખાટલા તરફ જોયું. "આ તો નવાઈ." મનમાં જરા ડર પેઠો પણ તરત જ ખોટા ભ્રમને દબાવી દેતો હોય તેમ નીચે ઊતરી આગળ આવ્યો.

'કેમ આજ કાંઈ બહુ ઊંઘવા માંડયું છે?'

સીતાએ આંખ ખોલી. આળસ મરડી બેઠી થઈ.

'કેમ ભાભીસાહેબ,' યમૂએ પૂછ્યું, 'રાતે ક્યારે સૂતાં હતાં?'

'બે વાગે. હું તો નીચે માંડવામાં જ ઊંઘી ગયેલી. બે વાગે જાગી ગઈ એટલે પછી ઉપર આવી.'

'મેં અગિયાર વાગ્યાને સુમારે સૂતી વખતે નજર કરી ત્યારે

તમે પથારીમાં નહોતાં,' કેતકરે કહ્યું, 'મને એમ કે નીચે સૂઈ ગયાં હશે.'

'ના, એમ કહ્યા વિના ન સૂઉં.'

'ચાલો, હવે મા'રાજને કહો ચાપાણી લાવે.'

સીતા નીચે ગઈ. હમેશનો ઉપક્રમ ચાલ્યો.

સીતાએ આખો દિવસ વિચારમાં, મૂંઝવણમાં, શંકા કુશંકાઓમાં ઉદાસીનતાથી પસાર કર્યો.

આ બાજુ કેતકર અને ઈંદુ–યમૂ હમેશના કાર્યક્રમ પ્રમાણે ચાપાણી પીને ફરી આવ્યાં. નાહી ધોઈને જમ્યાં. કેતકર જમીને ઓફિસે ગયો. ઇંદુ–યમૂએ વાંચ્યું, સૂતાં, રમ્યાં – સાંજે કલબમાં ગયાં. આવીને વાળુ કર્યું. વાળુપાણી કરીને ઊઠયાં, ત્યારે ઈંદુએ કહ્યું: 'આજે ચાલો ભાઈ–ભાભીને મળી આવીએ.'

'ચાલો.' કેતકર તૈયાર થયો.

'તને હરકત ન હોય તો સીતાબેનને પણ સાથે લઈએ,' ઈંદુએ ડરતાં ડરતાં પૂછ્યું.

'નહિ, બિલકુલ નહિ. તો હું નથી આવતો.'

'ઠીક ચાલો.' ત્રણે જણ ચાલ્યાં.

સાડાનવને સુમારે સીતા ઉપર આવી. પથારીમાં બેસી પ્રાર્થના કરી અને સૂઈ ગઈ.

એક ઊંઘ પૂરી કરીને જાગી. ઓરડામાં અંધારું હતું. ઊભી થઈને બારી બહાર આકાશ તરફ જોયું. સપ્તર્ષિ નમી ગયા હતા. 'ચાર વાગવા આવ્યા છે' સીતા બબડી. પાછી ફરીને બત્તી કરવા જાય છે ત્યાં મગજમાં આગલા દિવસનો ચિતાર તરી આવ્યો. એણે ઈંદુની પથારી તરફ જોયું. બારીમાંથી આવતા ઝાંખા પ્રકાશમાં કેતકર ખુરશીમાં બેઠો છે. નમીને ઈંદુના હાથ પર ઝૂકી રહ્યો છે. સીતાએ કેતકરના પલંગની મચ્છરદાની ખોલી. પલંગ ખાલી હતો. "આમ કેમ ભ્રમમાં પડું છું ? ગઈ કાલે છેતરાઈ, આજે પણ

છેતરાઉં છું ? નજર સામે જેને પાપ માનું છું તે કેમ ચાલવા દઉં છું ? હું એની પત્ની બેઠી છતાં એ બીજી સ્ત્રીને કેમ ચાહે ? કાં તો હું એની સ્ત્રી નહિ, કાં તો ઇંદુ એની સખી નહિ. આ કેમ સહન થાય ?" ઘડીભર સીતાનું માથું ફાટફાટ થવા લાગ્યું. ઈશ્વરનું સ્મરણ કર્યું પણ મન શાંત પડ્યું નહિ. થોડી વાર થઈ ત્યાં મને પલટો ખાધો.

"પણ એને તું મુદ્દલ ગમતી નથી. તે છતાં તું એની પત્ની ? તારી બોલી ચાલી, તારું વર્તન, તારો સ્વભાવ, તારી હાજરી કશું એને પસંદ નથી. તો પછી પરાણે ઉપર પડતા શા માટે રહેવું ? જ્યાં અન્યોન્ય માન અને પ્રેમ નથી ત્યાં સુખ અને શાંતિ ક્યાંથી મળે ? બસ, હું મારું ફોડી લઈશ. જેવી ભગવાનની મરજી."

આસ્તે રહીને સીતા દાદરા તરફ ગઈ. અને અંધારામાં જ નીચે ઊતરી. ઓસરીની બત્તી કરી. પહેરેગીર દોડ્યો આવ્યો. એ કંઈ પણ બોલે તે પહેલાં સીતાએ હુકમ કર્યો: 'દીવાનખાનું ઉઘડાવ.'

પહેરેગીરે એકબે બૂમ મારી મા'રાજને જગાડ્યા. પહેરેગીર જોઈ રહ્યો. એને તો બિચારાને કશી ગમ પડતી નથી કે આ શું ચાલી રહ્યું છે. કાલે માંડવામાં સૂઈ રહ્યાં : આજે અત્યારમાં નીચે ઊતરી આવ્યાં. નક્કી કાંઈક ગોટાળો છે. વિચારવમળમાં એ આંટા મારવા લાગ્યો.

સીતાએ અંદર જઈ પોતાની નાની બૅગમાં ફક્ત બે જોડી કપડાં મૂક્યાં. એક પ્યાલો મૂક્યો. નાની શેતરંજીમાં બે ઓઢવાનાં લીધાં. ઘરખર્ચમાંથી થોડા પૈસા લીધા, કબાટમાંથી કટાર કાઢી કેડે ખોસી. ટેબલ પર જઈ એક નાની ચિઠ્ઠી ફાડી. ક્ષણનો પણ વિચાર કર્યા વગર સરસરાટ લખવા લાગી. મગજ વિચારોથી ભરેલું હતું. કલમ ઉપર વિચારો દબાણ કરી રહ્યા હતા. સીતાએ થોડી લીટીઓ લખી નાખી :

વહાલા કેતકર !

પાછલી રાતે આ પત્ર લખું છું. તમને પરણી ત્યારે જેટલા જોશથી હર્ષની લાગણીઓ ઊછળતી હતી, તેટલા જ જોશથી નિરાશાની લાગણીઓ અત્યારે ઓસરી રહી છે. તમારી સાથે જીવન જોડીને ભાવિ કાર્યમાં સ્નેહમય સહકારની તીવ્ર ઇચ્છા સેવી હતી તેનો પ્રત્યાઘાત લાગતાં હૈયું જાણે ભાંગી પડ્યું છે. મારી બધી મહત્ત્વાકાંક્ષાઓ અત્યારે તો જાણે હવામાં ઊડી ગઈ છે. પણ અત્યારે ઉતાવળમાં આ પારાયણ લખી તમને કંટાળો નહિ આપું.

શા માટે હું જાઉં છું તે તમારા મનને પૂછી જોજો. તમને સન્માર્ગે વાળવાની તાકાત નથી તેથી જાઉં છું. એ તાકાત કેળવવા જાઉં છું.

હું મારા પિતાને ત્યાં જતી નથી. મને આ રીતે ઘેર આવેલી જોઇને એમને છેલ્લી અવસ્થાએ સખત આઘાત થાય. છતે ધણીએ રાંડેલી દીકરીને જોઇને એમનું મોત બગડે. તમે લોકલજ્જાના માર્યા પાછળ તો ન આવો પણ એ બિચારાં તમારા મામા કે બાની મારફત તમને સમજાવવાની નકામી તરખડ કરે, અને વિશેષ દુઃખી થાય.

હું ક્યાં જાઉં છું એની મને પણ ખબર નથી. હૃદય વેદનાથી ભર્યું છે. મારી કંઇ ભૂલચૂક થઇ હોય તે બદલ ક્ષમા ચાહું છું.

તમારી

કાગળ કવરમાં નાંખી કવર ચોંટાડયું. ઉપર લખ્યુંઃ ‘ યશવંત કેતકર, ’ કવર ટેબલ પર દબાવીને મૂકયું.

અંદર જઈ મોં ધોયું. બ્રશ અને ઊલિયું લીધાં. એક હાથમાં બૅગ ને બીજામાં બિસ્રો લઈ ચાલી. ઘાટી જોઈ રહ્યો. પહેરેગીરે પગે પડતાં કહ્યુંઃ ‘ અત્યારે નહિ જવા દઉં. ’

‘ હું પાછી આવીશ, જવા દે. ’

‘ નહિ. બપોરે જજો. ’

‘ સાહેબનો ડર લાગે છે ? કહેજે કે પરાણે ચાલી ગઈ ! ’

સીતા બહાર નીકળી.

પહેરેગીર ભારે હૈયે જોઈ રહ્યો.

## ૨૫

સીતા સ્ટેશન પર આવી. સ્ટેશન પર બેપાંચ દૂધવાળા અને એકબે ફાલતુ માણસ સિવાય કોઇ ન હતું. કલ્યાણ તરફની લોકલને બે મિનિટની વાર હતી. ટિકિટ લઇ સીતા અંદર ગઇ. લોકલ આવતાં જ કલ્યાણ તરફ ચાલી ગઇ.

કલ્યાણ ઊતરીને ટાઇમ-ટેબલ જોયું. નાગપુર તરફ જતી ગાડી બે કલાક પછી મળતી હતી. મગજમાં અનેક વિચારો ઊલટાસુલટી આવ્યા કરતા હતા. “ કયાં જવું ? નાગપુર કાકાને ત્યાં જવું ? તો તો પિતાજીને તરત ખબર પડે અને એ દોડયા આવે. ત્યારે જવું કયાં ? ” સીતા ઘડીભર મૂંઝાઇ. મુંબઈ તરફ

જતી નાગપુર મેઈલનો સમય થતો આવતો હતો. પણ એક નિશ્ચય પાકો હતો : મુંબઇ તો ન જ જવું. સીતા બૅગ ઉપર બિસ્રો મૂકી, ટિકિટ–બારી પાસે ટાઇમ–ટેબલ અને ભાડાનો કોઠો જોતી જોતી વિચાર કરી રહી હતી. મનમાં વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. સીતા નમ્ર અને શાંત હતી, પરંતુ આવે વખતે એનો સ્વભાવ જુદી જ જાતનો બની જતો. ખરે વખતે એનું મન મક્કમ રહેતું. અણીને વખતે એની બુદ્ધિ એને માર્ગ શોધી આપતી. ધર્મસંકટમાં એ મોત સામે બાથ ભીડવા તૈયાર થતી.

એકદમ એના મગજમાં પ્રકાશ પડ્યો. વડોદરામાં એના મામાનો દીકરો ભાઇ પ્રભાકર રહેતો હતો. “ બસ પ્રભાકર પાસે જવું. ગુજરાત જુદો જ પ્રદેશ. કોઈને કશી ભાળ સરખી લાગે નહિ . . . પણ જવું કેવી રીતે ?” ફરી ટાઇમ–ટેબલ જોયું. માર્ગ નક્કી કરી લીધો. ભુસાવળથી અમલનેર થઈ સૂરત. સૂરતથી વડોદરા. ટિકિટ–ભાડું ગણ્યું. મુંબઇ કરતાં થોડું વધારે થતું હતું પણ સીતાએ એ જ માર્ગ પસંદ કર્યો. ભુસાવળની ટિકિટ લીધી અને ગાડી આવતાં ચડી બેઠી. અમલનેર થઈ સૂરત સાંજના ૭ વાગે ઊતરી. સૂરતથી રાતની પેસેન્જરમાં બેસી મધરાતે વડોદરા ઊતરી.

સીતાએ પ્લૅટફૉર્મ ઉપર એક નજર ફેંકી. પાસે ઉભેલા એક મજૂરને હાથને ઈસારે બોલાવ્યો. મજૂરને માથે બૅગ બિસ્ત્રો મૂકી પાછળ ચાલી.

અમલદાર જેવા લાગતા બે દક્ષિણી ગૃહસ્થની સાથે બીજા વર્ગને દરવાજેથી બહાર નીકળી. જઇને એક ટેકસીમાં બેસી ગઇ. મજૂરે સામાન મૂક્યો. સીતાએ બે આના આપ્યા.

ડ્રાઈવરે મરાઠીમાં પૂછ્યું: ‘ બીજું કોઇ છે ? ’

‘ કોઈ નથી. ’ સીતા અંદર બેઠી: ‘ દાંડિયા બજાર લઇ લે. ’

મોટર ચાલી. કૉલેજ પાસેથી પસાર થતાં ડ્રાઈવરે પૂછ્યું: ' શહેરમાંથી લઉં કે બારોબાર ? '

' જ્યાંથી નજીક પડે ત્યાંથી. '

' આપ પહેલી જ વાર આવતાં લાગો છો ? '

' હા. પહેલી જ વાર. '

ફાંકડો ડ્રાઈવર, ફાંકડી મોટર, દૂધ જેવી ચાંદની, સીતાનો ખૂબસૂરત ચહેરો, રાતના દોઢનો સમય, દાંડિયા બજાર જવાનો પાછળનો નિર્જન રસ્તો, દોડતી મોટરે ડ્રાઇવરે પાછળ જોયું. એણે મન ઉપરનો કાબૂ ગુમાવી દીધો. બહાવરા બનીને મોટરને બમણા વેગથી ઉપાડી. દાંડિયા બજાર તરફ ન વાળતાં સીધી હંકારી મૂકી.

મોટરનો વેગ અચાનક વધતાં સીતા વિચારનિદ્રામાંથી જાગી ગઈ: ' હજી કેટલું દૂર છે ? '

' બહુ દૂર નથી ' કહીને ડ્રાઇવરે ફરી પાછળ જોયું અને વેગ વધાર્યો. ડ્રાઈવરની આંખ અને અવાજ જોતાં જ સીતાના શરીરમાંથી વીજળીનો સબકારો પસાર થઈ ગયો. વાઘણની માફક કૂદીને એણે ત્રાડ મારી: ' ઊભી રાખ મોટર ! '

પણ મોટર ધીમી ન પડી. આસપાસમાં પોલીસ ક્યાંય દેખાતી ન હતી. મહેલનો દરવાજો દૂર પડી ગયો હતો. ડ્રાઈવર બેફિકર બનીને બેફામ હાંક્યે જતો હતો. સીતાએ ત્રાડ મારી છતાં એણે મોટર ધીમી ન પાડી.

એટલે સીતા વિફરી. એક પળ પણ વિચાર કર્યા વિના એણે કટાર કાઢી. ડ્રાઈવરના ખંભામાં ઝુલાવી દીધી !

' ઓહ ! ' કરતો ડ્રાઇવર ચમકી ઊઠ્યો: મોટર ઊભી રાખી દીધી. રીસભર્યો સામે ઊઠ્યો પણ સીતાના હાથમાં લોહીનીતરતી કટાર હતી. એની આંખમાંથી આગ ઝરતી હતી. ડ્રાઇવર ઢીલો

થઇ ગયો. ઘામાંથી લોહી વહ્યું જતું હતું. કપડાં લોહીથી ખરડાઈ રહ્યાં હતાં. ઘડીવારમાં તો એ બેભાન થઈને ઢળી પડયો.

સીતાએ એને બેભાન થતાં જોયો. લોહી હજી ચાલ્યું જતું હતું. એની રીસ ઊતરી ગઈ. કરુણા ઉભરાઈ આવી. ચરડ ચરડ સાડીનો છેડો ફાડયો. ઘા ઉપર કપડાના ટુકડા દબાવી પાટો બાંધ્યો. ડ્રાઈવરને મોટરમાં સુવાડી પોતે સામે બળતી બત્તી તરફ ચાલી.

એ બંગલો વડોદરાના મુખ્ય ન્યાયાધીશ દામોદરરાવ ગોડબોલેનો હતો. દરવાજે આવીને સીતાએ દરવાનને પૂછ્યું: ‘ આ કોનો બંગલો છે ? ’

‘ સર ન્યાયાધીશ સાહેબનો. ’

‘ સાહેબને જરા ખબર આપો કે મહેમાન આવ્યાં છે. ’

દરવાન કંઈક બોલવા જતો હતો ત્યાં સીતાએ ફરી કહ્યું: ‘ બીજા કોઈને ઉઠાડવાની જરૂર નથી. સાહેબને જ ખબર આપો.’

‘ પણ આપ કયાંથી . . .’

‘ તને ઠપકો નહિ મળે. જગાડ તું તારે. ’

દરવાન અંદર ગયો. નોકરને જગાડયો. સાહેબને મહેમાનના ખબર પહોંચ્યા. દામોદરરાવ બહાર આવ્યા. સીતા પગથિયા પર ઊભી હતી. નમસ્કાર કરીને પાસે ગઈ.

‘ કયાંથી આવો છો આપ ? ’

‘ હું ભુસાવળથી અત્યારે આવું છું. ’

‘ આપનું નામ ? ’

‘ સીતા. અહીં દાંડિયા બજારમાં મારા ભાઈ રહે છે. મારે એમને ત્યાં જવું હતું. મોટરવાળો છેતરીને આ બાજુ લઈ આવ્યો. ’

‘ કયાં છે મોટરવાળો ? ’

‘ મોટરમાં બેભાન પડયો. ’

‘ બેભાન ? ’

‘ જી હા. મેં એને ઘાયલ કર્યો છે. આપના માણસને મોકલો એને લઇ આવે. ’

દામોદરરાવ સાંભળી રહ્યા હતા. સીતા હજી આવેશમાં હતી.

‘ અને જો બની શકે તો એક માણસ મને આપો, મારા ભાઈને ઘેર મને પહોંચાડી જાય. ’

‘ જરૂર પહોંચાડી જશે. આપ મુદ્દલ ગભરાશો નહિ. આપના સાહસ માટે ધન્યવાદ આપું છું. આપ આ ખુરશી પર જરા બેસો. હું હમણાં બધી ગોઠવણ કરું છું. ’

‘ પહેલાં પેલો પડ્યો છે એને દવાખાને પહોંચાડો. ’

‘ બધું થઈ રહેશે. ’ દામોદરરાવે પોતાની ગાડી મંગાવી. બે નોકરને પેલા ડ્રાઈવરને ઉપાડી લાવવા મોકલ્યા. ડ્રાઈવર હજી બેભાન હતો. ઘા ઊંડો હતો. લોહી બંધ થયું ન હતું. નોકરો એને ઉપાડીને અંદર લઈ આવ્યા. સીતા આર્દ્ર ચહેરે એની સામે જોઈ રહી.

દામોદરરાવની ગાડી આવી. ગાડીવાનને એમણે કહ્યું: ‘ બેનને દાંડિયા બજાર મૂકી આવ. ’ સીતા તરફ ફરી ‘ આપના ભાઈનું નામ ? ’

‘ પ્રભાકર દેશમુખ. ’

‘ વકીલ છે કેમ ? ’

‘ જી હા. ’

‘ જા, એમને મૂકી જલદી પાછો આવ. ’

‘ પહેલાં આને દવાખાને પહોંચાડી આવે તો ? ’ સીતાએ કહ્યું.

‘ હું ડોક્ટર પર ચિઠ્ઠી લખું છું. પછી એની કારમાં જ આપણો ડ્રાઈવર લઈ જશે. આપ ચિંતા ન કરો. ’

'ઠીક, નમસ્કાર. તકલીફ માફ કરજો.' સીતાએ રજા લીધી.

'નમસ્કાર. પધારજો.'

દામોદરરાવ માનભરી નજરે જોઈ રહ્યા.

*

બેઠાઘાટનું જૂની ઢબનું મકાન : ઓછા હવા અજવાળાવાળા ઓરડા : બાપદાદાના વખતની પુરાણી સંસ્કૃતિના નમૂનારૂપ આરામ ખુરશીઓ, પેટીઓ અને જૂના ખાટલા. પ્રભાકર વકીલનું એ મકાન હતું. મધરાતે પણ સીતાને પ્રભાકરે પ્રેમભર્યો આવકાર આપ્યો. મોટર ડ્રાઈવરની વાત સાંભળી એમણે કહ્યું: 'એક પત્ર અગાઉથી લખી નાંખ્યો હોત તો હું સામો આવત.'

'એકાએક નીકળવાનું થયું.'

'હશે ચાલો. તમારાં માતપિતા કેમ છે?'

'સારાં છે. છેલ્લા બે માસથી હું મુંબઈ ગઈ નથી.'

'એમ કે? કેતકર કેમ છે?'

'મજામાં.'

'તું આમ એકલી?'

'બધી વાત નિરાંતે કરીશ. અત્યારે તો ઊંઘ આવે છે.'

'ચાલો કરો બેનની પથારી!' મૂંગી મૂંગી બારણું પકડીને ઉભેલી પત્ની તરફ જોઈને પ્રભાકરે કહ્યું. એણે પથારી કરી. સીતા પડયાભેગી ઊંઘી ગઈ.

સવારમાં ઊઠીને મસી ઘસે છે ત્યાં આંગણામાં ગાડી આવીને ઊભી રહી. પ્રભાકરને સલામ કરીને ડ્રાઈવરે કહ્યું: 'સાહેબે આપને સલામ કહેવડાવ્યા છે અને બેનને સાથે લઈને પધારો એમ કહ્યું છે.'

પ્રભાકરે સીતાને સમાચાર કહ્યા. સીતા મોં ધોઈ, કપડાં

બદલી તૈયાર થઈ. પ્રભાકરે ઝટપટ કપડાં પહેર્યાં. ગાડીમાં બેસી સાહેબને બંગલે ચાલ્યાં.

દામોદરરાવ પગથિયાં સુધી સામા આવ્યા. દીવાનખાનામાં લઈ જઈ બેસાડયાં અને કહ્યું: 'આપને અત્યારમાં તસ્દી આપી.'

'એમાં તસ્દી શાની?'

'મને એમ કે ચિઠ્ઠી લખવા કરતાં બેન અહીં આવે તે ઠીક. મિ. પ્રભાકર તો અમારા ખાસ માણસ કહેવાય. તેમને તકલીફ આપી શકાય.'

'એમાં શું સાહેબ?' પ્રભાકર બોલ્યો.

'જુઓ સીતાબાઈ, આ ડૉકટર સાહેબની ચિઠ્ઠી. હમણાં જ મેં માણસ મોકલી ખબર પુછાવ્યા હતા.'

'કેમ છે એને?'

'વાંચો ને.'

ચિઠ્ઠીમાં લખ્યું હતું: "દરદીએ પાટાપીંડી થઈ ગયા પછી ઊંઘ સારી લીધી છે. અત્યારે પણ ઊંઘે છે. કેસ ગંભીર નથી."

સીતાએ શાંતિનો શ્વાસ લીધો. દામોદરરાવ બોલ્યા: 'કેમ હવે નિરાંત થઈ ને?'

'જી હા.'

'મિ. પ્રભાકર, તમારાં બેને કાલે ગજબ હિંમત બતાવી.'

'એનો સ્વભાવ નાનપણથી જ એવો છે.'

'નહિ એમને મોંએ કહેવું તે ખોટું, પણ આવી હિંમત બહુ ઓછી સ્ત્રીઓમાં હોય છે.'

એ જ વખતે એક આધેડ વયની સ્ત્રી દીવાનખાનામાં આવી. આવતાં વેંત એણે સીતાને નમસ્કાર કર્યા. દામોદરરાવે ઓળખાણ કરાવ્યું: 'આ મારાં પત્ની કમળાબાઈ. અખિલ હિંદ મહિલા પરિષદનાં ઉપપ્રમુખ નીમાયાં છે.'

સીતાએ નમસ્કાર કર્યા.

'કમળાબાઈ સાહેબ ગ્રેજ્યુએટ થયાં છે, નહિ સાહેબ?' પ્રભાકરે પૂછ્યું.

'એલએલ. બી.નું પહેલું વર્ષ કરીને છોડી દીધું.'

'કાલે તમે ખૂબ બહાદુરી બતાવી. મારાં અભિનંદન.' કમળાબાઈએ સીતાને કહ્યું. સીતા શરમિંદી બની નીચું જોઈ ગઈ.

'લીલા ક્યાં ગઈ છે? બોલાવો ને.' દામોદરરાવે કહ્યું. થોડીવારમાં લીલાવતી આવી. સીતા સામે એકી ટશે જોઈ રહી. દામોદરરાવે નજીક બોલાવી: 'લીલુ! આમ આવ. જો આ સીતાબાઈ સાહેબ છે. એમને નમસ્કાર કર. કાલે રાતે એમણે કેવી બહાદુરી કરી ખબર છે? તારે એમના જેવાં હિંમતવાન થવાનું છે.'

લીલા નજીક ન આવી, પગથી જમીન ખોતરવા લાગી.

'સદાશિવનાં છોકરાં બધાં શરમાળ' કમળાબાઈ સામે જોઈ દામોદરરાવ બોલ્યા. સીતા સામે જોઈ ઉમેર્યું: 'આ મારા નાના ભાઈ સદાશિવની દીકરી.'

'સદાશિવરાવ હાલમાં ક્યાં છે સાહેબ?' પ્રભાકરે પૂછ્યું.

'તમને ખબર નથી? અમરેલી પ્રાંતના સુબા નીમાયા છે. શ્રીમંતની અમારા કુટુંબ ઉપર મોટી મહેરબાની છે.'

'ઠીક ત્યારે, અમે રજા લઈશું.' સીતા ઊઠી.

'કેમ કેમ, બેસોને જવાય છે. ચાપાણી પીને જજો.'

ચાપાણી પીતાં સીતા સાથે કમળાબાઈએ વધારે ઓળખાણ કાઢી. સીતાએ ઉપલક વાત કરી ઊઠતાં ઊઠતાં કહ્યું. 'ફરી પાછી આવીશ કોઈ વાર.'

'જરૂર અહીં રહો ત્યાં સુધી આવતાં જતાં રહેજો.'

'નમસ્કાર.'

'પધારજો. નમસ્કાર.'

પગથિયાં ઊતરતાં સીતાના મનમાં મંથન ચાલી રહ્યું હતું. હજી સુધી જુદા પડી આ બાજુ આવતાં રહેવાનું કારણ કોઈને જણાવ્યું ન હતું. વિચાર કરતાં જ એનું મન મુંઝાઇ જતું હતું. કેતકર, માતપિતા, થાણા, મુંબઈ, વગેરે નજર સામે ખડાં થતાં હતાં. બંગલામાંથી નીકળી બહાર આવ્યાં. ગાડીમાં બેસી રસ્તે પડ્યાં. પહોળો ડામરનો સુંદર રસ્તો, રાજમહેલની લોખંડી દિવાલ, અંદરનાં વિધવિધ વૃક્ષો, કશું એના ધ્યાનમાં આવતું ન હતું. વિચારસાગરમાં એ કિનારાથી ક્યાંય દૂર નીકળી ગઇ હતી. સઢ અને સુકાન છૂટા પડેલા વહાણની માફક, એની જીવનનૌકા જાણે કે ભરદરિયે તોફાને ચડી હતી. પાર પહોંચવા એ મથામણ કરી રહી હતી.

પ્રભાકર જમીને કચેરીમાં ગયો. સીતાએ આખો દિવસ વિચારોમાં પસાર કર્યો. રાતે વાળુપાણી કરીને નિરાંતે બેઠાં ત્યારે સીતાએ પ્રભાકરને વાત કરી. ફક્ત એટલું જ કહ્યું: 'કેતકર સાથે મેળ ન મળ્યો; કોઇ રીતે એક–બીજા પ્રત્યે માન અને પ્રેમ નહિ પ્રગટે એમ લાગ્યું તેથી છૂટી થઇ આવી છું. માતપિતાને આઘાત ન લાગે અથવા એઓ ખાલી દોડાદોડી કરી ધમાલ ન કરે માટે અહીં ચાલી આવી છું.'

પ્રભાકરે વધારે કંઇ ન કહ્યું. દુ:ખપૂર્વક સાંભળી રહ્યો. સ્વભાવભેદ માટે દલીલ કરી તો સીતાએ કહ્યું: 'એ બાબતમાં તમારે પોતાને કશું કરવાપણું નથી.' પ્રભાકર મનમાં સમસમી રહ્યો. કેતકર એનો સહાધ્યાયી હતો, પણ સીતાની મનાઇ થવાથી એ ચૂપ રહ્યો.

અર્ધી રાત સીતાએ વિચારમાં કાઢી. કેમે ય ઊંઘ આવે જ નહિ. માતપિતાની યાદે તો એનું અંતર વલોવાઈ ગયું. "બિચારાં

દોડાદોડ કરી રહ્યાં હશે ! મારી બાને તો ખાવાનું ય નહિ ભાવ્યું હોય. ઇંદુ કદાચ કેતકરને એકલો મૂકી ચાલી ગઈ હશે. આ મેં શું કર્યું ? ”

સવારે સ્હેજ મોડી ઊઠી. નાહી ધોઈ ને રસોડામાં ગઈ: ‘ કહો ભાભી, શી મદદ કરું ? ’

‘ કશી નહિ. આ પાટલા પર બેસો. ’ કહીને પાટલો મૂકયો.

સીતા બેઠી. દીવાસળી લઈ ને જમીન પર લીટા કરવા લાગી.

‘ હવે કયાંય નથી જવું. અહીં જ રહેજો સીતાબેન.’ પ્રભાકરનાં પત્નીએ ધીમેથી સાંભળેલી રાતની વાત પરથી થોડું અનુમાન કરીને સીતાને આશ્વાસન આપવા કહ્યું.

‘ હારતો. હવે તો અહીં જ રહેવું છે ને ! ’ એક મૂળથી જ સીતાને ઓછું બોલવાની ટેવ હતી. એમાં મન મૂંઝવણથી ઘેરાયેલું એટલે ભાગ્યે જ શબ્દો નીકળે છે.

જમીને બે ઘડી સૂતી. એક ઊંઘ કાઢીને ઊઠી. ઊંઘમાં વિચાર કર્યો હોય તેમ ઊઠીને કપડાં સરખાં કર્યાં : વાળ સરખા કર્યા. ‘ હું જરા બહાર ફરી આવું ’ કહીને ચાલી.

*

દામોદરરાવ કચેરીમાં ગયા છે. લીલા શાળાએ ગઈ છે. કમળાબાઈ સહેજ આડે પડખે થયાં છે. એ વખતે સીતા આવી. નોકરને કહ્યું: ‘ જાગતાં હોય તો મારા આવ્યાના ખબર આપો. ’

સીતાનો અવાજ સાંભળીને કમળાબાઈ બેઠાં થયાં.

‘ આવો સીતાબાઈ, જાગું છું. ’

સીતા અંદર ગઈ. પલંગ પર એક છેડે બેઠી.

‘ કહો કેમ છો ? ’

‘ સારું. ’ સીતા મનમાં વિચાર ગોઠવવા લાગી.

કમળાબાઇએ સીતા સામે જોઈ ને પૂછ્યું: ‘ બોલો જે કંઈ કહેવું હોય તે વિના સંકોચે કહો. ’

'હું અત્યારે થોડી ખાસ અંગત વાત કરવા આવી છું.'

'એ તો તમારા ચહેરા પરથી સમજાય છે. કહો.'

સીતાને સૂઝતું નહોતું કઈ રીતે વાત શરૂ કરવી. આખરે એ બોલી : 'હું એક સુખી માબાપની એકની એક લાડકી દીકરી છું. એક મોટા અમલદારની પત્ની છું. મારા પતિ સાથે મતભેદ થવાથી અહીં મારા ભાઈ પાસે આવી છું. એ દિવસ તમે સગી મા જેવું હેત બતાવ્યું તેથી આ વાત કરવા આવી છું.'

'બહુ સારું કર્યું. તમારે મારી જે કંઈ મદદ જોઈએ તે.કહેજો.'

'મારે બીજી કશી મદદ જોઈતી નથી. મને થોડું ઘણું કામ જોઈએ છીએ. મારા ભાઈને એમની સાથે રહું તે જ ગમે પણ હું સ્વતંત્ર કામ કરવા ઈચ્છું છું, અને બને તો રહેવાનું પણ સ્વતંત્ર પસંદ કરું.'

'કામ તૈયાર છે. આ વરસે આપણાં પ્રમુખ મહારાણી-સાહેબ છે. એટલે કામનો બધો બોજો મારા પર છે. મારે એક મદદનીશની જરૂર હતી જ. તમે ક્યાં સુધી અભ્યાસ કર્યો છે?'

'પ્રીવિયસ સુધી.'

'હા, એ તો આપણે વાત થઈ હતી. તમને ટાઈપ આવડે છે?'

'હું શીખી લઈશ.'

'અંગ્રેજી લખવાની ટેવ છે?'

'બહુ નથી.'

'કંઈ હરકત નહિ. તમારે રહેવા માટે સ્વતંત્ર મકાન જોઈએ તો આપણા બંગલામાંથી જ એક રૂમ કાઢી આપીશ.'

'બસ, આભાર.'

'તમને માસિક ચાળીસ રૂપિયા બસ થશે એમ માનું છું.'

'મને પચીસ રૂપિયા પૂરતા છે.'

'બહુ સારું. ત્યારે ક્યારથી આવશો?'

'આવતી કાલથી જ.'

'સારું. ત્રણચાર કલાકનું કામ રહેશે. આઠ દિવસમાં માહિતગાર થઈ જશો પછી વધારે વખત નહિ થાય. આપણી લીલાને અભ્યાસમાં પણ મદદ થશે.'

'જરૂર. મારા બચત સમયમાં એને હું શીખવીશ.'

'ખાસ કરીને વ્યાયામ અને સંગીતમાં એને હોશિયાર બનાવો. મિ. પ્રભાકર કહેતા હતા કે તમે બન્નેમાં પ્રવીણ છો.'

'પ્રવીણ તો ઠીક. બનતી મદદ કરીશ.'

'અને રહેવાનું લીલાના વાચનખંડમાં જ રાખજો. એ અલાયદો અને શાંતિવાળો ઓરડો છે. તમને ત્યાં વધારે ફાવશે. ચાલો બતાવું.' કમળાબાઈ ઊઠયાં.

સીતાએ ઓરડો જોયો. એક બાજુ ટેબલ ને બેત્રણ ખુરશી પડયાં હતાં. ભીંતિયા કબાટમાં પુસ્તકો હતાં. બાકી આડી-અવળી નકામી ચીજો પડી હતી.

કમળાબાઈએ એ ચીજો તરફ જોઇ કહ્યું: 'આ બધું કઢાવી નાંખીશ.'

'બસ તો જગ્યા પૂરતી છે.'

'અને આ આપણું કાર્યાલય' બહાર નીકળતાં કમળાબાઈએ સામે હાથની નિશાનીથી બતાવતાં કહ્યું. સીતા પાછળ પાછળ ગઈ.

'જુઓ આ ફાઇલો, આ રીપોર્ટો. અહીં તો જરૂર પૂરતું રાખ્યું છે.'

'આ મુખ્ય કાર્યાલય નથી?'

'ના, મુખ્ય કાર્યાલય મુંબઈ. મુખ્ય મંત્રી મુંબઈનાં એક બહેન છે.'

'ઠીક ત્યારે, અત્યારે રજા લઈશ.'

'હા આવજો. તમારી રૂમ સાફ કરાવી રાખીશ.'

સીતાએ રજા લીધી. કમળાબાઈના મનમાં થયું: ખૂબ ઉપયોગી મદદનીશ મળી ગઈ. અત્યંત સાદી અને બાહોશ.

સીતા બહાર નીકળી. ઘર તરફ ઉતાવળે ચાલી. મનમાં વિચારો ઘોળાવા લાગ્યા:

" મહિલા પરિષદ શું કામ કરતી હશે? એના પ્રમુખને શું કામ રહેતું હશે? આખા હિંદની સ્ત્રીઓની આ એકની એક સંસ્થા કેવી જબરજસ્ત હશે! અહો મારાં કેવાં સદ્‌ભાગ્ય. ઈશ્વરે જ મને આ કામ મેળવી આપ્યું. નહિતર મારા દિવસો કેમ જાત? પણ કાયમ અહીં રહેવાનું છે? કાયમ તો ક્યાંથી રહેવાય? બા, બાપુ બિચારાં રોઈ રોઈને અર્ધાં થયાં હશે. અને કેતકર? એ પણ પાછળથી પસ્તાયો હશે. એના પણ શોકનો પાર નહિ હોય. મને મનગમતી પ્રવૃત્તિ મળી પણ આ લોકોનું દુઃખ કેમ જોયું જશે? એમને ટળવળતાં રાખીને અહીં નિરાંતે કેમ રહેવાશે?"

સીતા ફરી પાછી વિચારવમળમાં સપડાઈ.

## ૨૬

આખા જગતને હસાવનાર, પ્રફુલ્લિત ને ચેતનવંતું બનાવનાર સૂર્યનારાયણ આંગણામાં આવીને ઊભા રહ્યા ત્યારે કેતકરના બંગલામાં ઉદાસીનતા, નિરાશા અને નિષ્પ્રાણ ગમગીનીના ઓળા છવાઈ ગયા હતા. નોકર ચાકર દબાતે સાદે, દુઃખભર્યા અવાજે અંદર અંદર વાતચીત કરતા હતા:

'સાહેબે અર્ધી રાતે કાઢી મૂક્યાં!'

'ના, ના; પોતાની મેળે ચાલ્યાં ગયાં.'

'આ દરવાન કહે છે એ ખોટું. મોટે સાદે સાહેબ ધમકાવતા હતા અને સીતાબાઈ રડતાં હતાં.'

'હશે ભાઈ. મોટા માણસના ઘરની વાતમાં આપણુને શી ખબર પડે? મોટાની વાત મોટી.'

'પણ સીતાબાઈ જતાં સુખ અને લક્ષ્મી બેય પરવાર્યાં સમજવાં.'

'એ વાતમાં શું માલ છે? સાહેબને સુખમાં કશી કમી આવવાની નથી. એને તો એક નહિ તો બીજી.'

'આપણી તો જીવાદોરી હતી' સામંત માળી બોલ્યો. 'એવી ભલી બાઈ હવે ક્યાંથી મળે?'

'કોઈને કદી એણે ઊંચે સાદે બોલાવ્યા નથી.'

'અરે આ મહારાજનો વાંક હોય તો પોતાને માથે ઓઢી લે.'

'અરે મહારાજની વાત શું કામે કરે છે. મેં એકવાર મેંદી જરાક વધારે કાપી નાંખેલી ને સાહેબ વઢવા લાગ્યા તો કહે એ તો મેં કાપી છે. કહો. ખરી રીતે એમણે તો એક હાથ દોઢ હાથ કાપી હશે.'

'પણ વાંધો શાથી પડ્યો?' કાલુખાંએ પૂછ્યું.

'આપણને શી ખબર પડે?' રસોયાએ કહ્યું, 'બાકી સાહેબને ગમતાં નહોતાં પહેલેથી જ.'

'એમને તો આ નવી બાઈ આવી છે એ ગમે છે' ઘાટી બોલ્યો.

'કોણ પેલી મઢમ જેવી છે એ ને?'

'હા. માંદી માંદી આવી'તી અને અત્યારે લાલઘૂમ થઈ ગઈ છે એ!'

'બીજું તો કાંઈ નહિ: આપણાં છોકરાંનું ટળી ગયું.'

'જેવી પ્રભુની મરજી' સામંતે નિઃસાસો નાંખ્યો.

નીચે આમ નોકર ચાકર ચિંતામગ્ન છે; ઉપર કેતકર અને ઈંદુ–યમૂ પણ શોકાતુર બન્યાં છે. કેતકરે કાગળ વાંચીને ટુકડે ટુકડા કરી નાંખ્યા. ચીડાઈ જતાં બોલ્યો : 'આવું તો ઘણીવાર થાય છે. એકવાર આવી જ રીતે એના બાપ પાસે જતી રહી હતી. તે દિવસે હાથે પાણી ભરવા માટે તકરાર થયેલી.'

'પણ હવે તપાસ ક્યાં કરવી?' ઇંદુએ પૂછ્યું.

'તપાસ શાની કરવાની? આવશે એની મેળે રખડીને. ક્યાં જવાની છે? અને નહિ આવે તો એના વિના શું અધૂરું રહી જવાનું છે?'

'એવું હોય કેતકર! બહુ ખરાબ કહેવાય.'

'કશું ખરાબ નથી. મારે મન ખરું પૂછ તો ટાઢે પાણીએ ખસ ગઈ છે!'

'બસ કર, યશવંત. એનાં વૃદ્ધ માતપિતા કેટલાં દુઃખી થશે?'

'એ ત્યાં જ ગઈ હશે.'

'પત્રમાં લખે છે ને કે ત્યાં નહિ જાઉં.'

'એ તો ખોટી. હમણાં નાસ્તો પાણી કરીને હું મુંબઈ જાઉં છું. સમજાવી જોઈશ. સહેજે આવશે તો ઠીક છે નહિતર પછી છેલ્લી વાત કરતો આવીશ.' કેતકર એકદમ ઊઠ્યો. ઈંદુ કંઈક બોલવા જતી હતી પણ એનાથી ન બોલાયું. એને થયું: સીતા આ રીતે ચાલી ગઈ! કેતકર મને પરણવા ઇચ્છે છે? સીતા જેવી ભોળી, સાચકલી સ્ત્રીને કેમ છેતરાય? છેતરીને સુખી થવાય? પણ એ બોલી શકી નહિ. કેતકર ચાલ્યો ગયો અને ઈંદુ એમ ને એમ બેસી રહી.

કેતકરે ચાનો કપ પીને કપડાં પહેર્યાં. મોટરમાં બેસવા જતાં

રસોયાને કહ્યું : ' મા'રાજ, મહેમાનને જમાડી દેજો. તમારાં બાઈ-સાહેબ દાદર ગયાં છે તે તેમને મળીને હું પાછો બપોર સુધીમાં આવી જાઉં છું. '

*

ગોવિંદરાવ પોતાના નિયમ મુજબ સાડાનવ વાગે જમવા બેસવાની તૈયારી કરે છે ત્યાં અચાનક કેતકરની હેટ દેખાઈ. ઉપર આવીને એણે નમસ્કાર કર્યા.

' ઓહો અણ્ણાસાહેબ, તમે ક્યાંથી ? '

' હું જરા ઉતાવળે આવ્યો છું ' ગભરાટ બતાવતાં કેતકર બોલ્યો.

' કેમ ? '

' સીતા અહીં આવેલ છે ? '

' ના ! ' ગોવિંદરાવની ચિંતા વધી. સીતાની બા રસોડામાંથી બહાર આવ્યાં.

' એઓ આજ વહેલી સવારનાં ક્યાંક ચાલ્યાં ગયાં છે ! '

' હેં ! ' સીતાની બા ચમક્યાં. એમનું શરીર ધ્રૂજવા લાગ્યું.

' આપ નીચે બેસો. નિરાંતે વાત કરું. '

સીતાની બા નીચે બેઠાં. કેતકર ખુરશી પર બેઠો અને વાત આગળ ચલાવી: ' કાલે રાતે એ વહેલાં સૂઈ ગયેલાં. હમણાં હમણાં એમનું મન ભક્તિભાવ તરફ વધારે રહેતું હતું. આખો દિવસ અભંગ ગાયા કરે, મરજીમાં આવે ત્યારે ખાય, કોઈવાર સાગેનાં ઝૂંપડાંઓમાં ચાલ્યાં જાય. '

સીતાની બાએ ભયભીત નજરે ગોવિંદરાવ તરફ જોયું.

' બે માસ પહેલાં અહીં આવી ત્યારે તો કંઈ નહોતું, ' ગોવિંદરાવ બોલ્યા.

'હં. પછી ક્યાં ગઈ?' સીતાની બાએ ઉતાવળ કરી.

'બસ સવારે ઊઠીને જોયું તો બંગલો સૂનો હતો.'

'તમે ક્યાં ક્યાં તપાસ કરાવી?'

'બધાં જંકશનો પર તાર કરાવ્યા. અને હું જાતે અહીં તપાસ કરવા આવ્યો.'

'ક્યાં ગઈ હશે?' સીતાની બાનો કંઠ રુંધાયો.

'મને લાગે છે' કેતકર દુખિત સ્વરે બોલ્યો, 'પંઢરપુર અગર કાશી તરફ ગયાં હોવાં જોઈએ.'

'શાથી જાણ્યું?'

'મેં કહ્યું નહિ આપને? એમના મનોભાવ ઉપરથી જણાતું હતું.'

ગોવિંદરાવ ઊઠ્યા. 'ચાલો આપણે નાગપુર અને પંઢરપુર તાર કરીએ.'

'નાગપુર?'

'હા. મારો નાનો ભાઈ ત્યાં છે.'

'તો આપ બેસો. હું જઈને તાર કરી આવું છું.'

ગોવિંદરાવે ધ્રૂજતે હાથે તાર લખ્યા.

કેતકર તાર કરવા ગયો. ગોવિંદરાવ ચિંતાભરી નજરે જમીન તરફ તાકી રહ્યા.

'ક્યાં ગઈ હશે?' સીતાની બાએ સજળ નેત્રે પૂછ્યું.

'શી ખબર પડે?' ગોવિંદરાવની આંખમાં પણ મોતીનાં બિંદુ દેખાયાં.

'અરેરેરે મારી દીકરી!' સીતાની બા રડતે અવાજે બોલ્યાં.

'આપણે બનતી તપાસ કરવી. તારથી નહિ પતે તો હું જાતે જઈશ' ગોવિંદરાવે કહ્યું.

'તમે ક્યાં જશો?'

'ગમે ત્યાંથી ખોળી કાઢીશ.'

'એ કયાંથી જડે?'

'જડયા વિના કેમ રહે? હું કોર્ટમાં જઈ રજા લઈ આવું. કેતકર આવે એટલે જમાડી દેજો. એ પણ બિચારો કેટલો દુઃખી થઈ ગયો છે.'

'બહુ સારો છોકરો છે. સીતા કહેતી હતી કે તેના પર ઘણું હેત રાખે છે.'

'એટલે જ સીતા વિના આટલો વ્યાકુળ બની ગયો છે.'

એવામાં કેતકર આવી પહોંચ્યો. 'કેમ તાર થઈ ગયા?'

'હાજી. હવે હું રજા લઈશ.'

'તમે જમી લ્યો, પછી જજો' સીતાની બાએ કહ્યું.

'નહિ, મારે નથી જમવું. એકવાર સીતાને જોઈને પછી જ જમીશ.'

'એમ ન ચાલે. ઉતારો કપડાં, નહિતર અહીં ટેબલ પર લાવો.' સીતાની બા થાળી લેવા ગઈ.

'આપ જમ્યા?' કેતકરે પૂછ્યું.

'ના.'

'તો હું પણ આપને કોર્ટમાં પહોંચાડી સીધો થાણા જઈને જમીશ. મને અત્યારે ભૂખ પણ નથી.'

કેતકર નીચે ઊતર્યો. ગોવિંદરાવ પણ પાછળ ઊતર્યા. ગોવિંદરાવને કચેરી પાસે ઉતારી કેતકર સીધો થાણા તરફ હંકારી ગયો.

ગોવિંદરાવ બે કલાકમાં ઘેર પાછા આવ્યા. આવતાં વેંત પૂછ્યું: 'કોઈના જવાબ આવ્યા?'

'ના.' સીતાની બા ઉદ્વેગભરી ઊભી થઈ. એ પોતે પણ જમ્યા વિના જ બેઠી હતી. ગોવિંદરાવ ટોપી અને ખેસ ખીંટીએ લટકાવી બેઠા. શ્વાસ ખાઈને બોલ્યા: 'રાત સુધીમાં કોઈનો જવાબ આવે તો ઠીક છે, નહિતર હું મધરાતની ગાડીમાં જઈશ.'

'તમે થોડું જમી લ્યો.'

'ના. તમે જમ્યાં?'

'ના.'

એક બીજા સામે ગમગીન ચહેરે ઉદ્વેગભરી નજરે જોઈ રહ્યાં.

જોષી દંપતીએ મહામુસીબતે બપોર કાઢ્યા. રાત પડી પણ કોઈના સમાચાર આવ્યા નહિ. સીતાની બાને ફફડતી મૂકી, રાતની ગાડીમાં ગોવિંદરાવ પૂના થઈ પંઢરપુર જવા રવાના થયા.

## ૨૭

ગોવિંદરાવને કચેરી પાસે ઉતારી કેતકર થાણાને રસ્તે ચાલી નીકળ્યો. મુંબઈ મૂક્યું તેવા જ એના મનમાં વિચારો શરૂ થયા: "ઈંદુ બિચારી જમ્યા વિના બેસી રહી હશે. સીતા અહીં નથી આવી એટલે બીજે ક્યાંય ચાલી ગઈ લાગે છે. ક્યાં ગઈ હશે? જ્યાં હશે ત્યાંથી એની મેળે આવશે. અને આવે કે ન આવે મારો નિશ્ચય પાકો છે. ઈંદુ પોતે કબૂલ થઈ છે. એને માત્ર સીતાને આઘાત લાગવાનો ભય હતો. હવે એ ભય આપમેળે નાબૂદ થયો. ભાસ્કરને સમજાવવો એ તો રમત વાત છે. અને

ગોવિંદરાવને પણ હવે કહી શકાશે કે શું કરું? એની આશા જ ન રહી. અને બીજી બાજુ ઈંદુ મારે માટે ઝૂરતી હતી, રીબાતી હતી. ચાલો, આ બધું આપોઆપ સરખું ઊતરી ગયું. મારા પર ઈશ્વરની મહેરબાની છે!'

કેતકર લહેરમાં આવી ગયો. પોતાને બંગલે આવ્યો ત્યારે બાર ઉપર બે થયા હતા. ઈંદુ–યમૂ જમીને પાનાં રમતાં હતાં. ઘડીએ ઘડીએ કેતકરની રાહમાં બારી બહાર નજર કરતાં હતાં. મોટરનો અવાજ સંભળાયો એટલે ઈંદુ ઊઠીને બારીએ ડોકાઈ. કેતકરને હોંશભર્યો ઉતાવળો આવતો જોયો. એને થયું કે પત્તો લાગ્યો લાગે છે. ઈંદુ દાદરે સામી આવી. પૂછ્યું: 'મળ્યાં?'

'ના, ન મળી.'

'ત્યારે હવે શું થશે?'

'મળશે મળવી હશે તો!' કેતકર ટોપો બાજુ પર મૂકી આરામખુરશીમાં પડ્યો. ઈંદુ સામે પલંગ પર બેઠી.

'આ રીતે ચાલ્યાં ગયાં એ ઠીક ન કહેવાય.'

'તું હજી એને ઓળખતી નથી. એના કાકાને ત્યાં નાગપુર ગઈ હશે. એના પિતા આજે જશે તે તેડી લાવશે. તમે જમ્યાં?'

'હા. તમે?'

'હું થોડીવાર થાક ખાઈને બેસું છું. યમૂબેન, તમે કંઈ બહુ ગંભીર બની ગયાં છો,' કેતકરે પૂછ્યું.

'આપણે ભાઈ હવે અહીં નથી રહેવું.'

'ત્યારે ક્યાં રહેવું છે?'

'કલ્યાણ.'

'ઠીક એનો વિચાર પછી કરશું. હું જરા જઈને જમી આવું.' કેતકર નીચે ઊતર્યો. ઈંદુ પણ સાથે ઊતરી. કેતકરની બાજુમાં ખુરશી પર બેઠી.

રસોયાએ થાળી મૂકી. કેતકરે જમવાનું શરૂ કરતાં ઈંદુને કહ્યું: ' જો ઈંદુ, આજની મેં રજા લીધી છે એટલે આજે આપણે કલ્યાણ જઈ આવીએ. યમૂને અહીં ગમતું નથી તો ભલે એ ત્યાં જ રહે. '

' મારે પણ હવે કલ્યાણ જ રહેવું છે. '

' તમારે હજી વાર છે, ' કેતકરે અર્થભરી નજરે સામું જોઈ કહ્યું.

' કેમ વાર છે ? '

' આઠ દિવસ પછી ખબર પડશે. '

' તું બહુ ખરાબ છો, યશૂ. '

' અને તું બહુ સારી છો ? '

' મા'રાજ, રોટલી લાવો. '

રસોયો રોટલી લઈ આવ્યો. કેતકરે પૂછ્યું: ' તમે જમ્યા ? '

જવાબ આપ્યા વિના એ પાછો ચાલ્યો ગયો.

' આ લોકો આજે આપણા ઉપર રીસે ભરાયા લાગે છે. '

' આ લોકો કોણ ? '

' મા'રાજ, સિપાઈ, ઘાટી, માળી વગેરે. '

' એ તો દેખાવ પૂરતા, એકાદ દિવસ. '

' મને હવે અહીં નહિ ગમે, યશૂ. '

' ગમી જશે ધીરે ધીરે. '

' સીતા ગઈ, યમૂ જશે; પછી કેમ ગમશે ? '

' હું છું ને ? '

' તારા સમ, નહિ ગમે યશૂ. '

' તો યમૂને સમજાવીને આપણી સાથે રાખશું. '

' યમૂ માનશે ? '

' પછી તારે કાયમ રહેવાનું થશે એટલે એને ગમશે. '

‘ પછી ક્યારે ? ’

‘ આઠપંદર દિવસ પછી. ’ કેતકરે ફરી ઈંદુ સામે જોયું. ઈંદુ સમજી ગઈ. એનું મન હર્ષ અને ગ્લાનિની બેવડી લાગણીઓ અનુભવવા લાગ્યું. એનું અંતર કોઇ અકળ મૂંઝવણથી ડંખતું હતું. અને મનમાં ભાવિ જીવનની ભૂતકાળની કલ્પનાઓ તાદૃશ થતાં આનંદની ઊર્મિઓ ઊઠતી હતી. કઈ લાગણીને માન આપવું, કઈ લાગણી તરફ ખેંચાઈ જવું, પોતે જાણ્યે અજાણ્યે અંતરના કયા પ્રવાહમાં ઘસડાઈ રહી છે એનું એને પોતાને પણ ભાન ન રહ્યું.

જમીને કેતકર ઈંદુ–યમૂને લઈ કલ્યાણ તરફ હંકારી ગયો.

પાછળ રહેલા માળી, ઘાટી, રસોયો, સિપાઈ વગેરે નોકરો, જીવ વિનાના ખોળિયા ફરતા ડાઘુ બેસે તેમ, ટોળે વળીને ખિન્ન મને ચોકમાં બેઠા. સીતાના સદ્‌ગુણોને સંભારી સંભારીને હૃદયનું દુ:ખ હળવું કરવા લાગ્યા.

કોઇને ખાવું પણ ભાવ્યું નહિ. જાણે કોઈ વહાલું સ્વજન, અંતરિયાળ મૂકીને ચાલ્યું ગયું હોય, એમ સૌને લાગતું હતું.

બાર વાગ્યાને સુમારે સામંત માળીએ સુંદરાને કહ્યું: ‘ જા તું જઈને ઝૂંપડે ઝૂંપડે કહી આવ. છોકરાં રાહ જોઇ રહેશે. ’

પણ સુંદરાના પગ ભાંગી ગયા હતા. એને થયું આ ખબર સાંભળીને છોકરાં તથા એમનાં માબાપને કેવો આઘાત લાગશે ? એણે માળીને કહ્યું: ‘ સામંત, તું જ કહી આવ. મને આજે ઠીક નથી. ’

‘ હું જાઉં તો મારી મા મને ખાઈ જ જાય ને ! કહેશે: “ મૂઆ, તું ક્યાં હતો ? તેં કેમ જવા દીધાં ? સા’બે કાઢી મૂક્યાં તો આપણે રાખત.” તું જા, સુંદરા, આપણો જીવ નથી ચાલતો. ’

ન છૂટકે સુંદરા ગઈ.

*

છેક મોડી રાતે કેતકર પાછો ફર્યો ત્યારે ઈંદુ-યમૂ એની સાથે હતી. રસોયાએ પૂછ્યું: 'સાહેબ, પીરસું?'

'ના, અમે જમીને આવ્યાં છીએ.' કેતકર ઉપર ચાલ્યો ગયો.

મા'રાજ, ઘાટી, વગેરે નોકરો એમની પાછળ ક્ષણભર જોઈ રહ્યા.

## ૨૮

ચાર પાટલીએ પહેરેલું તદ્દન સફેદ ધોતિયું, એવું જ સફેદ પહેરણ, પગમાં કોંકણી ચંપલ, ગળામાં સાથળ સુધી ઝૂલતો ખેસ, માથે ઊંચી દિવાલવાળી ગાંધી ટોપી, બગલમાં નાનો બિસ્ત્રો અને હાથમાં થેલી: ગોવિંદરાવ થાણા સ્ટેશને ઊતર્યા.

મજૂરે પૂછ્યું: 'શેઠ, ઉપાડી લઉં?'

'ના ભાઈ.'

ગોવિંદરાવ દાદરો ઊતરીને બહાર આવ્યા. ગાડીવાળાએ આગળ આવી પૂછ્યું: 'શેઠ, ક્યાં જવું છે?'

'કેતકર સાહેબને બંગલે.'

'અર્ધો માઈલ દૂર છે. આવી જાઓ સાહેબ!'

'ના, બેસવું નથી. કયે રસ્તે જવાય છે?'

'આ બાજુ સીધા ચાલી વળી જજો. ત્યાંથી ગામ મૂકીને દૂર આંબાવાડિયામાં છે.'

'ઠીક સારું.' ગોવિંદરાવ ચાલ્યા.

થોડું ચાલ્યા ત્યાં પાછળ કંદોરાના ઘુઘરા સંભળાયા. કાળાભમ્મર ઘાટીલા પગમાં માત્ર ચંપલ: લંગોટ ઢંકાય તેવડું

પહેરણ : માથે લાલ ફેંટા. મોટી જાડી મૂછો. સહેજ આગળ પડતા કપાળમાં ગોળમટોળ સફેદ ચાંદલો. કેડમાં લંગોટ બાંધવાના રૂપેરી કંદોરાના ઘુઘરા વાગતા આવે છે. હાથમાં ગુલાબ અને મોગરાનાં સુગંધી ફૂલની ટોપલી છે. સામંત માળી બાજુમાં થઈને પસાર થયો. ગોવિંદરાવે પૂછ્યું:

'ફૂલ લઈને ક્યાં દોડ્યો જાય છે?'

'અમારા સાહેબનાં લગ્ન થાય છે.'

'કયા સાહેબ?' ગોવિંદરાવે ચાલતાં ચાલતાં શાંતિથી પૂછ્યું.

'કેતકર સા'બ.'

'કયા કેતકર?' ગોવિંદરાવ ઊભા રહી ગયા.

'આસિટં કલેટર.'

'તું કોણ છો?'

'હું એમના બંગલાનો માળી છું.' સામંત પણ ઊભો રહ્યો.

'સાચું કહે છે?'

'હાજી, ખોટું શા માટે કહું? આપ ક્યાંથી આવો છો?'

'પંઢરપુરથી.'

'જાત્રાળુ લાગો છો. આવો મારી સાથે પાંચ પૈસા મળશે. સા'બ દુલ્લો માણસ છે.'

પણ ગોવિંદરાવ જડની માફક ઊભા થઈ રહ્યા છે. એમના મગજમાં અનેક વિચારો એકસામટા ધસી આવ્યા: "શું કેતકર ફરી પરણતો હશે? ના. ના; એવું ન બને." વળી ઊલટો વિચાર આવ્યો: "ન શું બને? પંદર વીશદિવસ વીત્યા. હું રખડી રખડીને પાછો આવ્યો. એ પણ બિચારો થાક્યો હોય તો પરણેય તે!"

'ઠીક બાપા, રામરામ. મારે જરા ઉતાવળ છે.'

'હા ભાઈ, રામરામ.' ગોવિંદરાવે નમસ્કાર કર્યા અને પાછા ફર્યા.

ગોવિંદરાવને પાછા ફરતા જોઈ સામંતે કહ્યું: 'તમારે આવવું હોય તો ચાલો મારી સાથે. જમીને પછી જજો...' થોડો વખત વિચારમાં પડી જઈ પૂછ્યું: 'તમે એમના કંઈ સગા થાઓ છો ?'

'સગો તો થાઉં છું પણ...' ગોવિંદરાવથી ન બોલાયું.

સામંત અટકી ગયો. એ સમજ્યો નહિ કે આ વૃદ્ધ આટલો દુ:ખી શાથી થઈ ગયો. એણે ફરી પૂછ્યું: 'શું સગા થાઓ છો, બાપા.'

'હું એમનો સસરો થાઉં છું.'

'આપ અમારાં બાઈસાહેબના પિતાજી થાઓ છો ?'

'હા. તારા સાહેબને કહેજે: બહુ ઉતાવળ કરી. ભગવાન એનું ભલું કરે.' ગોવિંદરાવ પરાણે પાછા વળ્યા.

સામંત પણ પાછો ફર્યો. 'સીતાબેનનો પત્તો લાગ્યો ?'

'ના, નથી લાગ્યો. જેવી પ્રભુની મરજી.' ગોવિંદરાવ સ્ટેશન તરફ ચાલવા લાગ્યા.

સામંત સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. ઘણીવાર સુધી જોઈ રહ્યો. ગોવિંદરાવના કકળતા હૃદયની લાગણીઓના જાણે એના અંતરમાં પડઘા પડતા હતા. ગોવિંદરાવ ઘણે દૂર ગયા એટલે એક નિ:સાસો નાંખીને એ બંગલા તરફ ચાલ્યો.

*

નાનકડા બંગલાના વિશાળ ચોગાનમાં ખુરશીઓ ગોઠવી છે. ખુરશીઓ આગળ જમવાનાં ટેબલ મૂકચાં છે. ટેબલ ઉપર મેવા મીઠાઈની ખૂબસૂરત રકાબીઓ અને રંગબેરંગી પીણાના શીશા ગોઠવાયેલા છે.

કેતકરની બાજુમાં જ, કેતકરને મનપસંદ જોર્જેટની ઉમદા સાડી પહેરીને ઇંદુ બેઠી છે. બન્નેના ગળામાં ફૂલહાર મહેકી રહ્યા

છે. ઇંદુની બાજુમાં યમૂ બેઠી છે. કેતકરની જોડે ડૉ. ભાસ્કર બેઠા છે. આજુબાજુ થોડા કલાર્કો, બેત્રણ વકીલો, અન્ય મિત્રો મળી પંદરવીશ સ્ત્રીપુરુષોનો જુમલો જામ્યો છે. ગમ્મતભર્યો વાર્તાલાપ કરતાં મોડી રાતે પાર્ટી ખલાસ થઈ.

મહેમાનો વિખરાયાં. ડૉ. ભાસ્કરે સહકુટુંબ રજા લીધી. સૌને વળાવવા આવીને ઈંદુ સાથે કેતકર બંગલામાં પેઠો. એ વખતે પાછળના બાગમાં ઉભેલી સામંત માળીની વૃદ્ધ મા કકળી ઊઠી: “મૂઓ લાજતો ય નથી. મારી દેવી જેવી સીતાબાઈ ક્યાં યે રઝળતી હશે! આને છે કાંઈ!” એવામાં સામંત વધેલું ખાવાનું લઈ આવ્યો. મીઠાઇ, સંતરાં, કાજુ, દ્રાક્ષ વગેરેથી ભરેલી રકાબીઓ ધરીને કહે: ‘લે મા, લઇ જા ઘેર.’

‘નાંખ ઉકરડે. એ હરામીનું મારે કાંઇ નથી ખાવું!’

સામંત જોઇ રહ્યો. એની મા રીસભરી ઘર તરફ ચાલી ગઇ.

## ૨૯

ગોવિંદરાવ પાછા આવ્યા ત્યારે, ઉજાગરા, ભૂખ અને ચિંતાથી સીતાની બા અર્ધી થઈ ગઈ હતી. એક તો ઊતરતી અવસ્થા: એમાં એકની એક દીકરી ખોવાઈ ગઇ. ગોવિંદરાવ પણ પંદર દિવસના રઝળપાટ અને થાકને લીધે કૃશ થઇ ગયા હતા. એમનો ચહેરો જોઈને જ સીતાની બા સમજી ગઈ. બિસ્ત્રો અને થેલી લઈ લીધાં. ખેસ અને ટોપી લઈ ખીંટીએ લટકાવ્યાં. પાણીનો લોટો પગ ધોવા મૂકયો અને ગોળની કાંકરી તથા પીવાનું પાણી લાવી એક બાજુ ઊભી રહી.

ગોવિંદરાવ હાથનો ટેકો દઈને ઊઠયા. ‘ કેમ બહુ થાકયા લાગો છો ?’

‘ હા, જરા થાક લાગ્યો છે.’ ગોવિંદરાવે હાથપગ ધોયા. મોં ધોયું. ટુવાલથી હાથપગ લૂછતાં ઓરડામાં આવ્યા અને “ પાંડુરંગ, પાંડુરંગ ” બોલી સાદડી પર બેઠા. ‘ કેમ કોઈનો જવાબ ?’

‘ હા, નાગપુરથી પત્ર આવ્યો છે. ત્યાં નથી. ઊલટી એ લોકોને ચિંતા કરાવી.’

‘ હશે. ’

‘ કેતકરનો ય કાંઈ જવાબ નથી. તમે ગયા પછી ડોકાયો જ નહિ.’

‘ એણે બનતી તપાસ કરી હશે.’ ઉદારચરિત જોષીએ મનનું દુઃખ મનમાં શમાવ્યું.

‘ જેવાં આપણાં નસીબ’ કહીને સીતાની બા ગળગળી થઈ ગઈ.

ગોવિંદરાવે દુઃખ ભૂલવા ટિળકગીતા કાઢી. મનમાં ગણગણવા લાગ્યા: ‘ तस्मात् अपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि । ’

ધીરે ધીરે દિવસ વીતતાં ગોવિંદરાવનું દુઃખ ઓસરવા લાગ્યું. સીતાની બાનો વલોપાત ચાલુ જ હતો; એમાં જ્યારે ઊડતા ખબર મળ્યા કે કેતકરે લગ્ન કર્યાં છે ત્યારે એના દુઃખનો પાર રહ્યો નહિ.

દુઃખના ભારથી જોષી દંપતીને અકાળે વૃદ્ધ થયેલાં જોઈને પાડોશણો બોલવા લાગી: ‘ આવાં ઘરડાં, અગરાજ માબાપની આંતરડી દૂભવીને કેતકર કદિ સુખી નહિ થાય !’

*

આ બાજુ કેતકર સુખસાગરમાં હિલોળે ચડયો. એની નજર સામે મનોહર સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ. પોતાના હૃદયમાં ભરેલી તમામ કલ્પના અને તમામ સુખાશાઓ ઇંદુના મીઠા સહવાસમાં એ

પરિપૂર્ણ કરવા લાગ્યો. કેતકરને લાગ્યું: ‘ હવે સ્વર્ગ મારા હાથમાં છે. ’ ફરવામાં સાથે, કલબમાં સાથે, સિનેમામાં સાથે, સહેલગાહોમાં સાથે, એક કોર્ટ–કચેરી સિવાય ચોવીસે કલાક ઇંદુ–યશવંત સાથે ને સાથે. ઊછરતાં યુવક યુવતીઓ આ નવદંપતી ફરતાં વીંટળાઈ વળ્યાં. કેટલાંકે પોતાનાં ભાવિ દાંપત્ય જીવનનાં આદર્શપદે કેતકર-યુગલને સ્થાપ્યું કેતકર દંપતીના સુખસરોવરનાં બિલોરી જળમાં પ્રતિબિંબ નીરખતો બંગલો હસવા લાગ્યો. સિનેમાના ઝડપી ચિત્રપટની માફક એક પછી એક જીવનદશ્યો પલટાવા લાગ્યાં. દિવસો ઉપર દિવસો પસાર થવા લાગ્યા.

સીતાની સ્મૃતિ ધીમે ધીમે ધસાતી જતી હતી.

પણ ઇર્ષાખોર મનાતી વિધાતાએ રંગમાં ભંગ પાડ્યો. એક સવારે કેતકર ચાપાણી પી ઈંદુ સાથે ફરવા જવાની તૈયારી કરે છે ત્યાં કોલ્હાપુરથી મામાનો તાર આવ્યો :

“ માતુશ્રી ગંભીર બિમાર છે. તરત જ આવો. ”

પહેલી ગાડીમાં કેતકર કોલ્હાપુર જવા નીકળ્યો. સ્ટેશન પર છૂટા પડતાં સ્નેહગદ્‌ગદ્ સ્વરે બોલ્યોઃ ‘ ઈંદુ ! હું બે દિવસમાં પાછો આવી જઈશ. ગભરાતી નહિ. યમૂ ! મોટી બેનને સાચવજે. ’

કેતકર ગયો. કોલ્હાપુર પહોંચ્યો તે પહેલાં બે કલાકે એની બાએ દેહ છોડ્યો હતો. મામાના ખોળામાં માથું મૂકીને કેતકર પોકેપોક રડ્યો. મામાએ છાનો રાખ્યો. ‘ છેવટ સુધી તારું અને સીતાનું રટણ કર્યું. ’

‘ સીતા એમને બહુ વહાલી હતી ’ રડતે અવાજે કેતકર બોલ્યો. કેતકરે અગ્નિદાહ દીધો.

બીજે દિવસે કેતકર તૈયાર થયો. મામાએ પૂછ્યું: ‘ કેમ ક્યાંની તૈયારી કરી ? ’

'મારે ખૂબ કામ છે. બે દિવસની રજા માંડ મળી શકી છે.'

'પણ ઉત્તરક્રિયા વગેરે કોણ કરશે?'

'આપ છો ને?'

'અરે ગાંડા, મારાથી થાય?'

'હું એવી પુરાણી રૂઢિમાં માનતો નથી,' કેતકર સહેજ કડક થયો.

'એવું ગાંડું ન બોલીશ. તારે ઉતાવળ હોય તો ચાલ્યો જા. બાકી દસ દિવસ રજા ન મળે એવું બને? અમે પણ નોકરી કરી છે.'

'મારી નોકરી જુદી જાતની છે. તમને એની શી ખબર પડે?' કેતકરનો અવાજ મોટો થયો.

આ સાંભળીને મામાનો મિજાજ ગયો. 'હું સમજું છું તારી ઉતાવળનું કારણ. નવી નવાઈની વહુ લાવ્યો છો તે. જા, ફરી મને મોં ન બતાવીશ. બિચારા જોષી વકીલની જિંદગી ખારી કરી નાંખી. અમારાથી તો બહાર માથું ઊંચકી શકાતું નથી.'

'બસ કરો મામા. અત્યારે મારા મનમાં માનું દુઃખ ભર્યું છે એ વખતે આવું બોલીને તમે બમણો આઘાત આપો છો!'

'હવે ભાળ્યું માનું દુઃખ! બિચારીને અર્ધી રાતે મોકલી આપીને ફરી કદિ સંભાળ પણ ન લીધી! નાનપણમાંથી મોટો કરીને ભણાવ્યો. જેને તેને ભાઈબાપા કરી મુંબઇ મોકલ્યો. એકલાં એકલાં અર્ધી જિંદગી ભાવિ સુખની આશાઓમાં કાઢી, ને જ્યારે સુખ જોવા વખત આવ્યો ત્યારે "મારા ઘરમાં તું કજિયા કરાવે છે" કહીને કાઢી મૂકી! મોટા માની દાઝવાળો ન જોયો હોય તો!'

કેતકર અંદરથી બળી રહ્યો હતો પણ મામાની ધાકમાં બેસી રહ્યો. પ્રો. દેવધરનું આખું શરીર કંપતું હતું. રોમ રોમ ધગી રહ્યા હતા. એવામાં એમનાં પત્ની આવ્યાં. 'શું માંડયું છે આ અત્યારે?

તમે ય વખત વરતતા નથી. બિચારો રોઈ રોઈને અર્ધો તો થઇ ગયો છે. ગઈ ગુજરી સંભારવાનો આ સમય છે? ચાલ ઊભો થા, યશૂ.'

'અત્યાર સુધીમાં એને એકે ય શબ્દ કહ્યો છે? કાગળમાં પણ લખ્યું નથી. આજ પણ કહેવાનો નહોતો. કારણકે હું જાણું છું જેમાં જેનું મન રાચ્યું તે ખરું એવો આ જમાનો છે. પણ ઘરડી માનો કોઈ દિવસ વિચાર કર્યો નહિ. જીવતાં તો ન કર્યો હવે બિચારીને પરલોકમાં પણ શાંતિ આપવી નથી!'

'આવી ક્રિયાઓથી શાંતિ મળે એમ હું માનતો નથી.'

'તું માત્ર બૈરીને રાજી રાખવામાં માને છે! જા બાપૂ જા.' દેવધર રીસ મનમાં શમાવીને ચાલ્યા ગયા. કેતકર રોષભર્યે ચહેરે બેસી રહ્યો. મામીએ હાથ પકડ્યોઃ 'ઊઠ, એ તો તારા મામાનો સ્વભાવ તું ક્યાં નથી જાણતો?'

કેતકરે માને સંભારીને આંખો ભરી. વહાલસોઇ મામીએ પીઠ પર હાથ પંપાળ્યો. 'બસ હવે ચાલ જોઇએ. તું તારે કાલે જજે. દનુ ઉત્તરક્રિયા કરશે. એ પણ તારો ભાઇ જ છે ને? આવો મોટો અમલદાર તે કામ કેટલું હોય?' મામીએ મનાવીને કેતકરને જમાડ્યો.

બીજે દિવસે કેતકર થાણા ઊતર્યો ત્યારે સામે આવેલી ઈંદુ-યમૂને જોતાં જ મામાના શબ્દો અને માનો વિયોગ કેતકરના મનમાંથી અદૃશ્ય થયા.

૩૦

અંધારી પાંચમની પાછલી રાતની ચાંદની પૂર બહારમાં ખીલી રહી છે. પ્રાતઃકાળનો મંદ મંદ પવન વાઈ રહ્યો છે. પંખીઓનો મીઠો કલરવ સંભળાઇ રહ્યો છે. આવે અણુમોલે સમયે વડોદરાથી મકરપુરા તરફ જતી સડક ઉપર બે બડભાગી સ્ત્રીઓ ચાલી જાય છે. શીતળ પવનની સુગંધી લહરીઓનો આસ્વાદ લેતી, ચાંદનીના આહ્લાદક અમૃતનું પાન કરતી, પક્ષીઓનું સુમધુર સંગીત સાંભળતી, અંગેઅંગમાં નવીન સ્ફૂર્તિ અને નવચેતન અનુભવતી બન્ને જણી ઉતાવળે મકરપુરા તરફ ચાલી જાય છે.

એક છે સીતા, બીજી છે લીલા. બે માઈલ ચાલ્યા પછી લીલા બોલી: ' બેન, આપણો પથ્થર આવી ગયો.'

' એમ કે?' સીતા ઊભી રહી.

' જુઓને.'

' હા ' સીતાએ હમેશની નિશાનીના પથ્થર તરફ જોઈને કહ્યું. ' લીલા, હું કોઈવાર વિચારમાં ભૂલી જાઉં તો તારે યાદ આપવું, સમજી?'

'જી હા.'

'ચાલ આવ, ખેતરમાં બેસીએ.' સીતા સડકથી નીચે ઊતરી ખેતરમાં ગઈ: લીલા પાછળ ગઇ. બન્ને બેઠાં.

સીતાને વડોદરા આવ્યે લગભગ વરસ પૂરું થવા આવ્યું હતું. છતાં એના મનનો સંતાપ ઓછો થતો ન હતો. મનમાં ને મનમાં એ મૂંઝાયા કરતી હતી. મહિલા પરિષદના કામમાં એ ઊંડી ઊતરતી જતી હતી. જુદા જુદા પ્રાંતોમાં વસતી આગળ પડતી બહેનોનો એણે પરિચય સાધ્યો હતો, અને સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો અભ્યાસ વધાર્યો હતો. ફરવા જવું, પાણી ભરવું, રસોઈ કરવી, લીલાને ભણાવવી, રાતે કલાક દોઢ કલાક બંગલાના નોકરોનાં છોકરાંઓને વાર્તા, ગીત, ભજન વગેરે સંભળાવવાં—આમ સવારના સાડાચારથી રાતના દસ સુધીનો બધો સમય રોકાયેલો રહે છે. છતાં એને જંપ નથી.

એના મનમાં રહી રહીને વિચાર આવે છે: "કેતકર શું કરતો હશે? પિતાજી શું કરતા હશે? બાના દિવસો કેમ જતા હશે? ખબર પડ્યા પછી એમણે કેવા કેવા ઉધામા કર્યા હશે?" લીલા સાથે ફરવા જતાં કોઈવાર એવી વિચારે ચડી જાય છે કે સાથે કોઈ છે કે નહિ એની પણ ખબર રહેતી નથી!

ખેતરમાં બેઠાં એટલે લીલાએ પૂછ્યું: 'ગઈ કાલની અધૂરી ચર્ચા આજે ચલાવશું?'

'હા. તારું એમ કહેવું હતું કે માબાપો છોકરાં પાસેથી વધારે પડતી આશા રાખે છે. પણ માબાપો બીજા કોની પાસે આશા રાખે?'

'પણ એમણે જો છોકરાં સાથે રહેવું હોય તો પોતાની જૂની માન્યતા છોડવી જોઈએ ને?'

માન્યતા છોડવી એ સહેલું નથી. પણ આપણે આપણી સ્વતંત્રતા અને સ્વમાન જાળવીને એમની બને તેટલી સેવા કરવી જોઈએ.'

'એમાં રોજનો કંકાસ થાય.'

'જો લીલા! એમાં એક મુશ્કેલી નડે છે તે આ છે: નવદંપતીને કેટલાંક વર્ષ સુધી અમુક નવરાશ અને છૂટ જોઈએ છીએ. નાનાં બાળકો, વૃદ્ધ માબાપ, અસહાય કુટુંબીઓ અને રોકી રાખે તેવાં દર્દી પાડોશીઓ એમની નવરાશ અને છૂટમાં આડાં આવે છે એટલે કજિયા કંકાસ થાય છે.'

'તો પછી એનો રસ્તો કેમ કાઢવો?'

'એને માટે એક મહાન પ્રયોગ રશિયામાં ચાલી રહ્યો છે. બાળકોને સમાજની મિલકત ગણી સરકાર ઉછેરે છે અને વૃદ્ધ અપંગોને માટે રાજ્ય તરફથી નિવૃત્તિનિવાસો ચાલે છે.'

'એ તો બહુ સારું. નવપરિણિતો નિરાંતે જીવનનો લહાવો લઈ શકે અને બાળબુઢ્ઢાં સચવાય.'

'જો આખા રાષ્ટ્રને પોતાનું કુટુંબ માનવા જેટલી ભાવના એ રીતે કેળવાય અને રાષ્ટ્રની વધતી જતી શક્તિનો ઉપયોગ જગતના હિતાર્થે થાય તો એ ઉત્તમ વસ્તુ છે. પણ આ રીતે બાળબુઢ્ઢાંની સંભાળ રાજ્યને સોંપવામાં એકબે મુખ્ય વાંધા છે. રાષ્ટ્રવ્યાપી કામો રાજ્ય મારફત થાય ત્યારે તેમાં કાળે કરીને જડતા આવી જાય છે. ધંધાદારી માણસો મારફત બાળઉછેર અને વૃદ્ધ-સંભાળનાં કામો કરાવવામાં મોટો ભય આ જ છે. કારણકે માતાને બાળક પર કુદરતી વહાલ; જ્યારે ધંધાદારી રાષ્ટ્રને કુટુંબ માનનાર અથવા પરગજુ હોય તો જ એ સંભાળી શકે. વળી માતાને પોતાને બાળકના રક્ષણ ખાતર જે કષ્ટ સહેવાં પડે છે, જે સ્વાર્થો છોડવા પડે છે તેથી તેનામાં સ્વાર્પણ અને નિઃસ્વાર્થભાવ કેળવાય છે.

વળી માતાના હૃદયમાં અનેક પવિત્ર અને નિર્દોષ લાગણીઓ કેળવનાર પણ પોતાનું બાળક જ છે. વૃદ્ધોને માટે પણ આવો લાગણીનો જ વાંધો છે. લોહીનાં સગાં સંબંધીથી જે હૂંફ મળે છે તે બીજી રીતે મળી શકતી નથી. દીકરાની વહુએ, દીકરીએ કે દીકરીની દીકરીએ ઘડેલા જારના રોટલામાં જે સ્વાદ આવે છે તે સરકારી રાંધણિયામાં ભાડૂતી રસોયાએ પકવેલાં પૂરી શાકમાં આવતો નથી.'

'તો પછી એમનું શું કરવું?'

'એનો એક રસ્તો છે. જો એક ગામ પોતે એક કુટુંબ બનેઃ પોતાની ખેતી, પોતાના ધંધા, પોતાનો કોઠાર, પોતાનું રસોડું એમ દરેક વસ્તુ સંયુક્ત રાખે અને બાલગૃહો તથા નિવૃત્તિનિવાસો સ્વયંસેવિકાઓ મારફત ચલાવે, તો સ્ત્રીપુરુષોમાં બાલપ્રેમ, સ્વાર્પણ, નિઃસ્વાર્થભાવ ઘર કરતાં વિશેષ ઉચ્ચ કક્ષાએ કેળવાય.'

'પણ એવા સ્વયંસેવકો મળે?'

'જરૂર મળે. એમાં સુખની માન્યતામાં ફેર કરવાની જરૂર છે. કેટલાંક સુખ ક્ષણિક છે, કેટલાંક કાયમી છે. સિનેમા જોવા જવું, ગંજીપો રમવું, દૂધપાકપૂરીની મહેફીલ ઉડાવવી, પોતાનાં મકાનો બાંધવાં, ઘરેણા પહેરવાં, મોટર ગાડીઓમાં ફરવું વગેરે ક્ષણિક સુખ છે. એથી મનને કાયમી શાંતિ નથી મળતી. એક ઇચ્છા પૂરી થઈ એટલે બીજી ઊભી જ છે. ઘડિયાળ લીધી એટલે પછી ફાઉન્ટન પેનની મરજી થાય. એ લીધી એટલે ત્રીજી એમ એનો આરો જ નથી. જ્યારે વૃદ્ધોની સંભાળ રાખવી, દર્દીની માવજત કરવી, પાડોશીને મદદ કરવી, અભણને ભણાવવાં, અસ્વચ્છને સ્વચ્છ કરવાં, રાષ્ટ્રની સ્વતંત્રતા મેળવવા અથવા મૂડીવાદ અને સામ્રાજ્યવાદનો નાશ કરવા માબાપ, ભાઈભાંડુ, ઘરબાર વગેરે છોડીને જંગમાં ઝૂકી પડવું, આ બીજા પ્રકારનું સુખ જોઈએ છીએ.

આપણી જૂની હિંદુ ધર્મની માન્યતા પ્રમાણે પણ ગૃહસ્થાશ્રમ ધર્મ એટલે જગતના હિત ખાતર દંપતીએ સર્વસ્વનો ભોગ આપવો, પોતાનું નહિ પણ અન્યનું હિત ઇચ્છવું અને જેમને જીવનની જરૂરિયાત—પાણી, અન્ન, વસ્ત્ર, ઘરબાર, ભણતર—ન મળતી હોય તેમને મેળવી આપવામાં તનમનધન ખર્ચી નાંખવું, એમાં જ આપણું અને સૌનું કાયમી સુખ રહેલું છે, એ છે.

'બહુ અઘરી વાત કરી નાંખી.'

'અઘરી થઇ છતાં તું ધારે અને વિચાર કરે તો સમજી શકે એવી છે.'

'હવે બીજા સવાલનો જવાબ આપો.'

'હા. પતિપત્નીને મનમેળ ન હોય તો શું કરવું? પહેલું તો મનમેળ છે કે નહિ એનું કોઈ પારખું નથી. આજ હોય ને કાલ ન હોય. સવારે સાથે બેસીને જમ્યાં હોય અને બપોરે લડી પડે. પણ એવાંઓને મનમેળ નથી એમ નહિ કહેવાય. એવાં દંપતી થોડું અન્યોન્ય સહન કરી લે, થોડી ધીરજ રાખે; પ્રયણમાં જે શાંત અને સમજુ હોય એ વધારે ખામોશ પકડે તો મોટે ભાગે કજિયા ઓછા થઈ જાય. બન્નેની માનસિક ભૂમિકા અસમાન ન હોય તો પણ ઉપર મુજબ વર્તવાથી બહુ અડચણ ન નડે. કજિયા અને અસંતોષ થવાનું એક કારણ પતિપત્નીએ એકબીજામાં પરણ્યા પહેલાં જે ગુણો ધારી લીધા હોય છ તે છે. પોતાની કલ્પના પ્રમાણેની સામી વ્યક્તિ ન નીકળે એટલે અસંતોષ થાય અને કજિયા થવા લાગે. પરિણામે અબોલા અને અસુખ.'

'એવી રીતે મનદુઃખ હોવા છતાં સાથે રહેવાથી શો લાભ?'

'લાભ એટલો કે કદાચ દિવસ જતાં પાછો મેળ થઇ જાય. આ રીતે ઘણાંને થાય છે, પણ કેટલાક કિસ્સામાં છૂટા પડવું પડે

એવી સ્થિતિ થઈ જાય છે. ત્યાં છૂટાછેડા કરવા એમાં કંઈ ખોટું નથી.'

'બસ મારો પણ એ જ મત છે.'

'પણ છૂટાછેડા કરવાથી સુખી થઈ ગયા એમ ન માનતી. કેટલીક વાર તો ઉલમાંથી ચૂલમાં પડ્યા જેવું થાયઃ પછી ત્રીજી, ચોથી, એમ વ્યક્તિઓ બદલ્યા જ કરે તો પણ સુખ પ્રાપ્ત ન થાય. ક્યાંક તો એણે સહન કરી લઈને મનમેળ કરી લેવો જ પડે. અત્યારે એક એવો મત પણ છે કે લગ્ન કરવાં જ નહિ—મરજી પડે તે વ્યક્તિ સાથે મરજી પડે ત્યાં સુધી સ્નેહસંબંધ જોડી શકાય અને છોડી શકાય.'

'એ તો નહિ સારું.'

'નહિ સારું તું કહે છે પણ થોડું વધારે અંગ્રેજી ભણીશ અને મુંબઈ જેવાં શહેરોમાં જઈ નવા નવા વિચારો જાણીશ પછી કદાચ "એ તો સારું" એમ કહીશ.'

'તમને એ ગમે છે?'

'નહિ. અત્યારે એ તને વિગતથી સમજાવતાં સમય ઘણો જાય. કદાચ તું સમજે પણ નહિ. ફરી કોઈવાર કહીશ. ટૂંકામાં, ઉપરની જ દલીલ આગળ વધારીને કહું તો એથી અતૃપ્તિ અને અસંતોષ વધે છે, ઘટતાં નથી. મનની ઇચ્છા, વાસના એક માત્ર સાચી સમજણથી, તીવ્ર વૈરાગ્યથી જ શાંત થઇ શકે; બીજી રીતે કદિ નહિ. અને એ દૃષ્ટિએ જોતાં એક વ્યક્તિને પસંદ કરી જિંદગીભર એને વફાદાર રહેવું એ જ સારું છે.'

'આજે બહુ સમય ગયો. હવે જઈશું?'

'હા. ચાલો જઈએ.'

સીતાના મનમાં અનેક વિચારો આવ્યા કરતા હતાઃ

"મહિલા પરિષદ ધારે તો હિંદભરની સ્ત્રીઓમાં જબરજસ્ત જાગૃતિ લાવી શકે, સ્ત્રીઓમાં પડેલી મહાન શક્તિઓને જગાડી શકે, આર્થિક રાજકીય અને સામાજિક શોષણ બંધ કરવાના ઉપાયો યોજી શકે અને જે કામ એકલે હાથે પુરુષો પચીસ વર્ષે ન કરી શકે તે સ્ત્રીઓ પાંચ વરસમાં પાર ઉતારે. એટલી સહનશક્તિ, એટલી એકનિષ્ઠા અને એટલી નિઃસ્વાર્થ ભાવના કુદરતે સ્ત્રીઓમાં વિશેષપણે મૂકેલી છે." સીતાએ બાજુમાં જોયું લીલા પાછળ પડી ગઈ હતી. સીતા ઊભી રહી. એના મનના વિચારો તો ચાલ્યા જ કરતા હતા.

"પણ અત્યારની મહિલા પરિષદ એ કરી શકશે? એ એક પ્રશ્ન છે. એમાં મૂળભૂત ફેરફારો થવા જોઈએ . . ."

છેક બંગલે આવ્યાં ત્યાં સુધી સીતાના મગજમાં વિચારો ચાલ્યા કરતા હતા.

*

સીતા સહેજ આરામ લેવા ખુરશી પર બેઠી ત્યાં કમળાબાઈ આવ્યાં. 'લે સીતા' કહીને એક કવર આપ્યું.

'કોનો કાગળ છે?'

'મુંબઈથી સુમિત્રાબાઈનો.'

'શું લખે છે?' કાગળ વાંચવાની શરૂઆત કરતાં સીતા બોલી. કમળાબાઈ સામી ખુરશી પર બેઠાં.

'ઠીક ત્યારે.' પત્ર પૂરો કરીને સીતા બોલી.

'સાતમી તારીખે બેઠક રાખી છે. આપ જઈ આવો.'

'તારે પણ આવવાનું.'

'ના, હું નહિ આવું.'

'એ કેમ ચાલે? હમણાં તારે હાથે બધું કામકાજ થાય છે, પત્રવ્યવહારમાં પણ મને કશી ગમ નથી.'

'પણ મુંબઈ આવું તો પછી . . .' સીતા દુઃખપૂર્વક નીચે જોઈ ગઈ.

'તો શું?'

'ઉહું.'

'તારે માતપિતાને મળવા જવું. કેતકરને પણ મળી આવવું.'

'મારે કોઈને મળવું નથી.'

'તું સાવ ગાંડી છો સીતા. આટલી વિદ્વાન થઈને છોકરમત શું કરે છે?' માના હેતથી કમળાબાઈ સમજાવવા લાગ્યાં.

'પણ પછી મારી બા મને આવવા ન દે.'

'તો ત્યાં રહેજે. તારાં માબાપ સુખી થતાં હોય તો પછી આપણે તો ત્યાં પણ કામ ચાલે છે. ઊલટું ત્યાં મુખ્ય કાર્યાલય છે. તારે આવવાનું ખરું. તાર કરી દ્યો સુમિત્રાબાઈને કે કાલે રાતે દિલ્હી એકસપ્રેસમાં નીકળશું.'

કમળાબાઈ ગયાં.

સીતાની નજર સામે દાદરનું પોતાનું ઘર, માતપિતાના ચહેરા, કપડાં, બોલી બધું તરવા લાગ્યું. એમ ને એમ કેટલી એ વાર સુધી એ બેસી રહી. લીલાએ આવીને કહ્યું: 'ચાલો નવ વાગ્યાં' ત્યારે એ ઊઠીને ભણાવવા બેઠી.

પણ આજે એનું મન ભણાવવામાં ચોંટયું નહિ.

## ૩૧

સુમિત્રા શાહ મુંબઈનાં પ્રથમ વર્ગનાં સ્ત્રી આગેવાન હતાં. મુંબઈની કેટલી યે સ્ત્રી સંસ્થાઓનાં એ પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી કે સભ્યા હતાં. અખિલ હિંદ મહિલા પરિષદનાં મહામંત્રી હતાં. પોતે મુંબઈ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ હતાં. દિલચસ્પ ભાષણ આપતાં. માનપાન ઘણું હતું.

એમના પતિ કિશોરલાલ શાહ લક્ષાધિપતિ હતા. વાલકેશ્વરમાં બંગલો હતો. પોતે એડવોકેટ હતા. ધંધો ધીકતો ચાલતો હતો. છતાં કોણ જાણે કેમ કચેરીમાં વાઘની માફક ત્રાડતા કિશોરલાલ સુમિત્રાથી સહેજ મનમાં ડરતા હતા. સુમિત્રા અલબત્ત એમને ચાહતી હતી, પણ પોતાના અભ્યાસકાળના કૂડીબંધ મિત્રોમાં બિચારા કિશોરલાલ કોઈવાર વીસરાઈ જતા હતા.

સુમિત્રા પ્રખ્યાત થયા પછી કિશોરલાલ તરફ સહેજ બેપરવા બન્યાં. જાહેર કામમાં ઝુકાવ્યા પછી ઘર આગળ એમને સમય જ નહોતો મળતો. કિશોરલાલે પણ પોતાનો માર્ગ કરી લીધો : ક્લબમાં

જઈ બિલિયર્ડ અને બ્રિજ રમવાનો, સાથે સાથે જુગાર અને દારૂની પ્યાલીનો સંગ ખેલવાનો!

સુમિત્રાને ત્રણ બાળકો હતાં. ઘરમાં નોકર, ચાકર, આયા વગેરે પૂરતાં હતાં. ખાસ બે શિક્ષક રોકયા હતા. બાળકોની પૂરતી વ્યવસ્થા કરવામાં આવી હતી. સુમિત્રાને બિચારીને કામ આડે નવરાશ ન મળતી એટલે બાળકોને માત્ર માનું સુખ ન હતું. પણ સમસ્ત હિંદની સ્ત્રીકેળવણી અને બાળકેળવણીનો બોજો જેમના શિર પર હોય તેમનાં બાળકોને માતૃસુખ ગુમાવવું પડે તો તેમાં શી નવાઈ?

સુમિત્રાને દેશોન્નતિની ધૂનમાં કિશોરલાલને યોગ્ય રસ્તે વાળવાનો વિચાર આવ્યો ન હતો. પોતાનાં બાળકો પ્રત્યેની જવાબદારીનો ખ્યાલ એના ઊંચા વ્યક્તિત્વને સ્પર્શી શકયો ન હતો. ગૃહિણી અને માતા તરીકેની ફરજનો એણે દેશને કાજે—વહાલી માતૃભૂમિને કાજે ભોગ આપ્યો હતો. જે ભોગ ખરે જ વિરલ હતો!

કમળાબાઈના આવવાનો તાર મળ્યો કે તરત જ ટ્રેન અને સમયની નોંધ કરી લીધી. સમય થતાં મોટર લઈ સ્ટેશન પર હાજર થયાં. કમળાબાઈને માનભર્યો આવકાર આપ્યો. સીધાં પોતાને ઘેર લઈ ગયાં.

સીતા સુમિત્રાની વાત કરવાની છટા જોઈ રહી. અંગ્રેજી, ગૂજરાતી અને મરાઠી ત્રણે ભાષામાં વાત ચાલતી હતી. મુંબઈની ચળવળ વિષે ઉપલક ખ્યાલ આપ્યો, બેઠકના ઠરાવોની થોડી ચર્ચા કરી, પછી સીતાની સામે જોઈ પૂછ્યું: 'આ બેન કોણ છે?'

'મારાં મદદનીશ તરીકે રોકયાં છે તે સીતાદેવી.'

'ઓહો!' સુમિત્રાએ સીતા સાથે હાથ મેળવ્યો. 'ધાર્યા કરતાં વધારે તેજસ્વી દેખાય છે. ગ્રેજ્યુએટ છે?'

'ના; પણ પત્રવ્યવહાર, વાતચીત વગેરે, જરૂર પડ્યે અંગ્રેજીમાં કરી શકે છે. દેશની ખૂબ લાગણી ધરાવે છે.'

'એ તો દેખાઈ આવે છે. આપણા તરફથી જ પગાર આપો છો ને?'

'ના; મહારાણીજીના ખાનગી ખર્ચમાંથી.'

'ચાલો, એ વધારે સારું.'

નાહી ધોઈ જમીને બપોરે આરામ લીધો. ચાર વાગ્યા એટલે ચાપાણી પીને બેઠકમાં જવા તૈયાર થયાં. કમળાબાઈએ પૂછ્યું: 'કઈ જગ્યાએ બેઠક રાખી છે?'

'પ્રાર્થના સમાજ પાસેના મકાનમાં.'

'સીતા ચાલો, તૈયાર થઈ જાઓ.'

'હું આવું છું. જરા નાહી ધોઇ લઉં. તમે જઈને મોટર મોકલો.'

'ઠીક છે ચાલો' સુમિત્રા અને કમળાબાઈ ગયાં. સીતાને આજે જરા બેચેની હતી. કોઇ કોઈવાર આવી ન સમજાય એવી મૂંઝવણ થતી. માતપિતાની યાદે એ ઉદાસ બની ગઈ હતી.

એવામાં એની નજર સુમિત્રાનાં બાળકો તરફ ગઇ. બાળકો નીમાણાં થઈ ગયાં હતાં. બાપ ક્લબમાં ગયા. મા મીટિંગમાં ગઈ. નોકરનાં પાળેલાં હોય તેમ આયા અને ધાટીની પાછળ પાછળ ફર્યા કરતાં હતાં.

'આ છોકરાં બેમાંથી એકેનેય વહાલાં નહિ લાગતાં હોય?' સીતાને કંપારી છૂટી.

"શું મહિલા પરિષદ ખરેખર હિંદી સ્ત્રીઓનો ઉદ્ધાર કરી શકશે?" સીતાના મનમાં પ્રશ્ન ઊઠ્યો. "વડોદરાનાં મહારાણી પ્રમુખ, સર ન્યાયાધીશનાં પત્ની ઉપપ્રમુખ, લક્ષાધિપતિની પત્ની—જે હજાર કામ હાથમાં રાખી માનપાન ખાતર કામ કરે છે—તે

મુખ્ય મંત્રી: આ સંઘ દ્વારકાં કેમ પહોંચશે? મારું ચાલે તો આ બધાંને પોતાની ખરી સ્થિતિનું ભાન કરાવું."

એવામાં મોટર આવી અને એની વિચારમાળા તૂટી. સીતા બેઠકમાં જવા રવાના થઈ.

મોટા ઓરડામાં શેતરંજી ઉપર ગાલીચો બિછાવ્યો છે. સામે ભીંત પાસે બેચાર જણ બેસી શકે તેવી ગાદી પાથરી ઉપર સફેદ ઓછાડ ઓછાડયો છે. બેત્રણ તકિયા મૂકયા છે. તકિયાને અઢેલી સુમિત્રા, કમળાબાઈ અને એક વયોવૃદ્ધ પુરુષ બેઠાં છે. બાજુમાં ગાલીચા ઉપર, રંગબેરંગી કોરછેડા અને ભાતવાળી સાડીઓ પહેરેલી, હાથ, કાન અને ગળામાં નાજુક અને કિંમતી ઘરેણાંથી ઓરડો અજવાળતી, પંદરેક સ્ત્રીઓ બેઠી હતી.

સીતા બારણામાં આવી ત્યારે દરેકનું ધ્યાન તેના તરફ ખેંચાયું. એના તેજસ્વી ચહેરાએ અને સાદા પોશાકે સૌનું ધ્યાન રોકી રાખ્યું. એ સીધી કમળાબાઈ પાસે જઈને ગાલીચા પર બેઠી.

જેમને સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમાં પળી આવ્યાં હતાં એવા એ વૃદ્ધ પુરુષ સતારાના રહીશ હતા. તેઓ ધીમે ધીમે ઠરાવો વાંચતા હતા. ઉપલક ચર્ચા પૂરી થઈ હતી, રીતસરનું વાચન શરૂ થયું.

એક, બે, ત્રણ, ચાર એમ દસેક ઠરાવો વંચાયા. ગરીબ સ્ત્રીઓને માટે સુવાવડખાતાં ખોલનારને અભિનંદન; ચડતે પગારે રજા આપનાર મ્યુનિસિપાલિટીઓ અને કારખાનાંઓને ધન્યવાદ; ખાણોમાં કામ કરતી સ્ત્રીઓ માટે ઘોડિયા ખાતાં ખોલનારને અભિનંદન; આગળ ભણવા ઈચ્છતી બહેનો માટે શિષ્યવૃત્તિ; આવા ને આ પ્રકારના ઠરાવો હતા. છેલ્લા એક બે ઠરાવ રહ્યા એટલે સુમિત્રાદેવી ઊઠયાં: 'ચાલો કમળાબાઈ, આપણે જઈએ. મિ. સતારાકર બાકીનું પતાવશે.' બન્ને ઊઠીને ચાલતાં થયાં. સીતાને એ ન ગમ્યું. છતાં એ પણ ઊઠીને પાછળ ચાલી.

મોટરમાં બેસતાં બેસતાં કમળાબાઈએ પૂછયું: 'કેમ સીતા, ઠરાવો કેવા લાગ્યા?'

'પેલા વયોવૃદ્ધ પુરુષ કોણ હતા?'

'એમણે સ્ત્રીઓના ઉદ્ધારમાં જીવન ખર્ચ્યું છે; બહુ બાહોશ છે.'

'બાહોશ હશે પણ હવે વૃદ્ધ થયા.'

'હા, બિચારા ઘરડા થયા.' સુમિત્રાએ કહ્યું.

'એટલે એમની વાતો બે દશકા પહેલાંની મને લાગી.'

'એમ હોય?' કમળાબાઈએ કહ્યું, 'એમની વિચારસરણી અપ-ટુ-ડેટ ગણાય છે.'

'તમારાં બૈરાશાઈ મંડળમાં ગણાતી હશે!'

'તું આડું કેમ બોલે છે? તને ઠરાવો ન ગમ્યા?'

'મને તો એમ લાગે છે કે આપણે આ કામને માટે અયોગ્ય છીએ!' સુમિત્રા ચમકી. કમળાબાઈ સાથે દીકરી જેવી છૂટ લેતી સીતા સ્પષ્ટતાથી વાત કરી રહી હતી.

'પણ અમે આ વરસે કેટલું કામ કર્યું જોયું ને? આવતે વરસે એથી વિશેષ કરશું.'

'મને એ કામની બહુ કિંમત નથી. સુવાવડખાતું ને ઘોડિયાખાતું ને અસહાય આશ્રમ આ બધું જરૂરી છે; પણ સ્ત્રીશક્તિના ખજાનારૂપ હિંદની એકની એક અજોડ સંસ્થાના ઠરાવોરૂપે એ વસ્તુ અત્યંત કંગાળ મનોદશા સૂચવે છે.'

સુમિત્રાનો ચહેરો લાલ થયો. કમળાબાઈએ પૂછયું: 'તો ત્યારે ઠરાવો કેવા હોવા જોઈએ?'

'ઠરાવો ન જોઈએ; કામ કરવું જોઈએ. અને કામ કરવાનો નિર્ણય એ ઠરાવ બને.'

'તો તું એવું કામ કરી બતાવને!'

'વખત આવ્યે કરી બતાવીશ.'

બંગલે આવીને બેઘડી બેઠાં. કમળાબાઇ પાણી પીને સહેજ આડાં પડયાં. સીતાએ પૂછ્યુંઃ 'ત્યારે હું દાદર કયારે જાઉં?'

'અત્યારે આપણે સતારાકરને વળાવવા જવાનું છે. એટલે કાલ સવારે નિરાંતે જજે.'

'ઠીક.' સીતા વિચારમાં બાજુ પર ઊભી રહી.

'અત્યારે જવું હોય તો જઈ આવ.'

'ના, ના; સવારે જઈશ.'

*

બોરીબંદર સ્ટેશન પર સતારાકરને વળાવી કમળાબાઇ, સુમિત્રા અને સીતા પાછા વળ્યાં. સુમિત્રા કંઇ જોરશોરથી વાત કરે છે અને કમળાબાઇ એની પડખે ચાલતાં સાંભળતાં જાય છે. સીતા સહેજ પાછળ વિચારમાં ચાલી આવે છે.

એકાએક સીતાની નજર લોકલગાડીના પ્લેટફૉર્મ તરફ ગઇ અને એ ઊભી રહી ગઇ. બીજા વર્ગના ડબ્બામાંથી એક હૃષ્ટપુષ્ટ ગૃહસ્થ ઊતર્યા. એણે રાખોડી રંગનાં કોટ પાટલૂન, કાળા બૂટ અને ખાખી હૅટ પહેર્યાં હતાં. એની પાછળ એક યુવતી ઊતરી. એણે સુંદર બારીક રંગીન સાડી પહેરી હતી. એના હાથમાં એક છ માસનું નાનકડું બાળક હતું. યુવતીને અને બાળકને જોતાં સીતાના હૃદયના તારેતાર ઝણઝણી ઊઠયા. યુવતી ઊતરવા જતાં બાળક સહેજ નમ્યું. સીતાને મનમાં થયું એ કદાચ પડી જશે. કેવા સુંદર રેશમ જેવા સોનેરી વાળ છે! અને ઊજળું મોં કેતકર જેવું જ છે. સૌની પાછળ યમૂ ઊતરી. ત્રણે જણ ધીરે ચાલતાં બહાર નીકળ્યાં. ઇંદુનું શરીર તદ્દન લેવાઇ ગયું હતું. એ પરાણે ચાલતી

હતી. થાકેલે અવાજે એ બોલી: ‘ આને લ્યો જરા. ’ કેતકરે બેબીને તેડી લીધી અને એક બચી ભરી. સીતાના મનમાં અગમ્ય ભાવોની ઊર્મિ ઊછળી આવી. “ મળું ? ના ના. ઈંદુ સાથે પરણ્યા હશે ? કદાચ ઇંદુ બીજે ક્યાંઇ પરણી હોય. પ્રભાકર કહેતો હતો એકવાર કે ‘ કેતકરે પુનર્લગ્ન કર્યાના સમાચાર મળ્યા છે. ’ હશે. પણ મળવામાં શી હરકત છે ? આમ રસ્તામાં નહિ. થાણે જઇશ. પણ એને હવે કેટલી શરમ લાગશે ? આખરે કેતકર સુખી થયો ખરો. એને મનગમતી સ્ત્રી, સુંદર બાળક, પૈસોટકો બધું મળી ગયું. ”

‘ સીતા ? ’ કમળાબાઇનો અવાજ આવ્યો. ‘ કેમ, ત્યાં કેમ ઊભી છો ? ’

‘ અમસ્થી ’ કહીને સીતાએ છેલ્લી નજર નાંખી.

કમળાબાઈએ ‘ સીતા ’ એમ અવાજ કર્યો એ વખતે કેતકરે પાછળ જોયું. જોતાં જ ચાર આંખ એક થઈ! સીતા આડું જોઇ કમળાબાઇ તરફ ફરી. મનમાં થયું, ‘ હવે તો મળી લે ’ પણ પગ કમળાબાઇ પાછળ ચાલ્યા.

કેતકર એક ક્ષણ ઊભો રહી ગયો. “ સીતા અહીં ક્યાંથી ? આવી લાગે છે. આ બીજી બાઈ કોણ હશે ? આ એક તો સુમિત્રા-દેવી છે. એને બધી વાત કરી હશે ? જરા મળી લઉં ? ના, ના; ઇંદુને સાથે જોઇને એને કેટલો આઘાત લાગે. ”

કેતકર વિચારમાં ઊભો રહી ગયો. ઇંદુએ પાછળ જોયું અને બૂમ મારી: ‘ કેમ ઊભા રહ્યો, યશૂ! ’

‘ અમસ્થો. ’

‘ ના કંઇ લાગે છે. કોણ હતું ? ’

‘ સીતા. ’

'ક્યાં છે ?' ઇંદુએ સ્ટેશન તરફ નજર કરી.

'આ પેલી મોટરમાં બેસે.'

'મળવું છે આપણે ?'

'ના, ના; એને બિચારીને નકામું દુઃખ થાય.'

'તો પછી ઊભા છો કેમ ?'

'જોઇ એટલે ઊભો રહ્યો.' કેતકરની ભમર ખેંચાઇ.

'પણ આમ રસ્તા વચ્ચે ઊભા રહેવું ?'

'ચાલો.'

ટેક્સીમાં બેસી ત્રણે સિનેમા–થિયેટર તરફ ચાલ્યાં ગયાં.

## ૩૨

સાઠેક વર્ષની વૃદ્ધા પૂજામાં બેઠી છે. આધેડ અવસ્થાએ અવતરેલી એકની એક દીકરી ખોવાઇ જતાં એને જીવતરમાં રસ રહ્યો નથી. એનાં હાડ ખખળી ગયાં છે. એની ચામડી પર કરચલી પડી છે. એના ગાલ બેસી ગયા છે. આંખો ઝાંખી થઇ છે. ઇશ્વરના નામની નહિ પણ મોતના નામની એ માળા ફેરવે છે.

એ વખતે એક યુવતી આવીને અચાનક પગે પડી. વૃદ્ધાએ સહેજ પાછળ હઠીને પૂછ્યું : 'કોણ ?'

'એ તો હું.'

'કોણ સીતા ?' માળા મૂકીને સીતાને બથમાં લઇ લીધી.

'તું ક્યાંથી, બેટા ?'

'હું કાલે આવી.' હર્ષનો ઉભરો શમતાં સીતાની બા 'તારા બાપુને મળી?' કહેતાં ઊભી થઈ.

'બાપુ નથી, બહાર ગયા લાગે છે.'

'અહીં મેનાને ઘેર હશે.' રવેશમાં આવીને બૂમ મારી: 'મેના ? ઓ મેના?'

'કેમ?'

'સીતા આવી છે. એના પિતા હોય તો મોકલ!'

'ક્યાં છે સીતા?' કરતી મેના દોડી આવી.

ગોવિંદરાવને કાને અવાજ પડતાં ઊભા થયા. મેનાના પિતા કહેઃ 'કેમ જોષીજી, એકાએક?'

'સીતા આવી, જોષીકાકા.'

'હા, મેં સાંભળ્યું.' ઝટપટ ઘેર આવ્યા. સીતા પિતાને પગે પડવા ગઈ ત્યાં હેતાળ બાપે બથમાં લઇ લીધી; જોષીની આંખમાં પાણી આવ્યાં. બેમાંથી કોઇ કશું બોલી શક્યું નહિ.

મેના દોડતી આવી. દોડીને ભેટી પડી.

'તું ક્યાંથી એકાએક?'

'ક્યાં હતી આટલા દિવસ, બેટા?'

'વડોદરા.'

'જો હું નહોતી કહેતી કે પ્રભાકરને લખી જુઓ.'

'ત્યાં શું કરતી હતી?'

સીતા કંઇ ન બોલી.

'કાલની આવી છે?' સીતાની બાએ પૂછ્યું.

'ત્યારે ઊતરી ક્યાં?'

'સુમિત્રાદેવીને ત્યાં.'

'ઓહો! પેલાં મહિલા પરિષદવાળાં. તું એનું કંઇ કામ કરતી હઈશ?' જોષીએ પૂછ્યું.

'વડોદરાનાં મહારાણી આ વર્ષે પ્રમુખ છે.'

'એ હું જાણું છું.'

'અને સર ન્યાયાધીશનાં પત્ની ઉપપ્રમુખ છે.'

'કમળાબાઇ ગોડબોલે.'

'હા, હું એમની ખાનગી મંત્રી તરીકે કામ કરું છું.'

'શો પગાર આપે છે?' સીતાની બાએ પૂછ્યું.

'એ તો ચાળીશ કહેતાં હતાં; હું પચીસ લઉં છું.'

'છે ને ગાંડી સાવ.'

'હવે ક્યાં જવું છે તે પંચાત' જોષીજી બોલ્યા.

'હા, હવે જવું શાનું હોય?' સીતાની બાએ ટેકો આપ્યો. સીતા કશું બોલી નહિ. વારા ફરતી માતપિતાની દુઃખથી કૃશ થઈ ગયેલી મુખાકૃતિ સામે જોઈ રહી છે.

'ફરી પાછી નહિ આવું એમ કહીને વડોદરેથી આવી છો ના?' સીતાની બાથી ન રહેવાયું તે પૂછ્યું.

'અહીં કમળાબાઈ સાથે છે.'

'બસ તો એને કહી દેજે કે મારી બાએ ના પાડી છે. હવે તારે ક્યાંઈ જવાનું નથી.'

'ખાસ બંધાયેલી નથી ને?' જોષીએ પૂછ્યું.

સીતાના મનમાં વિચારો આવવા લાગ્યા. ઉપરાઉપરી થતા પ્રશ્નો સાંભળીને બોલી: 'ના, ના; અને પરિષદનું કામ તો અહીં પણ ક્યાં નથી ચાલતું?'

'હા. મુખ્ય કાર્યાલય તો અહીં જ છે.'

'કમળાબાઈ બિચારાં બહુ દુઃખી થશે.'

'કેમ?'

'એમને દીકરી જેટલી માયા બંધાઇ છે. એમણે તો ધારી જ લીધું હતું કે અહીંથી હું પાછી વડોદરે નહિ જાઉં.'

'એટલું ન જાણે! એને ય છોકરાં ઉછર્યાં હશે ને! અહીં હું તારે માટે આટલું ઝૂરતી હોઉં અને પછી તારો જીવ પાછા જતાં કેમ ચાલે?'

'કમળાબાઈને બપોરે બોલાવી લાવજે.'

'લઈ આવીશ. તમે જ એમને વાત કરજો.'

'હું કરીશ, એમાં શું?'

'તું સુકાઇ ગઈ સીતા!'

'ના બા, હું તો ઊલટી સારી થઇ છું. સૂકાયાં તો તમે છો.'

'ઠીક, સાજી સારી પાછી આવી એટલે પ્રભુનો પાડ. પણ આવું નહોતું કરવું બેટા! અહીં આવી હોત તો કંઈ નહોતું. તને કોઈ કાંઈ કહેત નહિ. અને કેતકર પણ આટલો હાથથી જાત નહિ.' દુઃખની છાયા એના ચહેરા પર છવાઈ ગઈ. મેના કંઈક બોલવા જતી હતી ત્યાં જોષીએ કહ્યું:

'હવે એ ગઈ ગુજરી સંભારશો નહિ. નકામી એને દુઃખી કરવી. જે થયું તે થયું. કેમ મેના?'

'હાસ્તો. અને સીતા હવે ક્યાંઇ જાય નહિ. તમારી પાસે જ રહે એટલે તમારે ને એને બન્નેને આશ્વાસન રહ્યા કરે.'

'મને કાંઈ એ બાબતનું બહુ દુઃખ નથી' સીતા બોલી.

'દુઃખ તો થાય. માણસ માત્રને લાગી આવે. પણ એને સંભારવાથી ફાયદો નથી.' જોષીએ સીતા સામે જોઈ કહ્યું.

'ચાલો ત્યારે મેનાબેન' સીતાએ કહ્યું, 'આજે તારે અહીં જમવાનું: આજે બાને આરામ. આપણે બે જણ બનાવીએ.'

'મને તો આરામ જ છે. તું આવી એટલે મારે નવનિધ આવી ગઈ.'

'તેં કોઈ દિવસ કાગળે ય લખ્યો નહિ' વિચાર કરતાં જોષીજી બોલ્યા.

'કાગળ લખું એટલે તમે દોડયા આવો? મને અહીં લઈ આવો. અને મને ખબર નહોતી કે કેતકરે લગ્ન કર્યાં છે એટલે કદાચ પાછા એ તરખડ કરે.'

'અરે એણે તો મહિના દિમાં જ પરણી લીધું!'

'કમળાબાઈ અહીં કામ કરવાની રજા તો આપશે ને?' મેનાએ પૂછ્યું.

'નહિ આપે તો ક્યાં આપણે એના ઉપર ભૂંગળું ભાંગ્યું છે?' સીતાની બા બોલી.

'ના. એ વાત થઈ ગઈ છે. ઊલટાં રાજી થશે. પણ એક શરત.'

'શી?'

'પિતાજીએ વકીલાત છોડી દેવી.'

'અરે બેટા, એટલું બધું તારાથી પૂરું ન થાય. અને મારું શરીર ચાલે છે ત્યાં સુધી તારા રળ્યા ઉપર બેઠો બેઠો ખાઉં એ સારું ગણાય?'

'પણ તમે કહેતા હતા ને કે મારે બેપાંચ વરસ પછી બધું છોડીને શાંતિથી કોઈ ગામડામાં રહેવું છે?'

'હા, પણ એને હજી વાર છે.'

'બા, આપણે સાઠ રૂપિયામાં પૂરું ન થઈ રહે?'

'ખુશીથી થાય.'

'ઠીક હવે એની વાત અત્યારે ક્યાં છે?'

'આજે હું કમળાબાઈ સાથે બધું નક્કી કરી લેવાની છું.'

'તું જેમ રાજી રહે તેમ કરશું બસ. અમારી નજર સામે રહે એટલે અમારે બીજું કંઈ ન જોઈએ.'

'ચાલ ત્યારે મેનાબેન, ઊઠ.'

'મારા વિના તને કશી વસ્તુ જડશે નહિ.' સીતાની બા ઊઠયાં.

'પિતાજી, શી રસોઇ કરું?'

'તને ભાવે તે.'

*

સાંજે સાડાચાર વાગે સુમિત્રાદેવીને ત્યાં ચાપાણી વખતે સીતા જઈ પહોંચી. કમળાબાઈએ આવતાંવેંત હસીને પૂછ્યુંઃ 'કેમ મળી આવી?'

'હાજી.'

'ખૂબ રાજી થયાં હશે.'

'રાજી તો થાય જ ને.'

'બોલ વડોદરા આવવાનું શું છે?'

'ના પાડે છે.'

'એ તો આપણે જાણતાં જ હતાં. એનો મેં મારા મનથી વિચાર કરી રાખ્યો છે. તું અહીં રહે એમાં તારાં માતપિતાને, તને અને આપણા કામને દરેકને ફાયદો છે. જુઓ સુમિત્રાદેવી?...'

'જી, ફરમાવો.'

'સીતાની વાત મેં સવારે તમને કહી હતી. મેં તમને કહેલું તેમ એનાં માબાપ ઇચ્છે છે...'

'હું પોતે પણ ઇચ્છું છું' સીતા વચ્ચે બોલી.

'હા, એની પોતાની પણ ઇચ્છા છે કે અહીં જ રહેવું અને અહીંના કાર્યાલયમાં મળે તો કામ કરવું.'

'સીતાબેન જેવાંને માટે કામ તૈયાર છે.'

'બસ, તો તમે એને સહમંત્રી તરીકે કામમાં લઈ લ્યો. પત્રવ્યવહારથી તો તમે એનાં પરિચિત છો જ.'

'એવી બીજી કોઈ બેન અત્યારે આપણી પાસે નથી. મને તો ખૂબ મદદરૂપ થઈ પડશે.'

'હવે એના પગાર બાબત. એના પિતા વયોવૃદ્ધ છે. એ મને કહેતી હતી કે હું મુંબઈ રહીશ તો એમને વકીલાત નહિ કરવા દઉં. એમની એ વાત અભિનંદનીય છે. દીકરાના પાડની દીકરી, વળી એકલી છે, તો એટલી મદદ કરે એ સારું. તો આપણે કેટલો પગાર આપી શકશું?'

'આપ કેટલો આપતા?'

'મેં ચાળીશ કહ્યા હતા, જો કે જરૂર નથી કહીને એ પચીસ જ લેતી હતી. પણ મારા મનથી એમની વડોદરામાં ચાળીશની યોગ્યતા ઠરાવી હતી.'

'યોગ્યતા તો સૌની છે' સુમિત્રાદેવી બોલ્યાં.

'કહો ત્યારે શું આપશું?'

'આપ કહેશો તે આપીશું.'

'પાંસઠ રૂપિયા આપવા અને વરસે પાંચ વધારી બે વરસ પછી પોણોસો કરી આપવા.'

'કબૂલ છે' સુમિત્રાએ કબૂલાત આપી.

'કેમ સીતા?'

'બસ છે. મેં સાઠ ધાર્યા હતા.'

'જો કે મારે તો દીકરી ગુમાવવી પડે છે. પણ એનાં માતપિતાનો વિચાર આવતાં હું બોલતી નથી. ત્યારે હવે સુમિત્રાબાઈ, આવતી કાલે એને કામની માહિતી જાતે આપી આવજો.'

'જરૂર આપી આવીશ. સીતાબેન, મને તમારી મોટી બેન સમજજો.'

સીતાએ આભાર માન્યો.

૩૩

મીઠા સુખસ્વપ્નની માફક આંખ ચોળીને ઉઘાડીએ તેમ બે વર્ષ કેતકરના નવા દાંપત્ય જીવનનાં પસાર થઈ ગયાં. ઈંદુએ એક સુંદર પુત્રીને જન્મ આપ્યો હતો. પણ જન્મ આપતાં ઈંદુનું શરીર નંખાઈ ગયું હતું. સુવાવડ પછી દિન પ્રતિદિન નબળાઈ વધતી જ ગઈ. કેતકરે ભાસ્કરને બોલાવ્યો. ભાસ્કરે શરીર તપાસીને કહ્યું : 'તું થોડો વખત વતનમાં જઇ આવ.'

'મારે કયાંય નથી જવું.'

'એવી ખોટી હઠ શા માટે કરો છો ?' કેતકરે સમજાવટ કરી. 'મોટાભાઈ કહે છે તો બે માસ જઈ આવો.'

'મેં એકવાર ન કહ્યું ? મારે કયાંઇ નથી જવું. મને કાંઈ રોગ થોડો જ છે. એની મેળે ચારછ મહિને સારી થઇ જઇશ.'

'મોટાભાઈ અને અણ્ણાસાહેબ બન્ને કહે છે તો થોડો વખત જઇ આવોને, મોટી બેન !' યમૂ બીતાં બીતાં બોલી.

'તમે લોકો બધાં મને કાઢવા ઊભાં થયાં છો ? મારે નથી

જવું.' ઇંદુ વધારે ચીડાઇ. સૌ ચૂપ થઇ ગયાં. ભાસ્કર બપોરે કલ્યાણ ચાલ્યો ગયો. યમૂને ઇંદુની સારવાર માટે કેતકરે રોકી લીધી.

બીજે દિવસે સવારે કેતકરે ધીરેથી આવીને પૂછયું: 'આજે ફરવા ચાલશો?'

'ના' ઈંદુએ મોટે અવાજે કહ્યું.

'થોડી ખુલ્લી હવા મળશે તો ફાયદો થશે.'

'મારે હવા નથી ખાવી. એકવાર ન કહ્યું? તમે એકલા હવા ખાઓ, બસ છે.'

'ઈંદુ!' કેતકરના અવાજમાં સહેજ રોષ આવ્યો: 'તને માણસોની હાજરીમાં કેમ વાત કરવી તેની ખબર નથી.'

'તમને બધી ખબર છે હુ જાણું છું!'

કેતકર રીસમાં ચાલ્યો ગયો. કપડાં પહેરી નીચે આવી યમૂને પૂછ્યું: 'યમૂ! ચાલવું છે તારે?'

'આવું છું. મોટી બેને શું કહ્યું?'

'એ નથી આવતી. તારો શો વિચાર છે?'

યમૂએ એક ક્ષણ વિચાર કર્યો. 'આવું છું' કહીને એ સાથે ચાલી. ઈંદુ બારીમાંથી ક્યાંય સુધી જોઈ રહી. મોટર દેખાતી બંધ થઈ એટલે બબડી: "આ તે માણસ છે? કેવળ સ્વાર્થનો સગો છે. બસ પોતે કલબમાં જઈને ટેનીસ રમશે, બીલિયર્ડ રમશે, દારૂ ઢીચશે. પાછળની દરકાર જ નહિ. આ યમૂને મારી સારવાર કરવા રાખી છે! કાલથી એને સાફ ના પાડી દેવાની છું. નહિતર ભણવા જાય પૂના. ખાલી રખડવું શું?"

'બાઈસાહેબ, બેબી બેન જાગ્યાં છે ને રડે છે' આયાએ આવી વિચારમાળા તોડી.

'તે તને ત્યાં શા માટે રાખી છે? બધાં મારો જીવ લેશો.'

ઇંદુ બારી બહાર એક નજર ફેંકીને પાછી વળી.

આ બાજુ કેતકરે કલબમાં ન જતાં મોટર સામી પહાડી તરફ લીધી. નીચે ઊભી રાખી બન્ને જણ થોડે ઉપર જઈને બેઠાં. કેતકર દૂર ખાડી સામે જોઈ રહ્યો. થોડીવારે યમૂ બોલી:

'તમને નથી લાગતું અણ્ણાસાહેબ ! મોટી બેન હમણાં હમણાં બહુ ચીડિયાં થઇ ગયાં છે? આપણને તો આવામાં ન ગમે. પછી બહુ કરશે તો હું તો પૂના ચાલી જઈશ.'

'મને પણ કેટલીક વાર હદ ઉપરાંત થાય છે ત્યારે કંટાળો આવે છે!'

'ને બેબી ઉપર પણ કેટલાં ચીડાય છે?'

'હવે ગઈ કાલે એમના કોઈ મિત્રો આવેલા. એમણે સિનેમા જોવા મુંબઈ જવાનો કાર્યક્રમ ગોઠવેલો. મને ખબર નહિ. મેં કહ્યું બેબી માંદી છે તે નથી જવું. એમાં કેટલી ચીડાઇ ગઈ?'

'એ બધો વાંક તમારો જ છે.'

'હા વાંક તો મારો જ છે.'

'થોડા દિવસ પિતાજી પાસે જઈ આવ્યાં હોત તો સારું હતું.'

'એમને તમારા વિના ક્યાંય ચેન પડતું નથી.'

'એ તો ઉપર ઉપરનું. જો ખરેખર એમ હોય તો એટલું ન સમજે કે આ કોના ઉપર રીસ કરું છું?' કેતકરે નિઃશ્વાસ મૂક્યો.

'હારતો' યમૂ ગંભીર બની બોલી, 'તમે એમને માટે કેટલું વેઠ્યું છે? મરતી માનું મોં ન જોઈ શક્યા. સીતા જેવી સ્નેહાળ પત્નીને છોડી. આવડા મોટા અમલદાર છતાં રાતદિવસ એક ચાકરની જેમ હુકમ ઉઠાવો છો. સાચે જ કેતકર, મોટી બેન તમારા હૃદયને સમજી શક્યાં નથી.'

'એ નથી સમજી શકી એ ખરું છે, પણ કેટલાક વખતથી જોઉં છું કે તું સમજી શકે છે. તું હવે બાળક નથી માટે તને મારા હૃદયની વાત કરું છું. મારા અંતરમાં કેવી વેદના ભરી છે, તને ખબર છે?'

'હા, મને ખબર છે અરુણાસાહેબ!'

'ના, નથી; કોઈ કોઈવાર હું ભર ઊંઘમાંથી જાગી જાઉં છું. અને નજર સામે જાણે શ્વેત વસ્ત્રધારી, દેવપુરુષ જેવા જોષી વકીલ આવીને ઊભા રહે છે. એમની તેજસ્વી નિર્મળ આંખો મારી સામે માંડી ઊભા રહે છે અને મીઠો ઠપકો આપતા હોય તેમ જોઈ રહે છે. મારા કાનમાં જાણે ભણકારા વાગે છે: " મેં મારી જિંદગીભરની કમાણી તારે ચરણે ધરી, મારી જીવથી વધુ વહાલી દીકરીનો હાથ તને સોંપ્યો. તું આવો દગાખોર, વિશ્વાસઘાતી કેમ બન્યો બેટા! હશે, એમાં તારો વાંક નથી." આમ બોલીને જાણે એ અદૃશ્ય થાય છે અને હું કેટલા યે વખત સુધી એમ ને એમ બેસી રહું છું.'

'તમારા જેવા દુનિયામાં ફરેલા અને નાસ્તિકને પણ આવો ભ્રમ કેમ થાય છે?'

'મને પણ એ સમજાતું નથી.'

'મનની એક જાતની નબળાઈ, બીજું શું?'

'એમ પણ હોય' કેતકર મૂંગો રહ્યો. આર્ત નજરે સામે ક્ષિતિજ પર પહાડો તરફ નજર માંડી તાકી રહ્યો.

'અરુણાસાહેબ! મને એક વાતની બહુ નવાઈ લાગે છે. મોટી બેન જે હંમેશાં તમારા નામનું રટણ કરતાં તે આટલાં બધાં કેમ ચીડાઈ જાય છે? અને વાતવાતમાં અણગમો શાથી બતાવે છે?'

કેતકરે કશો ઉત્તર વાળ્યો નહિ. યમૂ પણ મૂંગી બેસી રહી.

થોડીક વારે 'ચાલો જઈએ,' કહીને કેતકર ઊઠયો. બન્ને પાછાં ફર્યાં.

બંગલે આવ્યાં ત્યારે ઇંદુ આરામખુરશીમાં પડી પડી છાપું વાંચતી હતી. કેતકર સીધો ઉપર આવ્યો. હેતભર્યા અવાજે પૂછ્યુંઃ

'કેમ આજે શું જમશો?'

'કશું નહિ' ઈંદુ ભારે મોઢે બોલી. છાપું બાજુમાં મૂકયું.

'એમ ચાલે કાંઈ? તમને ભાવે અને માફક આવે તેવું બનાવી આપે' કેતકરે વિનવણી કરી.

'મને હવે મોત માફક આવે છે!'

'એવું શા માટે બોલો છો, મોટી બેન?' યમૂ બોલી.

'તારે વચ્ચે ડહાપણ ન કરવું, યમૂ!'

યમૂ તરત જ ઊઠીને નીચે ચાલી ગઈ.

'તું કેટલી ખરાબ છે, ઇંદુ! બિચારી પ્રેમથી પૂછે છે એને આડો જવાબ આપે છે. બોલ શું જમવું છે?'

'મેં એકવાર ના ન પાડી?'

'જમ્યા વિના અશકિત વધતી જાય, સમજી?'

'મારે વધારવી જ છે!'

'તું અવળું ન બોલ, ઈંદુ!' ઈંદુ કંઇ પણ બોલ્યા વિના આડું જોઈને ખુરશી ડોલાવવા લાગી. કેતકર કંટાળીને નીચે ચાલ્યો ગયો.

પણ કેતકરે ગમ ખાધી. થોડાં દાળભાત ઉપર લઈ જઈ, સમજાવી પટાવીને ખવરાવ્યાં. પછી યમૂને બૂમ મારીઃ 'યમૂ, ચાલો ઘડીક રમીએ.'

'મારે અત્યારે વાંચવું છે.' યમૂ ન આવી.

'કંઈ નહિ. ચાલ ઈંદુ, આપણે બે રમીએ.'

'મને ઊંઘ આવે છે.'

‘ તો સૂઈ જા. પણ અધીં રાતે ઉઠાડતી નહિ. પછી મને કોર્ટમાં ઝોલાં આવે છે. ’

‘ તમે ન ઊઠતા. હું એકલી એકલી જાગીશ. તમે નિરાંતે ઊંઘજો.’

કેતકર ઊઠીને પોતાની પથારી તરફ ગયો. કબાટમાંથી એક પુસ્તક કાઢ્યું. પથારીમાં પડયા પડયા વાંચવા લાગ્યો.

પણ પુસ્તકમાં એનું મન ખૂંચ્યું નહિ. એની નજર સામે ઈંદુનો રોષભર્યો ચહેરો તરવા લાગ્યો. “ કેટલો ખરાબ સ્વભાવ થઈ ગયો છે. જાણે ઈંદુ જ નહિ. ગમે તેટલી શાંતિ રાખું, સમજાવટ કરું પણ એને કંઈ નહિ. નકામી નકામી પેલી યમૂ ઉપર ખીજાય છે, મા’રાજ ઉપર ચીડાય છે. એથી એનું શરીર વધારે ઘસાતું જાય છે. કોઈનું માનવું નહિ પછી શું થાય ? એ રીતે સીતાનો સ્વભાવ એક નંબરનો. અહા ! કેટલા વખતે કાલે જોઈ. એવી ને એવી જ છે. નીચું જોઈને ચાલી ગઈ. બોલાવી હોત તો ? તો જરૂર આવત. એને માન અપમાન નથી. કેટલા હેતથી જમાડે, કેટલા ભાવપૂર્વક વાંચી સંભળાવે. ઊંઘી જાઉં ત્યાં સુધી પ્રેમથી માથે હાથ ફેરવ્યા કરે! પણ મેં હાથે કરીને એ સુખ ગુમાવ્યું. મધરાત સુધી કલબમાં પડયો રહું. પછી બિચારી કયાં સુધી રાહ જુએ ? તો પણ દિવસોના દિવસો એણે ઉજાગરા કર્યા. ઘરમાં નોકર ચાકર સૌને એની ઉપર મમતા. દરેક કામમાં સાથે રહે. કોઈ કામ કરવામાં નાનમ નહિ કે આળસ નહિ કે બેદરકારી નહિ. એનું નામ ગૃહિણી કહેવાય. વિના કારણ બોલવું પણ નહિ. આ તો મારા કરતાં એનો રૂઆબ વધારે. નોકર ચાકરને ધમકાવવામાં જ સમજે. યમૂ પણ કંટાળી ગઈ છે.” વિચારમાં ને વિચારમાં ચોપડી બાજુ પર રહી ને કેતકર ઊંઘી ગયો.

# ૩૪

શિયાળો ઊતરીને ઉનાળો આવ્યો. સહેજ તાપ પડવાની શરૂઆત થઈ. ઈંદુએ કેતકરને કહ્યું: 'આ વખતે ઉનાળો ક્યાં ગાળશું ?'

'તમે કહો ત્યાં.'

'પણ તમારું મન ક્યાં જવાનું છે ?'

'મારો વિચાર પંચગની જવાનો છે' કેતકરે કહ્યું.

'ના ભાઈ, સહેજ દૂર જઈએ' યમૂ લાડથી બોલી. આપણો મત ઉતાકામંડ જવાનો છે.'

'ના, ઊટી નથી જવું' ઈંદુએ યમૂની વાત કાપી નાંખી.

'ત્યારે ?' કેતકર સહેજ ઉદ્વેગથી બોલ્યો.

'મારે તો આપણે એ વખતે ગયેલા પણ હોંશ અધૂરી રહી ગઈ છે તે પૂરી કરવી છે.'

'ક્યાં દાર્જિલિંગ ?' કેતકરે પૂછ્યું.

'હા. મને બહુ મન થયું છે. બધાં જૂનાં સ્મરણ તાજાં કરીએ' ઈંદુએ કહ્યું.

'પણ મને દાર્જિલિંગ પસંદ નથી' કેતકર બોલ્યો.

'તો પછી અહીં જ રહીએ; ક્યાંઈ નથી જવું.'

'યમૂ, તારો શો મત છે?' કેતકરે ફરી પૂછ્યું.

'એકવાર આપી દીધો. પણ મોટી બેનનું મન રાખવું.'

'એને અક્કલ ક્યાં છે? આટલી નાની બેબીને એટલે દૂર, ગરમીમાં લઈ જવી એ જોખમકારક છે.' કેતકરે દઢતાથી દલીલ કરી.

'તો તમને ગમે ત્યાં જઈ આવો. આપણે ક્યાંઇ નથી જવું' ઈંદુ બોલી.

'તો કાંઇ નહિ. તમે અહીં મોટાભાઈ પાસે કલ્યાણ રહેજોઃ હું ને યમૂ શિટી જઈ આવશું.'

ઈંદુ કશું બોલી નહિ. કેતકર જમીને કોર્ટમાં ગયો. યમૂ મુંબઈ ગઈ. ઈંદુ જમ્યા વિના બેસી રહી. સાંજે ઈંદુએ પોતાની મેળે થોડું ખાધું. કેતકર બીજે દિવસે સવારમાં ગામડાંઓમાં ગયો તે છેક રાતે આવ્યો. આમ બે દિવસ વીતી ગયા.

ત્રીજે દિવસે સવારે એકાએક કેતકરે નિર્ણય બહાર પાડ્યો :

'આવતી કાલે આપણે દાર્જિલિંગ જવાનું છે.' ઈંદુ-યમૂ તૈયાર થયાં. એક ધાટી, એક આયા, એક રસોઇયો, બેબીની ગાડી, બેબીનાં કપડાંની બૅગ, બેબીનાં રમકડાંનો કરંડિયો બધું ઈંદુએ તૈયાર કરી લીધું. કપડાંની પેટીઓ, પથારીના બિસ્ત્રા, ટિફિન બાસ્કેટ, પાણીનો કૂજો વગેરે સામાન ખટારામાં ભરીને સ્ટેશને પહોંચતો કર્યો. પહેલા વર્ગનો ડબ્બો રીઝર્વ કરાવી કેતકરસાહેબ સહકુટુંબ દાર્જિલિંગ ઊપડી ગયા.

આખી ઋતુના પાંચસો રૂપિયા આપીને એક બંગલી ભાડે રાખી. સુંદર સુશોભિત શરૂનાં કંડારેલા ઝાડ વચ્ચેના માર્ગ ઉપરથી

નાનકડો બંગલો મનોહર લાગતો હતો. ભર ઉનાળે ઠંડો પવન બંગલાના પગથારને ઠારી રહ્યો હતો. ચોગાનમાં ઊભીને નજર કરતાં ચોમેર વૃક્ષરાજિથી વીંટળાએલી પહાડીઓ અને દૂર દૂર બરફથી ઢંકાયેલાં શિખરો દેખાતાં હતાં. ઈંદુ પગથિયાં ચડી. પાછી ફરીને એક નજરે દૃશ્ય જોઈ લીધું. યમૂ તરફ જોઈને બોલી: 'કહે જોઈએ, આવી મજા ઊટીમાં આવત?'

'ના મોટી બેન. જો કે મેં ઊટી જોયું નથી. પણ તમને ગમે ત્યાં જ જવું એમ મેં અણ્ણાસાહેબને આગ્રહ કર્યો તેથી એણે હઠ મૂકી દીધી.' બોલીને યમૂ અપૂર્વ દેખાવ જોઈ રહી.

પણ યમૂના છેલ્લા વાક્યે ઈંદુનું હૃદય ઘવાયું. એ મનમાં બબડી "યમૂના આગ્રહથી કેતકરે હઠ મૂકી દીધી." આસ્તે રહીને એ ઓરડામાં ગઈ. એક સોફા પર બેઠી.

ખાખી ચડ્ડી, ખાખી હાફ શર્ટ પર વાદળી હાફકોટ, માથે હૅટ, હાથમાં ગઠ્ઠાવાળી સોટી, કેતકર બજારમાં આંટો મારીને બંગલે આવ્યો. ઓસરી પર યમૂ સામે એની નજર ગઈ. સાદી સોનેરી કોરની તદ્દન સફેદ સાડી, ઉપર ઘેરો લાલ હાફકોટ, સોનેરી ચળકતાં બુતાન, માથાની બેવડી વેણીના ગુચ્છા બન્ને બાજુ લટકી રહ્યા છે. હસમુખા ચહેરા પર આથમતા સૂર્યની લાલીની ચીમકી ઊપડી આવી છે. કેતકરે નજર ભરીને યમૂને નીરખી લીધી. દરવાજામાં પેસતાં સામે જોઈને કહ્યું: 'કેમ સાહેબ! કેવો અદ્‌ભુત દેખાવ છે?'

'ખરેખર અણ્ણાસાહેબ! હિમાલય તો સ્વર્ગભૂમિ છે.'

'આ સંધ્યાના અવનવા રંગો જેમ જેમ ખુલતા જશે તેમ તેમ તમે પાગલ બનતાં જશો.'

'ના ભાઈ, આપણે પાગલ નથી થવું.'

'યમૂ!' અંદરથી ઇંદુનો અવાજ આવ્યો.

'કેમ મોટી બેન?'

'અંદર આવ તો.' યમૂ અંદર આવી. પાછળ તરત જ કેતકર આવ્યો.

'ક્યાં જઈ આવ્યા તમે?' ઇંદુએ કેતકરને પૂછ્યું.

'જરા બજારમાં આંટો મારી આવ્યો.'

'કેમ કાલુ!' કેતકરે નોકરને પૂછ્યું.

'જી સાહેબ.'

'બધો સામાન ગોઠવાઈ ગયો?'

'ગોઠવાય છે.'

'મહારાજને કહે કે જલદી રસોઇ બનાવે. કેમ ઈંદુ, ભૂખ લાગી છે ને?

'ખાસ નહિ.'

'તો ચાલો આપણે જરા ફરી આવીએ. એટલે ભૂખ લાગશે. આયાને કહો કે બેબીને સામા બાગમાં લઈ જાય.'

ઇંદુ ધીરે રહીને ઊઠી. યમૂ તૈયાર જ હતી. કેતકર આગળ ચાલ્યો. દરવાજા બહાર નીકળતાં ક્ષીણ થઇ ગયેલે અવાજે ઈંદુ બોલી: 'યશુ, આપણે તે દિવસે ક્યાં સુધી ગયેલાં?'

'સામે દૂરની પહાડી પર થઈને સહેજ આગળ.'

'આજ હવે એટલું ન ચલાય.'

'આજ તો તારું શરીર અર્ધું નથી રહ્યું' કેતકર બોલ્યો.

'સુશીલા હજી એવી ને એવી છે' ઈંદુએ કહ્યું.

'એ બેફિકર બાઈ છે' કેતકરે કારણ આપ્યું.

'બે છોકરાંની મા થઈ છે પણ જાણે હજી કાલ સવારે પરણી હશે' ઈંદુએ સુશીલાની તારીફ કરી. 'અમારા છાત્રાલયમાં પણ એનું શરીર સૌથી સારું ગણાતું.'

'તે વખતે તો તું પણ સારી હતી,' કેતકર બોલ્યો.

'તોય એના જેવું નહિ.'

'અત્યારે યમૂ છે એવી જ તું લાગતી હતી' કેતકરે કહ્યું. એના મન આગળ વર્ષો પહેલાંનો ઇંદુનો મોહક ચહેરો તરવા લાગ્યો.

'ના કેતકર' યમૂ બોલી, 'મોટી બેન મારાથી વધારે સુંદર દેખાતાં હતાં.'

'સુંદર તો અત્યારે પણ છું' ઇંદુ પોતાના હાથ સામે જોઈ બોલી: 'માત્ર થોડી સુકાઈ છું એટલું જ.'

'આપણે દરેકે આ દોઢ માસમાં ચાર ચાર રતલ વજન વધારવાનું છે.'

'તમારું તો જાણે વધશે જ' ઇંદુએ હસીને કહ્યું.

'અને મોટી બેન, આપણે ય વધવાનાં!' યમૂ બોલી.

'બેઅી પણ થોડું વધશે' કેતકરે કહ્યું.

'હું એક ઘટવાની.' ઇંદુ ધીરી પડી જઈને બોલી.

'આપણે ઇંદુ એક વાત નક્કી કરો. હમેશાં ક્યારે ફરવું? સાજા ને માંદાએ કેટલા માઈલ ફરવું? કોણે કોણે નીકળવું વગેરે નક્કી કરો.'

'બરાબર' યમૂએ ટેકો આપ્યો.

'મારે થોડા ફોટોગ્રાફ્સ લેવા છે તેથી જુદા જુદા સ્થળે જવાનું રાખશું' યમૂ બોલી.

'ક્યો કેમેરા લાવી છો, યમૂ!' ઇંદુએ પૂછ્યું. 'નવો કે જૂનો?'

'જૂનો તમારા વાળો.'

'હા એમાં સરસ ફોટા પડશે.'

'મારો એક મિત્ર ફોટોગ્રાફી સરસ જાણે છે. એ આવવાનું કહેતો હતો પણ મેં ના પાડી.'

'કેમ લાવવો હતો ને? મજા આવત' ઇંદુએ કહ્યું. યમૂ કશું બોલી નહિ. એને મનમાં થયું લાવી હોત તો સારું હતું.

ફરીને પાછા આવ્યાં ત્યારે સૌને સારી ભૂખ લાગી હતી. આવીને તરત જમવા બેઠાં. જમતાં જમતાં ઇંદુએ કહ્યું: 'યમૂ, આપણે ય વધવાનાં.'

'તો તો ઘણું સારું.'

જમીને બેઘડી ગ્રામોફોન વગાડી થાકયાંપાકયાં સૌ સૂઈ ગયાં.

*

બપોરના બે વાગ્યા છે. દાર્જિલિંગની પહાડીઓ આભના ઉકળાટને પોતાની ઠંડી ગોદમાં શમાવી રહી છે. કેતકરના બંગલા આસપાસ બિલકુલ શાંતિ છે. સૌ સૂઈ ગયાં છે. રસોયો, ઘાટી અને સિપાઈ ત્રણે જણ પાછલી બાજુ તમાકુનો ટેસ કરે છે. એ વખતે હમેશ કરતાં બે કલાક વહેલો કેતકર જાગી ગયો. ફરવાનો પોશાક પહેરી યમૂ સૂતી હતી ત્યાં આવ્યો. યમૂ ઘસઘસાટ ઊંઘતી હતી. કેતકરે ખંભા ઉપર આંગળીના ટકોરા મારી જગાડી. આંખો ચોળીને કંટાળાભર્યા અવાજે યમૂ બોલીઃ 'શા માટે જગાડી અત્યારે?'

'ચાલ ફરવા. અહીં ઊંઘવા આવી છો કે ફરવા?'

'અમારે નથી ફરવું, જાઓ.' યમૂ ફરી સૂઈ ગઈ. કેતકરે ફરી ઉઠાડી. 'અહીં બંગલાની બંધિયાર હવા કરતાં કાલે આપણે પેલા આંબા નીચે શિલા જોઈ હતી ત્યાં જમાવશું.'

યમૂ ઊઠી. ચારે કોર જોયું. પાસેના ખંડમાં ઈંદુ સૂતી હતી. 'મોટી બેનને ઉઠાડો' યમૂએ કહ્યું.

'તું જગાડ. મારું નહિ માને' કેતકરે કહ્યું.

યમૂ ઓરડામાં આવી. 'મોટી બેન, ઊઠો' કહી જગાડવા લાગી. ઇંદુએ આંખ ખોલી ને સહેજ રોષમાં પૂછ્યું:

'કેટલા વાગ્યા ? '

' બે થઈ ગયા. '

' આપણે તો ચાર વાગે જવાનું રાખ્યું છે ' ઇંદુ ફરી આંખ મીંચવા લાગી.

' આજે જરા વહેલા જઈએ ' કેતકર બોલ્યો.

' તમે જાઓ, મારે અત્યારે નથી આવવું. '

' ચાલ યમૂ, આપણે જઈએ. એ પછી આવશે. ઈંદુ ! અમે કાલની જગ્યાએ જઈએ છીએ. '

' સારું ' ઈંદુ અર્ધી ઊંઘમાં બોલી.

યમૂ–કેતકર ચાલ્યાં.

યમૂએ ખાખી ચડ્ડી અને સફેદ હાફશર્ટ પહેર્યાં છે. પગમાં બૂટ અને હાથમાં ખભા સુધીની લાઠી રાખી છે. કેતકર પોતાના ખાસ શિકારી પોશાકમાં છે.

બન્ને જણ દરવાજા બહાર નીકળી ઉતાવળે ચાલવા લાગ્યાં. સૃષ્ટિસૌંદર્ય નિહાળતાં, આગલા દિવસના આંબાથી દૂર નીકળી ગયાં.

' યમૂ ! ' કેતકર દૂર વૃક્ષરાજિ ઉપર મીટ માંડી બોલ્યો: ' તને નથી લાગતું કે સ્વર્ગ આથી જુદું ન હોય ? '

' મને તો એથી ઊલટું જ લાગે છે. સ્વર્ગના દેવતાઓ ભલે ગમે ત્યાં રહેતા હોય : આપણે માટે તો આ જ સ્વર્ગ છે.'

' હવેથી આપણે ઉનાળો કોઈ આવા જ સ્થળે ગાળવો, ' કેતકરે કહ્યું.

' હું તો આવતે વર્ષે ભણી રહીશ. '

' બસ પછી કાયમની નિરાંત. '

' નિરાંત શાની ? પછી પરદેશ જવું છે. '

'ભણ્યાં ? મોટી બેને પરદેશ જઈ શું ઉકાળ્યું જોતી નથી ?'

'એ તો જોઉં છું.'

'તો પછી ? તારો પેલો ફ્રેંડ આપટે શું કહે છે ?'

'તમે એમને ઓળખો છો ?' યમૂ ચમકી.

'અમે ન ઓળખીએ ? ઠીક છે, સારો છોકરો છે.'

'એને અમેરિકા જવું છે પણ પૈસા નથી.'

'તારી પાસે માગે છે ?'

'મારી પાસે હોય તો માગે ને ?'

'તું કહેતી હો તો હું બનતી મદદ કરું.'

'સાચું કહો છો કેતકર ?' યમૂ હર્ષપૂર્વક ઊભી રહી.

'ખરું કહું છું. એ મારી ફરજ છે' કેતકર ગંભીર બનતાં બોલ્યો.

'આપણે અહીં બેસીએ' કેતકરે આસપાસ જોયું.

'હા સરસ છે.'

એક બાજુ બે હજાર ફૂટ જેટલી ઊંડી ખીણ, ખીણમાં ભરચક ઝાડી, સામસામી બન્ને પહાડી, વચ્ચે થઈને વહી જતી નાનકડી નદીનો સૂકો રેતાળ પટ : બીજી બાજુ એક પછી એક ચડ-ઊતર ચોસલાંની માફક ગોઠવાયેલો ગિરિમાળ, પીરામીડની માફક ઊભી છે. આંખમાં ન સમાય તેવું ભવ્ય દૃશ્ય છે. એક ઊંચી અને પહોળી શિલા પર ચડીને બન્ને જણ બેઠાં. નીચે પહાડીને આંટો લઈને ચાલ્યો જતો રસ્તો દેખાતો હતો. શિલા ઉપર એક મોટો જબરજસ્ત આંબો લચી પડ્યો હતો. આસપાસ સુગંધી ફૂલોથી વાતાવરણને સુવાસિત કરતાં વગડાઉ ફૂલઝાડ મહેકી રહ્યાં હતાં. કેતકર ધીમે રહીને શિલા પર ચડ્યો. ઉપર ચડીને યમૂને કહ્યું: 'લાવો હાથ.' યમૂએ હસીને હાથ લંબાવ્યો. કેતકરના મજબૂત માંસલ હાથના એક જ આંચકે યમૂ ઉપર ખેંચાઈ આવી.

પણ ઉપર આવતાં એની વેણી નીચે પડી ગઈ. યમૂએ અંબોડે હાથ મૂકયો તેવો જ કેતકર બોલી ઊઠયો : 'ઊભાં રહો, એનાથી વધારે તાજાં, સુંદર ફૂલ લાવી આપું.'

કેતકર થોડીવારમાં ખોબો ફૂલ વીણી લાવ્યો. જૂના દોરામાં પીનના સોયાથી નવાં ફૂલ પરોવવા લાગ્યો. યમૂ કેતકરના ભરાવદાર દેખાવડા ચહેરા સામે જોઈ રહી. મોટી કાળી આંખો અને ઊજળું કપાળ.

'કેતકર, તમને સીતાબેન નથી સાંભરતાં?' યમૂએ અચાનક પૂછયું.

'હવે શું સાંભરે?'

'તમે ઈંદુબેન સાથે પરણ્યા ત્યારે મનમાં કાંઈ નહોતું થયું?'

'શું થાય?'

'કેમ સીતાબેન બિચારાં રખડી પડયાં ને!'

'એ મને અનુકૂળ ન થઇ એમાં મારો શો વાંક?'

'તમે એને અનુકૂળ કેમ ન થયા?'

'નોકરી ધંધો છોડીને લંગોટી પહેરું તો ય એનું મન ન માને એવી વેવલી એની વાતો હતી. એવું છે યમૂ: અરસપરસ માન અને પ્રેમ હોય, જીવનમાં સમાન રસ હોય તો જ લગ્નજીવન સુખરૂપ નીવડે.'

'મોટી બેન સાથે પરણ્યા તેથી સુખરૂપ બન્યું છે?'

'ના, નથી બન્યું. પહેલું આખું વર્ષ અમે સ્વર્ગસુખ માણ્યું. પણ પછી કોણ જાણે કેમ તારી મોટી બેનનો સ્વભાવ ધીમે ધીમે એટલો બધો ખરાબ થતો ગયો કે ન પૂછો વાત.'

'તો હવે શું કરશો?' યમૂએ પૂછયું.

કેતકરે ઊંચે જોયું. પણ યમૂના ચહેરા પરથી જણાયું કે પ્રશ્ન તદ્દન નિર્દોષ અને સહજ હતો. એણે શાંતિથી પોતાના મનોભાવ વ્યક્ત કર્યા: હવે ન છૂટકે નભાવી લઈશ.'

'પણુ ધારો કે કોઈ એવી યુવતી તમારી સામે આવીને ઊભી રહે . . .' યમૂનો અવાજ લાગણીથી ધ્રૂજયો. કેતકરના હાથમાં ફૂલ અને સોયો થંભી ગયાં. યમૂના મુખમાંથી નીકળનાર વાકય-પુષ્પની એ રાહ જોઈ રહ્યો. યમૂએ આગળ ચલાવ્યું: 'કે જેનાથી તમને એમ લાગે કે તમારા જીવનમાં પ્રેમરસ પુનર્જન્મ પામશે, તો તમો એનો સ્વીકાર ન કરો?' યમૂ તટસ્થ ભાવથી કેતકર સામે જોઇ રહી.

પણુ એ તટસ્થ ભાવે પૂછાયેલા પ્રશ્ને કેતકરના અંગેઅંગમાં કંપ પેદા કર્યો. એનાં રૂવાડાં ખડાં થયાં. શો જવાબ દેવો એ એને સૂઝયું નહિ. યમૂ કેતકરની મૂંઝવણુ સમજી ગઈ. એણે મૂંઝવણુ ટાળવા પ્રયત્ન કર્યો: 'તમે કહેતા હતા ને કે અન્યોન્ય પ્રેમ ન હોય, માન ન હોય, મેળ ન હોય તો લગ્નબંધનમાં જકડાઈ રહેવાથી બન્નેને સંતાપ થયા કરે?'

'હા.'

'તો પછી તમારે ને ઇંદુબેનને અરસપરસ માન, પ્રેમ કે મેળ હોય એવું મને દેખાતું નથી!' યમૂ મક્કમપણે બોલી.

'હું તારા પ્રશ્નોનો અર્થ સમજતો નથી. તું શા માટે આવી પ્રશ્નોત્તરી પૂછે છે એનો મર્મ હું કળી શકતો નથી.'

'અમે ગમે તે માટે પૂછતાં હોઇએ એનું તમારે શું કામ છે? તમે હૃદયના ઊંડાણુમાંથી ખરો જવાબ આપો ને?'

'એવી કોઇ યુવતીનો સ્વીકાર કરવામાં હું મારી જાતને ભાગ્યશાળી માનું.' કેતકરે છેલ્લો ઉત્તર સંભળાવ્યો.

'શાહબાશ!' યમૂ મોટે અવાજે બોલી ઊઠી. અને તરત જ ગંભીરતાથી પ્રશ્ન કર્યો: 'અને પછી દોઢ બે વરસની નાની બેબીને લઇને મોટી બેન કયાં જાય?'

'ગમે ત્યાં જાય – એ મારે જોવાનું નથી!'

'હટ્, સ્વાર્થી! એક ફૂલથી બીજે ફૂલ રસ ચૂસતા ભમરા માફક ભમ્યા કરનાર તમારા જેવા પુરુષોને પાછળનાંની દરકાર છે જ નહિ!' કેતકર ચૂપ થઇ ગયો. થોડીવારે રોષ ઊતરતાં યમૂએ નવીન વાત ઉપાડી:

'આપણે એક વિમાન ખરીદો ને.'

'પણ તેં પહેલી વાત ઉડાવી દીધી.'

'એ વાતમાં તમારું પાણી મપાઇ ગયું!'

'પણ એનો નિર્ણય ક્યાં આવ્યો છે?'

'પછી નિરાંતે કોઇવાર નિર્ણય કરશું.'

'આટલી નિરાંત ફરી નહિ મળે, યમૂ!' કેતકર યાચક જેવી દૃષ્ટિએ યમૂ સામે જોઇ રહ્યો. પણ રીઢો દુકાનદાર, રીઢા ભિખારીઓને હાથને ઇશારે જ બીજી દુકાને જવાનું કહી દે તેમ યમૂએ વાત ફેરવી નાંખી:

'હમણાં તો મને આ સામાં ભવ્ય શિખરોની પેલી પાર ઊડી જવાનું મન થાય છે. કેતકર! વિમાન ક્યારે ખરીદશું?'

'વિમાન ખરીદવાનો એક રસ્તો છે.'

'શો?'

'તમે મુંબઇમાં જ એલએલ.બી. થાઓ અને પછી આપણે ત્યાં વકીલાત કરો. ખૂબ પૈસા કમાઇને વિમાન ખરીદો.'

'વિચાર કરી જોઇશ.'

'લ્યો આ વેણી: તૈયાર થઇ ગઈ.'

'થેન્ક યુ.'

'લાવો હું જ બાંધી દઉં.'

યમૂએ મોં ફેરવ્યું. કેતકર ધ્રૂજતે હાથે વેણી બાંધવા લાગ્યો.

એ જ વખતે 'યમૂ!' એવી ફાટી ગયેલા અવાજની બૂમ સંભળાઇ. બન્નેએ ચમકીને પાછળ જોયું તો ઇંદુ કાળરૂપ ધારીને રિક્ષામાંથી ઊતરી રહી છે!

*

ઇંદુ જાગી. જોયું તો ત્રણ વાગ્યા હતા. રસોયાને ચા બનાવવા કહ્યું. હાથમોં ધોઇ, વાળ સરખા કર્યા. સાડી બદલીને તૈયાર થઇ. આયાને કહ્યું: 'હું જરા ફરવા જાઉં છું. બેબી જાગે ત્યારે તું જરા ફેરવી લાવજે. ચાર વાગ્યે પેલી શીશીમાંથી દૂધ પાજે. મહારાજ, કેટલી વાર?'

'જી આવ્યો.' ચા આવી. ચા પીતાં સિપાઇને હુકમ કર્યો: 'કાલુ! બજારમાંથી એક રિક્ષા લઇ આવ.'

ચાપાણી પીને ઇંદુ બહાર જઇ ઊભી રહી. દૃશ્ય જોતાં અનેક વિચારો આવવા લાગ્યા. બધા મનમાં જ શમાવ્યા. રિક્ષા આવી. અંદર બેસી હાથને ઇશારે રસ્તો બતાવ્યો. રિક્ષા ચાલી.

આગલા દિવસનો આંબો આવ્યો. ઇંદુએ રિક્ષા ઊભી રખાવી. એક નજર ચોપાસ ફેંકી. કોઇ દેખાયું નહિ. એટલે આગળ ચાલવા સમજાવ્યું. રિક્ષા આગળ વધી. ઇંદુ ખીણમાં, પહાડી પર અને રસ્તા પર દૂર ચોમેર નજર ફેંકતી જાય છે. કુદરતી દેખાવો એક પછી એક ઊઘડતા જાય છે. પણ ઇંદુની નજર કેતકર–યમૂને શોધે છે.

રિક્ષા સહેજ આગળ ગઇ ત્યાં ઇંદુની નજર એક ઊંચા આંબા નીચેની મોટી શિલા પર પડી. નજર પડતાં જ એનું હૃદય બમણા જોશથી ધબકવા લાગ્યું. કેતકર વેણી બાંધે છે. બન્નેની પીઠ રસ્તા તરફ છે. ઇંદુનું મગજ ફરી ગયું. પગથી માથા સુધી

ક્રોધની જ્વાળા જલી ઊઠી. નજીક આવતાં જ એણે રિક્ષા ઊભી રખાવી અને નીચે ઊતરતાં ત્રાડ મારીઃ 'યમૂ!' પહાડમાં પડઘો પડ્યો અને અવાજ ગાજી ઊઠ્યો.

યમૂ ચમકી ગઈ. કેતકરના હાથમાંથી વેણી પડી ગઈ. ત્રાસજનક ચહેરે ઉભેલી ઈંદુએ પાસે આવીને કડકાઈથી કહ્યું: 'નીચે ઊતર, યમૂ!'

યમૂ નીચે ઊતરી.

કેતકર સામે એક કારમી નજર ફેંકીને, યમૂ તરફ ફરી, બોલીઃ 'બેસી જા રિક્ષામાં.'

યમૂ બેઠી. ઈંદુએ બેસતાં બેસતાં હાથને ઈશારે રિક્ષાવાળાને રિક્ષા પાછી વાળવા કહ્યું. ઇંદુની સામે જોવાની પણ એની હિંમત ચાલી નહિ. ઇંદુ હોઠ ભીંસી, ગુસ્સાભરી આંખો ફાડીને બેઠી હતી.

કેતકર શિલા પરથી ઊતર્યો. એના મગજનો પાવર પણ ફાટ ફાટ થવા લાગ્યો. એ બબડ્યોઃ "વિના કારણ ગુસ્સે થાય છે. યમૂ બિચારી તદ્દન નિર્દોષ છોકરી છે. ગરીબ ગાય જેવી. કશો જવાબ પણ ન દઈ શકી. એક વેણી બાંધી એમાં આટલી રીસ? મારા ઉપરની રીસ બિચારી યમૂ પર ઉતારી. દીવાની દાઝે કોડિયાંને બચકાં ભરે છે! અને મારા પર પણ શા માટે રોષ કરે? એવું મેં કશું કારણ આપેલ નથી. ખરેખર, ઇંદુ પાગલ થઈ ગઈ છે. યમૂને એના પંજામાંથી છોડાવવી જોઈએ અને મારે પણ છૂટવું જોઈએ. એ થોડી રખડશે ત્યારે એની સાન ઠેકાણે આવશે." કેતકર સોટી હલાવતો વિચારવમળમાં ગુંચવાતો ચાલ્યો આવે છે.

"બસ. ડૉ. ભાસ્કરને વાત કરી એના બાપ પાસે મોકલી આપું. નિરાંતે નોકરી તો થાય. જેનું અન્ન ખાવું એનું હક્ક તો કરવું જ જોઈએ ને?'

કેતકર બંગલે આવ્યો. જુએ તો આંગણામાં રિક્ષા ઊભી છે. ઇંદુ અંદર બેઠી છે. બેબીને લઈને આયા અંદર બેસવા આવે છે. મજૂરો સામાન ઉપાડી ઊભા છે. યમૂ પગથિયાં પર ઊભી છે. સિપાઈ દરવાજો પકડી હાથ સીધા રાખી સલામ ભરવાની રાહ જોઈ રહ્યો છે. કેતકર દરવાજામાં પેઠો. ઇંદુએ યમૂને બૂમ મારી : 'ચાલે છે કે યમૂ?'

'ના.' યમૂ એમ ને એમ ઊભી રહી.

'ઠીક છે. ચલાવ રિક્ષા.'

કેતકર ઇંદુ સામે એક નજર ફેંકી પગથિયાં તરફ આવ્યો. ઉપર ચડતાં પહેલાં સહેજ પાછો ફર્યો અને બેદરકારી બતાવતાં પૂછ્યું: 'ક્યાં જાય છે, ઇંદુ?'

ઇંદુએ કશો ઉત્તર ન આપ્યો.

કેતકરે પરાણે મિજાજ કાબૂમાં રાખ્યો. યુવાન અમલદાર ઇંદુનું આપખુદ વર્તન સાંખી ન શક્યો. ફરી પાછળ જોયા વિના પગથિયાં ચડીને ઓરડામાં ચાલ્યો ગયો.

ઇંદુએ છેલ્લી વાર પૂછ્યું: 'યમૂ! ચાલવું છે?'

'નહિ.' યમૂએ એનો એ જવાબ આપ્યો અને જેમની તેમ ઊભી રહી.

રિક્ષા બહાર નીકળી મુખ્ય રસ્તે વળી અને ચાલી. ઇંદુએ જડ બનતી આંખો બંગલા તરફ ફેંકી. 'આ શું થવા બેઠું છે' કહી બેઠકને અઢેલી ઢળી પડી અને ઊંડો નિસાસો મૂક્યો.

આયા અને બેબી ઇંદુ સામે દર્દભરી નજરે જોઇ રહ્યાં.

# ૩૫

ડૉક્ટર ભાસ્કર દવાખાનેથી આવ્યા ત્યારે ઇંદુ જમીને સૂઈ ગઈ હતી. ભાસ્કરે સામાન સામે જોઈને પૂછ્યું: 'કોણ આવ્યું છે?'

'ઇંદુબેન' મિસીસ ભાસ્કરે જવાબ આપ્યો.

'કેતકર યમૂ સીધાં થાણા ગયાં લાગે છે?'

'ના, એ લોકો પાછળ છે. બેબીની તબિયત ઠીક ન રહી એટલે ઇંદુબેન વહેલાં ચાલ્યા આવ્યાં.'

'સારું કર્યું.' કપડાં ઉતારી ભાસ્કર જમવા બેઠો. મિસીસ ભાસ્કર પણ સાથે જ બેઠાં. રસોઇયો ઘી આપીને ગયો એટલે ભાસ્કર બોલ્યો: 'યમૂનું કંઈક કરવું જોઈએ.'

'હું તો કેટલા વખતથી કહું છું. વધારે ભણાવવી હોય તો પૂના મોકલો, નહિતર પછી પરણાવી દો.'

'પરણવાનું એના હાથમાં છે.'

'એ હું ક્યાં ના પાડું છું? પણ આટલા મૂરતીઆ છે તેમાંથી કોઈને પસંદ કરી લે.'

'હા, એ વાત ખરી.'

'હવે પાછું ઈંદુબેનને કેતકર સાથે બનતું નથી!'

'એ એક મોટી ઉપાધિ છે. એકબીજાં એકબીજાંનો વાંક કાઢયા કરે છે. મને તો આ સ્નેહલગ્નની થિયરી જ સમજાતી નથી!'

ત્યાં ઇંદુ જાગીને આવી. 'કેમ ઈંદુ, કેમ છે બેબી?'

'ઠીક છે.'

'તારું કેમ ચાલે છે?'

'હમણાં તો વજન વધ્યું છે.'

'કેતકર કેમ છે?' ઇંદુ કંઈ ન બોલી.

'યમૂને મૂકીને કેમ ચાલી આવી? પછી બધાંએ સાથે ચાલ્યા આવવું હતું.'

'એકવાર જમી લ્યો નિરાંતે' ઈંદુ બોલી, 'પછી હું બધી વાત નિરાંતે કરીશ.'

ભાસ્કર સમજ્યો કે કંઈક દાળમાં કાળું છે. જેમ તેમ જમી લીધું. દીવાનખાનામાં આવ્યો. ઈંદુ પાછળ આવી. બન્ને બેઠાં.

'કરો વાત' ભાસ્કરે પાનને ચૂનો લગાડતાં કહ્યું.

'વાત ટૂંકી છે. યમૂ કેતકર સાથે પરણવાની છે!' ઇંદુનું અંતર કોરાઈ જતું હતું પણ એ જડ બની ગઈ હોય તેમ આંખો ફાડીને ભાસ્કર સામે જોઇ રહી.

આંગળી પર ચૂનો અને હાથમાં પાન એમ ને એમ રહી ગયાં ને ભાસ્કર ઈંદુ સામે જોઈ રહ્યો! 'શું બોલે છે તું?'

ઈંદુની ભાભીએ પસાર થતાં બારણામાંથી આ જોયું. ભાઈબેનને સ્થિર થઇ ગયેલાં જોઇ અંદર આવ્યાં. એક બાજુ ઊભાં રહી બન્નેને નીરખવા લાગ્યાં.

'તારું મગજ તો ઠેકાણે છે ને?' ભાસ્કરે પૂછ્યું.

'હા. પંદર દિવસમાં તમે સાંભળશો: કાં કલકત્તા નોંધાવશે અગર મુંબઇમાં.'

'તારે બનતું નથી એ તો તારી ભાભી ક્હેતી જ હતી.'

'પણ મારું માને શેના?' મિસીસ ભાસ્કર બોલી ઊઠયાં.

'યમૂને આ શું સૂઝયું?' ભાસ્કરરાવ જમીન તરફ અનિમેષ તાકી રહ્યા.

'તું એને સાથે કેમ ન લેતી આવી?'

'બસ ન આવી.'

'ઉંમરલાયક થઈ એટલે એને જબરજસ્તીથી પણ ન લવાય.'

'આપણે હવે એને સંભારવી જ નહિ. ઈંદુબેન, તમે તમારે અહીં જ રહેજો' ડાહી ભાભી બોલી.

'મારે પિતાજીને શો જવાબ દેવો?' ભાસ્કર ફરી બોલ્યો. 'આમાં વાંક બધો ઈંદુનો જ છે.'

'મારો?'

'હા તારો. તારે જ એને કેતકરની નજર સામેથી દૂર કરવી જોઈતી હતી. તું જાણે તો છે કે એ ભાઈસાહેબનાં લખ્ખણ કેવાં છે.'

'એટલા માટે તો મેં એને પૂના જવા સલાહ આપેલી. કેતકર બધું એનું માને. મારી એક વાત ન સમજે. ત્યારથી જ હું પામી ગઈ હતી.'

'ઠીક છે, હજી એક માર્ગ છે. યમૂનો એક અંગત મિત્ર છે આપટે કરીને, એને પૂછાવી જોઉં.'

વચ્ચે તો સાંભળેલું કે યમૂબેને આપટે સાથે લગ્નનું નક્કી કરી નાંખ્યું છે?' મિસીસ ભાસ્કર બોલ્યાં.

'હા, મેં પણ સાંભળ્યું હતું. તેથી જ તો એને મળવાનો વિચાર કરું છું.' ભાસ્કરે કપડાં પહેર્યાં.

'પણ એમાં આપટે બિચારો શું જાણે?' ઈંદુ બોલી.

'જોઈએ શું થાય છે. કદાચ તારી માફક એ પણ નવાઈ પામીને દુઃખી થાય.'

'થવાનું હતું તે થઈ ગયું. હવે શું?' ઈંદુ નિરાશ થઈ.

'ઊઠો ઈંદુબેન, બાકી રહેલી ઊંઘ પૂરી કરો' ભાભીએ કહ્યું.

'મારી ઊંઘ હવે સ્મશાનમાં પૂરી થશે!'

'એમ હિંમત શું હારી જાઓ છો? યમૂબેન એવું કરે જ નહિ. એ કાંઈ ગાંડી છે?'

'ના ડાહી છે . . .'

'બાઈસાહેબ, બેબી જાગી છે' આયાએ આવી કહ્યું.

'અહીં લઈ આવ.'

આયા બેબીને લેવા ગઈ. ઇંદુ મનમાં બોલી: "બસ હવે એ જ એક મારો આધાર છે."

## ૩૬

રિક્ષા ચાલી ગયા પછી ઘણીવાર સુધી યમૂ એમ ને એમ ઊભી રહી. કેતકરનો ઉગ્ર ચહેરો જોઈને નોકરો બાજુ પર લપાઈ ગયા. કેતકર ઘણીવારે બહાર આવ્યો. યમૂ સામે જોયું. ભય, વિયોગ અને માનભંગની મિશ્રિત લાગણીઓથી એનું મન ઘેરાઈ ગયું હતું.

'યમૂ!' કેતકરે પડી ગયેલે અવાજે કહ્યું.

'કેમ?'

'અંદર આવ.'

યમૂ અંદર ગઈ. સોફા પર બેઠી. સામે પડેલા ટેબલ ઉપર નજર ઠેરવી જોઈ રહી. કેતકરે પૂછ્યું: 'ઇંદુ શા માટે ચાલી ગઈ?'

'એને ખબર.'

'પણ તને કારણ કહ્યું હશે કે નહિ?'

'મને કંઈ કહ્યું નથી. માત્ર એટલું કહ્યું, "સાથે ચાલ."'

'તો જવું હતું?'

'શા માટે જાઉં? મેં શો અપરાધ કર્યો છે તે જાઉં? અને એમ મારા પર બળજબરી કરવાનો એને શો હક્ક છે? એને ઘેર રહું છું, એ બધો ખર્ચ આપે છે, તેથી દબાવે છે?'

'એ ક્યાં કમાવા જાય છે?' કેતકર ધીરેથી બોલ્યો.

'છતાં આટલી દાદાગીરી કરે છે.'

'તું હવે સ્વતંત્ર બની જા, યમૂ!'

'હું સ્વતંત્ર જ છું. તમે થોડા વખત પહેલાં બોલેલા તે વચન પાળજો. યાદ છે ને?'

'હા, હા; બરાબર યાદ છે. હવે તો ઈંદુ ભલે રખડે. તારે એને બતાવી આપવું જોઈએ કે દરેક વ્યક્તિ સ્વતંત્ર છે.'

'તમે આપટેને મદદ કરવાનું વચન આપેલ છે તેની હું વાત કરું છું.' કેતકર અવળું સમજે છે એવી શંકા પડવાથી યમૂએ ચોખવટ કરી.

કેતકર સાચે જ ઊંધું સમજ્યો હતો. આપટેનું નામ આવતાં જ એકદમ અકળાયો. ઊછળતી આશાઓ નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ. છતાં યમૂ આગળ માનમાં રહેવા મનને દબાવીને બોલ્યો: 'હા, ખુશીથી કબૂલ છે. જો કે મારી પાસે એટલી મૂડી નથી છતાં હું ગમે તેમ કરીને સગવડ કરી આપીશ.'

'બસ કેતકર, જિંદગીભર તમારો ઉપકાર નહિ ભૂલું.' યમૂ હર્ષાવેશમાં અહેસાન નીચે દબાઈ જતાં બોલી. 'આપણે આજે જ અહીંથી નીકળી જઈએ. ઈંદુ મોટાભાઈ પાસે ગઈ છે એટલે હવે હું સીધી મુંબઈ જઈશ.'

'થાણે ચાલને. ત્યાં શી હરકત છે?'

'હરકત કંઈ નહિ. પણ મોટીબેન કંઈનું કંઈ માની બેસે અને મોટાભાઈને મનાવે. એ એમ સમજે છે કે હું તમારી સાથે લગ્ન કરવાની છું.'

'હોય નહિ?' કેતકરે આશ્ચર્ય બતાવતાં કહ્યું.

'ત્યારે. એનું મગજ ઠેકાણે નથી. મનમાંથી ગમે તેવા બુટ્ટા ઉઠાવી, મનમાની કલ્પનાઓ કરી દુઃખી થાય છે.'

'પણ એમાં તું શા માટે ગભરાય છે? તું મારી સાથે થાણા ચાલ. હું મોટાભાઈને મળીને સમજાવી દઈશ. બાકી ઈંદુનું હવે મોં પણ હું જોવાનો નથી.'

'નહિ, હું તો મુંબઈ જ જઈશ.'

'યમૂ!' એકદમ ઢીલો પડી જઈ કેતકર બોલ્યો: 'મારા જીવનનો તો તું કશો વિચાર જ કરતી નથી?'

'શું કરું કેતકર? હું બરાબર સમજું છું કે તમારા દિવસો એ બંગલામાં કેવી રીતે જશે? પણ સાક્ષાત્ ઈશ્વર આવે તો પણ મોટીબેન નહિ માને.'

'મારે એનું તો કામ જ નથી. આપટે અમેરિકા જાય ત્યાં સુધી તમે થાણા ન રહો?'

'ના. અમે બન્ને સાથે જ અમેરિકા જશું. જો કે મને તમારી ખૂબ જ દયા આવે છે પણ હું લાચાર છું. તમે સુખસરિતામાંથી એકાએક દુઃખદરિયામાં ધસડાઈ ગયા છો.' યમૂ વિચારમાં ઊંડી ઊતરી ગઈ.

કેતકરના ચહેરા પરથી એક પછી એક કળા સંકેલાવા લાગી. દુઃખપૂર્વક, અત્યંત કરુણ સ્વરે એ બોલ્યો: 'મારી મા પણ ચાલી ગઈ!'

એકાએક યમૂ ટટ્ટાર થઈ. એના ચહેરા પર તેજનાં કિરણ દેખાયાં. એ સહર્ષ બોલી ઊઠી:

'કેતકર, એનો રસ્તો મને સૂઝ્યો છે.'

'કયો?' ઉદ્વેગભરી નજર યમૂ સામે માંડીને કેતકર બોલ્યો.

'સીતાબેનને બોલાવી લેવાં.'

'એ શાની આવે?'

'મુંબઈ આવી ગયાના ખબર મળ્યા છે ને?'

'હા, મેં નજરે જોઈ છે. પણ તેથી શું? એ ન આવે.'

'એ મારું કામ. હું એમને સમજાવીશ. કહીશ કે મુંબઈને બદલે થાણે રહો.'

'એ શક્ય નથી. જેને મેં હડધૂત કરી, જેના વિશુદ્ધ પ્રેમને મેં ઠોકરે માર્યો, એ ફરી મારી સામે પણ કેમ જુએ?'

'એ કામ હું માથે લઉં છું, કેતકર.'

'એ તારાથી ન બને એવું કામ છે. તું સીતાને ઓળખતી નથી. છતાં જો. મહેનત કરી જો.' કેતકર ભાંગી ગયેલે હૈયે બોલ્યો. 'પણ એક વાત નક્કી સમજજે કે ત્યાં સુધી હું તને અમેરિકા જવા નહિ દઉં.'

'કબૂલ છે.'

'બસ હવે મને નિરાંત વળી.' કેતકરે શાંતિશ્વાસ મૂક્યો.

એ જ વખતે યમૂ ઊઠી. આપટેને તાર કર્યો. મુંબઈ પહોંચવાની ટ્રેન જણાવી.

કેતકરને લઈને બીજે દિવસે યમૂએ દાર્જિલિંગને રામરામ કર્યા.

# ૩૭

ચાર વરસની છોકરી રમકડે રમે છે. દોઢ વરસનો છોકરો પારણામાં સૂતો છે. એક હાથમાં દોરી અને બીજા હાથમાં ચોપડી રાખીને સુશીલા હીંચકાવતી જાય છે ને વાંચતી જાય છે. વચ્ચે વચ્ચે ગાતી પણ જાય છે. મિ. પરાંજપે કચેરીમાં ગયા છે. એ વખતે દાદર પર કોઈનાં પગલાં સંભળાયાં. જુએ તો યમૂ ! એકદમ ચોપડી બંધ કરી, દોરી મૂકીને ઊભી થઈ ગઈ.

'તું ક્યાંથી યમૂ ? આવ આવ.'

નાની છોકરી યમૂ સામે જોઈ રહી. સુશીલાએ યમૂને હાથ પકડી સાદડી પર બેસાડી. 'આમ એકાએક ક્યાંથી ?'

'આજે મનમાં થયું કે જાઉં.'

'તું તો રોજ મુંબઈ આવતી હોઈશ. પણ કોઈ દિવસ મોં બતાવ્યું નથી એટલે પૂછું છું.'

'આજ ખાસ અગત્યના કામે આવી છું.'

'ત્યારે એમ કહે ને. બોલ શું કામ છે ? જો દમૂ ! આ યમૂ માશી. તું ઓળખે છે કે ?'

'ના, એ બહુ ન ઓળખે.'

'બોલ વાત કર હવે.'

'તમને કદાચ ખબર હશે કે ઇંદુબેનને અને અણ્ણાસાહેબને કેટલાક દિવસથી બનતું ન હતું.'

'ઊડતી વાત સાંભળી હતી.'

'છેલ્લા દિવસોમાં એમના મતભેદોએ ઉગ્ર રૂપ પકડયું.'

'પણ એવા કેવા મતભેદ?'

'સાંભળો તો ખરાં?'

'હાં કહે.'

'એમાંથી હમણાં પ્રવાસે ગયેલાં ત્યાં કંઈક તકરાર થઈ તેથી ઇંદુબેન પાછાં ચાલ્યાં આવ્યાં.'

'બેબીને કયાં મૂકી?'

'ઇંદુબેન સાથે લેતાં આવ્યાં.'

'તું અણ્ણાસાહેબ સાથે હતી?'

'હા.'

'તે એમાં શું? ચાર દિવસમાં ઇંદુની રીસ ઊતરી જશે. એની મેળે ઠેકાણે આવી જશે.'

'ના, પણ આમાં ઠેકાણે આવે તેવું નથી. કેતકરને સખત આઘાત લાગ્યો છે. એ એક દિવસ પણ થાણા એકલા રહી શકે તેમ નથી. બિચારો મરેલી માને સંભારી રડે છે.'

'એ તો તને સંસારનો અનુભવ નથી. પતિપત્ની વચ્ચે ગમે તેવા ઝગડા થાય તો ય પાછાં ચાર દિવસમાં એક થાળીમાં સાથે બેસીને જમે.'

'પણ મને ભય છે કે કેતકર બહુ દુઃખી થશે. ઈંદુબેન નહિ માને. તમે કારણની ગંભીરતાથી અજાણ છો.'

'તો તારું શું કહેવું છે તે કહે ને ?'

'તમે સીતાબેનને સમજાવીને થાણા મોકલો.'

'એ કેમ બને ?'

'તમે ધારો તો બની શકે.'

'પણ હું એવું ધારું જ નહિ ને! એ તો હું આ રવિવારે કલ્યાણ જઈશ અને ઈંદુને સમજાવીને મોકલી આપીશ.'

'પણ ઈંદુબેનના જવાથી અણ્ણાસાહેબને શાંતિ થવાને બદલે ઊલટી અશાંતિ થશે.'

'અત્યારે એમ બને કદાચ, પણ એથી કરીને માંડ સીતા સુખી થઈ છે એને દુઃખમાં નાંખવી અને ઈંદુનું દ્વાર સદાને માટે બંધ કરવું એ કોઈ રીતે યોગ્ય નથી.'

'સીતાબેન અહીં જ છે ને ?'

'હા. આપણી પરિષદના મુખ્ય કાર્યાલયમાં છે. બધું કામ પોતે ઉપાડી લીધું છે. વળી માબાપને સાચવે છે.'

'તો પછી હું રજા લઈશ.

'જવાય છે બેસને. ચા પીને જજે.'

'ના, હું જઈશ. મારે જરૂરી કામ છે.'

યમૂ ચાલી: સુશીલા દાદર સુધી આવી 'આવજે યમૂ' કહી પાછી ફરી. યમૂ વિચારમાં જવાબ પણ દીધા વિના બે દાદરા ઊતરી રસ્તા પર આવી. એણે સીધી દાદરની ટ્રામ પકડી.

*

ઉનાળાને લીધે કાર્યાલયનું કામ સવારે પતાવી સીતા અગિયાર

વાગે ઘેર આવી જાય છે. જમી કારવીને જોષી દંપતી સૂઈ ગયાં છે. સીતા મોટી શેતરંજી ઉપર પહોળું પાટિયું મૂકીને નકશો દોરે છે. આખા હિંદુસ્તાનમાં મહિલા પરિષદની શાખાઓની નિશાનીઓ કરે છે. લાલ નિશાન ગામડાંનાં મથક બતાવે છે. કયાં કેટલી સ્ત્રીઓ સભ્યા છે તેનો આંકડો નિશાન પાસે લખે છે. લાલ નિશાન કયાંક કયાંક દેખાય છે, અને એની પાસેનો આંકડો બહુ નાનો છે. સીતા મનમાં વિચારી રહી છે: "ગામેગામ શાખાઓ જોઈએ, ગામડે ગામડે વસ્તીના ચોથા ભાગનાં સભ્યો થવાં જોઈએ. શહેરની ભણેલી ગણેલી સમજુ બહેનોએ ગામડે ગામડે એ કામ માટે નીકળી પડવું જોઈએ. ત્યારે સ્ત્રીઓમાં ખરી જાગૃતિ આવે, ત્યારે સમાજને ઘેરી વળેલી, એની પ્રગતિ રુંધી રહેલાં બીક અને કુસંપ, સ્વાર્થ અને અસહિષ્ણુતા જાય. પણ હું પોતે જ અહીં શહેરમાં બેઠી છું પછી બીજાને કહું તે કોણ માને? પરિપત્રોમાં, ગમે તેટલું જુસ્સાથી, પ્રેરણાત્મક ભાષામાં લખું તેથી કંઈ ન વળે. મારે પોતાને જ જ્યાં ખરું સ્ત્રીઓનું હિંદ વસે છે એવાં હજારો ગામડાંમાંથી કોઈ એક પસંદ કરી લેવું જોઈએ. શહેરોમાં પણ સ્ત્રીઓમાં જાગૃતિ લાવવી એટલી જ જરૂરી છે. પણ એને માટે તો અનેક બહેનો છે. અનેક નીકળશે. ગામડાંમાં જનાર જુજ છે. મારે પોતાને ગામડાંની બહેનોનાં સુખદુઃખ પોતાનાં કરવાં જોઈએ. કાર્યાલય સંભાળનાર પણ સેંકડો સુશિક્ષિત બહેનો મળી રહેશે. માતપિતાને સાથે લઈ જઈશ. પિતાજીને એ વિના પૂરી નિવૃત્તિ મળશે પણ નહિ. પણ ખાવું શું? હમણાં નજીકમ હેતું. કાર્યાલયના કામ માટે મુંબઈ આવવું. બન્ને સચવાય અ કોઈ પણ ધંધો હાથ બેસી જાય અને ગામડાંનું જીવન વૃદ્ધ માતપિતાને માફક આવી જાય પછી કાર્યાલયને પણ છેલ્લા રામરામ કરી લેવા . . ."

આવા વિચાર કરે છે ત્યાં જ બહાર બાજુના ઘરમાં કોઈએ પૂછ્યું:

'અહીં જોષી વકીલ રહે છે ને?' સીતાને અવાજ પરિચિત લાગ્યો. ઊઠીને બહાર આવી. 'અહીં જ રહે છે, કોણ છો બેન?'

બહાર આવી ત્યાં યમૂને દીઠી. તરત જ ભેટી પડી. 'તું ક્યાંથી યમૂ?' યમૂને ઓરડામાં લઈ આવી.

જોષી જાગી ઊઠ્યા. 'કોણ આવ્યું છે સીતા?'

'એ તો યમુનાબેન.'

'ક્યાંનાં છે?'

'ઇંદુબેનની નાની બેન.'

'એમ કે? ક્યાંથી અત્યારે બેન?'

'જી, હું થાણાથી આવું છું.'

'કેતકર મજામાં છે?'

'ઠીક છે. હમણાં જરા તબિયત નરમ રહે છે.'

'શું વરતાય છે?'

'ખાસ કંઈ રોગ નથી, અમસ્થુ જરા.'

સીતા યમૂની સામે ને સામે જોઈ રહી છે. 'કહો યમૂબેન, તમે ને ઇંદુબેન બધાં મજામાં?' સીતાએ કુશળ પૂછ્યા. યમૂ સીતાનો આવો સ્નેહનો ઉમળકો જોઈને સહેજ શરમિંદી બની.

'સીતાબેન . . .' યમૂએ ધીરે રહીને મુખ્ય વાત ઉપાડી.

'કેમ?'

'તમને વખત હોય તો મારે થોડી વાત કરવી છે.'

'ખુશીથી. અત્યારે વખત છે.'

'તો આપણે જરા એકલાં બેસીએ.'

'જાઓ નીચે બગીચામાં બાંકડા પર બેસો.' જોષીએ સૂચના કરી.

બન્ને નીચે ગયાં. બાંકડા પર બેઠાં. ઉપર નાળિયેરી ઝૂકી પડી છાંયડો કરી રહી હતી.

'ઘણા અગત્યના કામે આવી છું,' યમૂ બોલી.

'એ તો તમારા ચહેરા પરથી અને બોલવા પરથી જણાય છે. જે કહેવું હોય તે સુખેથી કહો.'

યમૂ જમણા હાથમાં ડાબો હાથ ભીંસી, આંગળીઓના નખ સામે જોતી બોલી: 'જુઓ સીતાબેન, અણ્ણાસાહેબ થોડા રોજથી ગંભીર માંદગી ભોગવે છે.'

'થોડા રોજ પહેલાં સુશીલાબેન મળ્યાં હતાં તેમણે તો સારા સમાચાર આપ્યા હતા.'

'શારીરિક નહિ પણ માનસિક વ્યાધિ છે.'

'માનસિક રોગ?'

'હા. તમને કદાચ ખબર હશે કે કેટલાક વખતથી મારી મોટીબેનને અને અણ્ણાસાહેબને બરાબર નથી ચાલતું.'

'એ તો ચાલ્યા કરે. બે વાસણ સાથે હોય તે અથડાયાં કરે.'

'એ ઝગડાએ એકાએક ઉગ્ર રૂપ પકડયું અને હમણાં અમે પ્રવાસમાં ગયાં હતાં ત્યાં એક નજીવા કારણથી બળતાંમાં ઘી હોમાયું.'

'શું કારણ?' સીતાએ પૂછ્યું. યમૂ એક ક્ષણ અટકી ને પછી બોલી:

'કેતકર મારી વેણી બાંધતા હતા તે જોઈ ઇંદુબેન ચીડાઈ ગયાં અને એમાંથી કંઈ કંઈ વિચિત્ર કલ્પનાઓ કરી પ્રવાસમાંથી એકલાં પાછાં ચાલ્યાં આવ્યાં.'

'એ તો રીસ ઊતરી જશે એટલે પાછાં થાણા જશે.'

'તમે મોટીબેનનો સ્વભાવ જાણતાં નથી અને અણ્ણાસાહેબની

તબિયત જોતાં આમાં ચાર આઠ દિવસ ગુમાવાય તેમ નથી. કલાકે કલાકે એના મગજના તાર ઢીલા પડે છે. જો આમ વધારે વખત જશે તો એને ચિત્તભ્રમ થઈ જશે. એને બિચારાને મા પણ નથી કે સંભાળ લે. મામા પણ ચીડાયેલા છે. મેં ઘણો વિચાર કર્યો. આખરે તમારું સ્મરણ થતાં મને એકદમ નિરાંત થઈ. તમે જ એક એને આ મહાવ્યાધિમાંથી ઉગારી શકો તેમ છો. હા, તમને એણે અન્યાય કર્યો છે, તમારા પ્રત્યે એ ક્રૂર રીતે બેવફા નીવડ્યા છે. છતાં તમારામાં રહેલી સહજ ઉદારતા અને ક્ષમાશીલતાથી પ્રેરાઈને હું તમને વિનવવા આવી છું.' વકીલની છટાથી યમૂએ કેતકરનો પક્ષ રજૂ કર્યો.

સીતા સાંભળી રહી. વાક્યે વાક્યે એના હ્રદયમાં દુઃખની માત્રા વધતી જતી હતી. યમૂ શ્વાસ ખાવા અટકી. ત્યારે સીતા બોલી : 'ઠીક. હું આજે રાતે કલ્યાણ જઈશ. ઈંદુબેનને સમજાવી ચાણા મોકલીશ.'

'એથી કામ બગડશે. અણ્ણાસાહેબ મોટીબેનનું મોં પણ જોવા ઇચ્છતા નથી.'

'એ તો બે દિવસ એમ લાગે. કેતકરના મનમાં ઈંદુબેન પ્રત્યે કેવો અનિર્વચનીય પ્રેમભાવ છે તે તું નથી જાણતી, હું જાણું છું. ગમે તેવો ગંભીર મતભેદ હશે તો પણ ચાર આંખ મળશે એટલે શાંત પડી જશે.'

'પણ ઈંદુબેન તમારું માનશે ?'

'હા. મને વિશ્વાસ છે,' સીતા દ્રઢતાથી બોલી.

યમૂ મૂંગી રહી. સીતા ઈંદુને કઈ રીતે સમજાવવી તેના વિચારમાં પડી. થોડીવારે યમૂ પાછી બોલી : 'પણ તમે થોડો

વખત એકલાં અણ્ણાસાહેબ સાથે રહો અને પછી ઇંદુબેનને સમજાવી લાવો તો ?'

'તો ઈંદુબેનને ન સમજાવી શકાય. અને મારાથી ઇંદુબેનની ગેરહાજરીમાં બંગલામાં પગ પણ ન મૂકાય. અણ્ણાસાહેબના હૃદયની માલિકી ઈંદુબેનની છે, મારી નથી.'

'પહેલી તમારી; પછી મોટીબેનની.'

'ના. કેતકરે કદિ મારો હૃદયથી સ્વીકાર કર્યો જ નથી. ન છૂટકે સ્વભાવભેદ છતાં મારી સાથે પરિણિત જીવન ગાળવું પડતું હતું. ઇંદુબેન આવ્યાં અને હિંમતથી કેતકરે પોતાના હૃદયની સાચી સ્વામિનીને વધાવી લીધી.'

'તો પછી તમે તમારું મનપસંદ હૃદય કેમ ન શોધ્યું ?'

'મેં શોધી લીધું છે.'

'કોનું ?'

'માતપિતા અને દેશની સેવામાં જ મને સંતોષ મળી રહે છે. કેતકર સાથેના ટૂંક સહજીવનમાં મને સંસારસુખનો ધરવ થઈ રહ્યો છે. એ સુખમાંથી જીવનનો આનંદ મેળવવા મેં ઘણાં ફાંફાં માર્યાં પણ મને ક્યાંય એવો આનંદ જડયો નહિ.'

'પણ એમ ન બને કે હવે અણ્ણાસાહેબ તમારા પ્રત્યે મમતા અને ભક્તિભાવ દેખાડે પછી તમને એના સહવાસમાં જીવનના સાચા સુખનો સંતોષ મળી રહે ?'

'ના. સાચું સુખ તો સુખની ઇચ્છા છોડવામાં જ રહેલું છે. વૃદ્ધ, અપંગ, અજ્ઞાન, પીડિત, અસહાયને માટે તન, મન, ધન અર્પી દેવામાં જ સદાનું સુખ છે. જો કે હું હજી એ સ્થિતિએ

પહોંચી નથી. મને હજી કોઇ કોઈવાર અસંતોષની આગ જલાવે છે, અતૃપ્તિની ઉદાસીનતા ઘેરી વળે છે; પણ એ અસંતોષની આગ, અને અતૃપ્તિની ઉદાસીનતા કેતકર કે અન્ય કોઈ વ્યક્તિ સાથે સંસારસુખ ભોગવવાથી નહિ ટળે એની મને અનુભવે ખાત્રી થઈ ચૂકી છે. એ તો ઈશ્વરની કૃપા હશે ત્યારે જ ટળશે. '

એકચિત્તે યમૂ સાંભળી રહી. સીતા એક ક્ષણ અટકીને બોલી: ' વળી અત્યારે લાગ જોઈને કેતકર સાથે રહેવાની ઊંડે ઊંડે છૂપાઈ રહેલી કોઈ ઇચ્છા મારા મનનો કબજો લેવા ધસી આવે તો પણ હું એને વશ ન થાઉં. ઇંદુબેન અને એની નાની પુત્રી માટેનાં કેતકરનાં દ્વાર સદાને માટે બંધ કરનારી સાંકળ બનવા કરતાં, અતૃપ્ત વાસનાથી પીડાઇને ભૂત થવાનું હું પસંદ કરું. '

યમૂ સીતાના તેજસ્વી ચહેરા તરફ જોઈ રહી. સીતા શાંતિથી બેઠી હતી અને તદ્દન સ્વાભાવિકતાથી કશા જ ઉશ્કેરાટ વિના બોલ્યે જતી હતી.

થોડીવાર રહીને ફરી સીતા બોલી : ' અત્યારે તો મને કેતકર સાથે જઈને રહેવાની હોંશ પણ થતી નથી. એને દુ:ખી જાણીને લાગી આવે છે. એટલે જ હું ઇંદુબેનને સમજાવવા જાઉં છું. મને ખાત્રી છે કે હું એમને સમજાવી શકીશ. એઓ મારી વિનતિને માન આપીને જરૂર કેતકર પાસે જશે. અને કેતકરના મનને પોતાના મીઠા સહવાસથી શાંતિ આપશે. '

' તમે ક્યારે કલ્યાણ જશો ? '

' આજે રાત્રે. તમે ક્યારે પાછાં જવાનાં છો ? '

' હું આજે અહીં જ રોકાઈશ ' યમૂએ કહ્યું. આપટે સ્ટેશન

પર લેવા આવેલો ત્યાર પછી એ બન્ને મળી શક્યાં નથી. આપટેને અમેરિકાને માટે પૈસાની વાત કરવા યમૂ અધીરી બની હતી. જો કે એના મનમાં સુશીલા અને સીતાની વાત સાંભળ્યા પછી ભય પેઠો હતો કે જો ઈંદુબેન થાણા જશે અને કેતકરનું મન હાથ કરી લેશે તો કદાચ પૈસા નહિ મળે.

યમૂને વિચારમાં પડેલી જોઈ સીતાએ કહ્યું : 'ઠીક ત્યારે, તમારે કામ હોય તો તમે હવે જાઓ. આ બાબતમાં બેફિકર રહેજો. હું સાંજની કોઈ પણ ગાડીમાં કલ્યાણ જઈ આવીશ.'

નમસ્કાર કરી યમૂ ચાલી ગઈ. સીતા ઊંડા વિચારમાં ત્યાં ને ત્યાં બેસી રહી.

## ૩૮

રાતના નવનો સુમાર છે. પોતાના બંગલામાં, માળ પર, ઝૂલા-ખુરશીમાં કેતકર પડ્યો પડ્યો ઝૂલે છે. રાતોના ઉજાગરાથી આંખનાં પોપચાં સોજી ગયાં છે. ઉપર નીચે થેથર જામી ગઈ છે. નશાના ઘેનમાં હોય તેમ લાલઘૂમ આંખો અર્ધી મીંચાયેલી છે. મોઢામાં એક બાજુ મોટો સિગારનો ચૂંટો ઓલવાઈ ગયેલો એમને એમ રહી ગયો છે. શૂન્યદૃષ્ટિએ બંગલાની પાછળના બગીચા તરફ એ જોઈ રહ્યો છે. કોઈપણ જાતની ઊર્મિ એના ભાંગી ગયેલા હૃદયમાં ઊઠતી નથી. જડની માફક કોઈ કોઈવાર લવે છેઃ ' યમૂ આવી નહિ.' થોડીવાર રહી બબડે છેઃ ' ઇંદુ આવશે ખરી. સીતા નહિ આવે.' કોઈવાર મનમાં અગમ્ય વિચાર ઊઠતાં ખાલી હસી પડે છે.

નવના ટકોરા પડયા. કેતકરે ઘડિયાળ સામે જોયું. ચૂંટો ખંખેર્યો, પગ ટેબલ પરથી ઉપાડી લીધા. ધીમી કરેલી મોટા મેજની બત્તી તેજ કરી. સામે એક કાગળ પડેલો હતો. એ સીતાનો છેલ્લો પત્ર હતો. હમણાં જ આખો વાંચીને કેતકરે ફેંકી દીધો હતો.

ફરી ઉપાડયો. વાંચવા લાગ્યો. લીટીએ લીટીએ અટકતો ગયો. મનમાં બોલતો ગયોઃ "નહિ, સીતાની વાત તદ્દન ખરી છે. મારા અને એના જીવનમાં સાગરનાં અંતર છે." થોડીવારે ફરી વિચાર આવ્યોઃ "પણ હવે એ આવે તો અંતર ઓછાં થઈ શકે. એની સાથે સવારમાં વહેલા ઊઠીને ફરવા જાઉં. આવીને હું પાણી ખેંચું, એ ઝારીથી બગીચાને પાય. કેમ એ ન બની શકે ? એ પીરસે ત્યારે હું જમું, હું પીરસું ને એ જમે. અથવા બન્ને સાથે જમીએ. બપોરે હું કચેરીમાં જાઉં; એ કાંતે, વાંચે, છોકરાં રમાડે. સાંજે બન્ને ઝૂંપડાંઓ તરફ ફરવા જઈએ. ગરીબ ગામડિયાંઓનાં સુખદુઃખ જાણવાં એ તો મારી ફરજ છે. ડિસ્ટ્રીકટમાં પણ એને સાથે લઈ જઈ શકાય. ખરી રીતે મોટર મને એ માટે જ મળે છે. સાંજે વહેલાં પાછાં આવી વહેલાં વાળુ કરી લઈએ. રાતે બેઘડી એ વાંચે, હું સાંભળું. નવ દસ વાગ્યામાં સૂઈ જઈએ તે વહેલી પડે સવાર. મીઠી ઊંઘ આવે ને તાજાં થઇને પાંચ વાગ્યામાં ઊઠી જઈએ. સીતા આવે તો બસ આ પ્રમાણે ગોઠવી દઉં. ખરેખરી મઝા પડે."

વિચારમાં ને વિચારમાં કેતકર ઊભો થઈ ગયો. બીજી સિગાર સળગાવી આંટા મારવા લાગ્યો. પણ એનું મન તરત જ પાછું પડયું. "ઈંદુનું શું કરવું ? એ એના ભાઈ સાથે રહે અથવા વતનમાં માબાપ પાસે જાય. ગામડાનાં હવાપાણીથી શરીર પણ સુધરશે અને જુદા રહેવાથી એનો સ્વભાવ પણ શાંત થશે." મનમાં ધડ બેઠી ન બેઠી ત્યાં ફરી વિચારે ઉછાળો માર્યોઃ "પણ ઈંદુ માનશે ? ન માને તો ફાવે તેમ કરે. બસ યમૂના સમજાવવાથી સીતા નહિ આવે તો હું જાતે જઈને તેડી આવીશ. મારાથી નહિ આવે તો મામાને મોકલીશ." કેતકર ઉતાવળે આંટા મારવા લાગ્યો. વિચારના વેગ સાથે ચાલવાનો વેગ પણ વધ્યો.

એ વખતે રસોયો ઉપર આવ્યો. ધીરે ધીરે દાદર ચડીને નજર કરી. રાહ જોઇને ઊભો રહ્યો. કેતકરે પાછા ફરતાં દીઠો.

'કેમ મહારાજ ?'

'જમવા પધારો.'

'મારે જમવું નથી.'

'આજે આપને ભાવતી રસોઈ બનાવી છે.'

'નહિ.'

'પણ સાહેબ, સવારના આપ ભૂખ્યા છો.'

'નીચે જા. નથી જમવું.' કેતકર ગર્જ્યો.

રસોયો નિરાશ થઈ વીલે મોઢે નીચે આવ્યો. ધાટીએ પૂછ્યું: 'કેમ શું કહ્યું ?'

'ના પાડી.'

'આપણાથી ભાઈ, આ નથી જોયું જતું . . .'

એ જ વખતે સરસરાટ કરતી એક મોટર આવીને પગથિયાં પાસે ઊભી રહી. અંદર નજર પડતાં નોકર ચાકર દોડ્યાં આવ્યાં. મોટરનું બારણું ખોલી એક બાજુથી ઇંદુ અને બીજી બાજુથી સીતા ઊતર્યાં. બેબીને તેડીને આયા ઊતરી. ફાટી આંખે સૌ આ જોઈ રહ્યાં.

'કેમ મહારાજ, કાલુ, કેમ છો ?' સીતાએ પ્રેમભર્યા અવાજે પૂછ્યું.

'સારું બાઈસાહેબ.'

દરવાજેથી દરવાન દોડ્યો આવ્યો. બગીચામાંથી માળી આવ્યો. દોડીને સીતાના પગમાં પડી ગયો. 'ઓહો સામંત, કેમ છો ?'

'સારું.'

'તારી મા, વિઠુ, બધાં મજામાં ?'

'જી, હા.'

દાદર પાસે ઇંદુ, સીતાની રાહ જોઇને ઊભી રહી. સીતા આગળ ચાલી. ઇંદુ પાછળ. સીતાએ આયા પાસેથી બેબીને તેડી લીધી.

મોટરને દરવાજામાં પેસતાં દીઠી છતાં કેતકરે એ તરફ લક્ષ્ય આપ્યું નહિ. પોતે પોતાની ધૂનમાં મસ્ત છે. સિગાર સળગી રહી છે, મગજ ઊકળી રહ્યું છે, અને સાહેબ ટહેલી રહ્યા છે.

સીતાએ ઉપર આવતાં જ કેતકર સામે નજર કરી. ઘણાં વર્ષે કેતકરને જોતાં એના શરીરમાંથી કંપારી છૂટી ગઇ. દુઃખથી ઘેરાયેલો કેતકરનો ચહેરો અને ચાલ બન્ને ઊતરી ગયાં હતાં. સીતા તદ્દન નજીક આવી ત્યારે કેતકરે સામે જોયું. જોયું ને તરત જ 'કોણ સીતા?' કહેતાં એકદમ હાથ પકડી લીધો. પણ પાછળ નજર ગઈ ત્યાં ઈંદુને દીઠી. સીતાનો હાથ છૂટી ગયો. સીતાના હાથમાંથી બેબીને તેડી લીધી. આ સ્વપ્ન છે કે સાચું એવા ભ્રમમાં પલંગ તરફ વળતાં એ બોલ્યોઃ 'તમે બન્ને ક્યાંથી?'

સીતા ને ઇંદુ મૂંગાં મૂંગાં કેતકરની પાછળ ગયાં. કેતકરનું મગજ ઊલટાસુલટી વિચારોથી મુંઝાઈ રહ્યું હતું. એના ચિત્તમાં હર્ષ અને શોકની મિશ્રિત લાગણી સામસામી અફળાવા લાગી.

સીતા ને ઇંદુ પલંગ પર બેઠાં. કેતકર સામે બન્ને જોઇ રહ્યાં. કેતકરને શું બોલવું તેની ગમ પડતી ન હતી. બેબી દિગમૂઢ બનીને વારાફરતી ત્રણેની સામે જોયા કરતી હતી.

ઘાટી ઉપર આવીને પાણી મૂકી ગયો.

આખરે સીતાએ મૌન તોડયુંઃ 'કેમ છે તમારી તબિયત?'

'સારી. તમારાં બન્નેનાં નામની માળા ફેરવતો હતો.'

'ઇંદુબેનને તો હું પરાણે લાવી છું' સીતાએ કહ્યું.

'એ માન માગે એવી છે' કેતકર બોલ્યો. ઈંદુએ ત્રાંસી આંખે એની સામે જોયું.

'આજે બપોરે યમૂ મને મળી.' સીતા ટૂંકમાં વાતનો સાર કહેવા લાગી. 'ઇંદુબેનને મહામુસીબતે હાથેપગે લાગીને સમજાવ્યાં. અહીં તેડી લાવી.'

'આભાર આપનો' કેતકર બોલ્યો.

'હવે મારું કામ પૂરું થાય છે' સીતા ઊભી થઈ. કેતકર ઇંદુના બોલવાની રાહ જોઈ એમ ને એમ બેસી રહ્યો. ઇંદુએ સીતાને ઊઠતી જોઈ હાથ પકડ્યો. 'આપણે શી બોલી કરી છે?'

'ચાર આંખ મેળવી આપવાની.'

'યશૂ!' ઇંદુ બોલી, 'સીતાને કંઇ કહેવું છે?'

'એને રોકી રાખવી તારા હાથમાં છે' કેતકરે શાંતિથી કહ્યું. એનું અસ્વસ્થ મન સ્વસ્થ બનતું જતું હતું.

'તમે જશો તો સીતાબેન! હું એક ક્ષણ અહીં રહેવાની નથી.'

સીતાએ બન્ને સામે વારાફરતી જોયું. બન્નેએ ભાવભરી એકાગ્ર નજર સીતા પર ઠેરવી હતી. સીતા એ ભાવમાં પળવાર દબાઈ, પણ તરત જ એણે એ ઉમળકાને દબાવી દીધો અને બોલી: 'જુઓ ઇંદુબેન, તમે ને કેતકર બન્ને અત્યારે આટલા ભાવપૂર્વક, પ્રેમાગ્રહથી મને રોકવા ઇચ્છો છો, મને પણ થઈ જાય છે કે હું રહી જાઉં અને આપણે સહજીવનની મીઠાશ અનુભવી ત્રણે સરખાં સુખી થઈએ. પણ મારું મન અંદરથી ના પાડે છે. આવા ક્ષણિક આવેશને વશ બની જિંદગીમાં કષ્ટપૂર્વક મેળવેલા અનુભવને ભૂલી ન જવો જોઈએ.'

'આપણે આ રીતે ક્યાં કોઇ વાર સાથે રહ્યાં છીએ?' ઇંદુએ પૂછ્યું.

'ગમે તે રીતે પણ ત્રણે સાથે રહ્યાં છીએ. અને અત્યારે

આપણને બધું સીધુંસટ લાગતું હોય તો પણ જ્યારે આવેશ શમે, ભાવોર્મિ શાંત થાય, દિવસ જતાં એકબીજાના નાનામોટા સ્વાર્થ અથડાવા માંડે, એટલે નજીવી બાબતોમાં ઘર્ષણ શરૂ થાય. અને પછી સહી પણ ન શકાય અને કહી પણ ન શકાય.'

'હવે એવું બનવાનો સંભવ નથી' કેતકર પહેલી વાર બોલ્યો.

'માણસજાતને માટે બધું સંભવિત છે. આપણામાંથી કોઈ હજી એટલું ત્યાગી નથી બની ગયું. મને પૂરનો સંભવ લાગે છે. વળી મારાં માતપિતાને આ ઉંમરે એકલાં મૂકતાં મારો જીવ ચાલતો નથી.'

'તમારાં માતપિતાને અહીં આપણી સાથે રાખો.'

'એ ન આવે. એમને કહેવાય પણ નહિ.'

'તો પછી તમે આમ એકલાં ચાલ્યાં જાઓ અને અમે અહીં મોજ કરીએ એ મને મુદ્દલ પસંદ નથી.' ઇંદુએ એકની એક વાત કરી.

'મને પણ એમ જ લાગે છે' કેતકરે ઇંદુને ટેકો આપ્યો.

સીતા બહાર જોઈ રહી. વિચાર કરવા લાગી. શું કરવું? કંઈક રસ્તો કાઢવો જોઇએ. થોડી વારે નવીન વિચાર સ્ફુર્યો હોય તેમ તેના મોં પર તેજ છવાયું.

'મને એક માર્ગ સૂઝે છે.'

'શો?' ઇંદુ–કેતકરે આતુર નયને પૂછયું.

'મારા મનમાં કેટલાક વખતથી મુંબઈ છોડી ગામડામાં રહેવાના વિચારો આવ્યા કરે છે. પણ કશો નિર્ણય કરી શકતી નથી. હવે તમને બન્નેને ઠીક લાગે તો એમ કરું. અહીંથી માઈલ સવા માઈલ દૂર, સામંત માળી વગેરે લોકો રહે છે ત્યાં, હું મારાં માતપિતા સાથે રહેવા આવું.'

'એ લોકો સાથે કેમ ફાવે?' ઇંદુએ પ્રશ્ન કર્યો.

'મને તો ફાવશે. મારા પિતાજીને પણ ફાવશે. બાનો એક પ્રશ્ન છે પણ આ બધી વાત કરીશ તો બા પણ રાજી થશે.'

'બસ તો કરો નક્કી, કેમ કેતકર? અને મકાનની સગવડ થાય ત્યાં સુધી આપણો તંબુ વાપરજો' ઇંદુએ કહ્યું.

'સીતા રહેવા આવે છે એમ સાંભળશે તો એ લોકો રાતોરાત મકાન ઊભું કરશે, ખબર છે?' કેતકર બોલ્યો.

'ત્યારે છેવટનો નિર્ણય કરો છો ને સીતાબેન!'

'હા. ચોક્કસ આવીશ. જો કે મારાં માતપિતા અને સુમિત્રાદેવીને સમજાવવાં પડશે. પણ એ લોકો બનતાં સુધી મારી મરજી વિરુદ્ધ નહિ જાય.'

'બસ પતી ગયું ચાલો. યશૂ! હવે તારે જમવા આપવું છે?' ઇંદુએ કહ્યું.

'તને તો ભૂખી રાખવી છે' કેતકર હસ્યો.

'તમે કેટલા દિવસથી જમ્યા નથી, કેતકર?' સીતાએ પૂછ્યું.

'ઈંદુ છૂટી પડી ત્યારથી પેટ ભરીને ખાધું નથી.'

'માફી માગો ઈંદુબેન.'

'માફી તો એ મારી માગે.'

'ચાલો, હું બન્નેની વતી માગું છું.'

'ખરી રીતે તો સીતાબેન, તને અમે બન્નેએ દુ:ખી કરી છે એટલે અમારે તારી માફી માગવાની રહે છે.'

'આ દુનિયામાં કોઈ કોઈને દુ:ખી કરી શકતું નથી.'

'હવે એ ફિલસૂફી જવા દો. મહારાજ!' કેતકરે બૂમ મારી. નીચે સૌ ઉપરની વાતચીત સાંભળતા ઊભા હતા. રસોયો બૂમ સાંભળતાં દોડયો આવ્યો.

'જે તૈયાર હોય તે લાવો.'

મહારાજે કેતકરને ખાસ ભાવે છે એમ જાણી બપોરે પુરણપોળી કરી હતી પણ કેતકર જમ્યો ન હતો એ લઈ આવ્યો. તાજાં શાક ઓસામણ ભાત લાવ્યો.'

એ જ વખતે બંગલામાં એક ગાડી આવી પહોંચી. અંદરથી સુશીલા ઊતરી. ઝપાટાબંધ ઉપર આવી. સુશીલાને જોતાં ઈંદુ સામે દોડી. 'તમે લોકો જબરાં છો' કહીને ઈંદુને વળગી પડી.

'પણ તું ક્યાંથી અત્યારે?'

'હું કલ્યાણ થઈને આવી. મને બપોરે યમૂ મળી ગઈ. પછી છેક સાત વાગે નવરી થઈ. સીધી કલ્યાણ ગઈ. તમે કોઈ ન મળ્યાં એટલે અહીં આવી.'

'બહુ સારું કર્યું. ચાલો.' કેતકરે કહ્યું.

ચારે જણ ઘણે લાંબે વખતે એક ટેબલ ઉપર એક સાથે જમવા બેઠાં.

કેતકરે પોળીનું બટકું ભાંગી ઈંદુ સામે ધર્યું. ઈંદુએ લઈને સીતાના મોંમાં મૂક્યું. 'બરાબર' સુશીલાએ ઈંદુની પીઠ થાબડી.

ઘણા દિવસો પછી કેતકરનો બંગલો ફરી પાછો મિત્ર-મંડળીના અટ્ટહાસ્યથી ગાજી ઊઠ્યો.

૩૯

સવારના નવ વાગે સુમિત્રાદેવી પોતાના અભ્યાસખંડમાં બેઠાં બેઠાં વાંચે છે એ વખતે સીતા આવી. બહારથી ખબર મોકલ્યા. 'આવવા દે' સુમિત્રાનો હુકમ થયો.

સીતા અંદર આવી. 'આવો સીતાબેન, બેસો.'

સીતા બેઠી.

'કહો શા ખબર છે?' સુમિત્રાએ ચશ્મા ઉતારી હાથમાં રાખ્યાં.

'આ નકશો થઈ ગયો.' સીતાએ પતરાના ગોળ લાંબા ભૂંગળામાં રાખેલો નકશો કાઢ્યો. સુમિત્રાની સામેના ટેબલ પર ઊભાં થઈને પાથર્યો. સુમિત્રાએ ચશ્મ ચડાવ્યાં.

'વાહ ઘણો સરસ!' સુમિત્રા બોલી. 'આ લાલ નિશાન શેનાં છે?'

'નીચે દરેક નિશાનની સમજણુ આપેલી છે.'

'હા છે.' સુમિત્રા જોવા લાગી. થોડીવારે ઊંચે જોઈ બોલીઃ 'સીતાબેન, આપણે એક પરિપત્ર કાઢો. એમાં ભારપૂર્વક સૂચન કરો કે દરેક જિલ્લાનાં અને તાલુકાનાં મહિલા મંડળોએ ગામડાંમાં સભ્યો બનાવવા અને તેમનાં સુખદુઃખ જાણુવાના પૂરતા પ્રયત્નો શરૂ કરી દેવા. અને એના હેવાલ પ્રાંતિક કાર્યાલયોમાં મોકલવા.'

સીતા ઘડીભર સુમિત્રા સામે જોઈ રહી. પછી બોલીઃ

'પરિપત્ર કાઢીશ. પણુ એથી તમારી ધારણુા સફળ નહિ થાય.'

'કેમ નહિ થાય?'

'તમે ગામડાં જોયાં નથી, ગામડાની અબુધ, અંધશ્રદ્ધાળુ, રૂઢીચુસ્ત, નિરક્ષર સ્ત્રીઓનો તમને પરિચય નથી એટલે આશા રાખો છો કે પરિપત્રથી થઈ જશે.'

'તો પછી કઈ રીતે થઇ શકે?'

'એ વસ્તુ મેં કમળાબાઈને અનેકવાર કહેલી છે. આપણી આ અખિલ હિંદ મહિલા પરિષદ એ એક એવી વિરાટ સંસ્થા છે કે જેમાં કરોડો સ્ત્રીઓ સભ્ય હોવી જોઈએ. એના ઠરાવો કાયદો બનવા જોઈએ. શહેરો અને ગામડાંઓમાં કયાંઈ પણુ, સ્ત્રીઓના હક્ક જોખમાતા હોય તો ત્યાં વ્યવસ્થિત સામનો કરવાની આપણી તાકાત હોવી જોઈએ. અને એ ત્યારે જ બની શકે જ્યારે સુશિક્ષિત, સમજુ, બહાદુર અને સ્વાર્પણુની ભાવનાવાળી હજારો બહેનો ગામડે ગામડે આપણી સંસ્થાનું ફરમાન લઈને નીકળી પડે.' સીતા સહેજ અટકી. સુમિત્રા નકશા સામે જોઈ સાંભળે છે. સીતાએ આગળ ચલાવ્યું: 'આમ હોવાથી હિંદી સ્ત્રીશક્તિના ખજાના રૂપ આપણી સંસ્થા હિંદનાં હજારો ગામડાંમાં કઈ રીતે પસરે એના વિચારો છેલ્લા કેટલાય દિવસથી મારા મનમાં જોશભેર ઘોળાયા કરતા હતા. બેત્રણુ દિવસથી તો એ વિચારોએ જ મારો કબજો

લીધો છે. મારાં વૃદ્ધ માતપિતા સાદાં હોવા છતાં ગામડાંની જિંદગી આ ઉંમરે નહિ સાંખી શકે એમ માનીને આજ સુધી હું સમસમીને બેસી રહી હતી. વળી ગામડામાં રહીને શ્રમજીવી જીવન ગાળવા જેવો કોઈ ધંધો મને આવડતો નથી જેમાંથી હું ત્રણ જણનું ગુજરાન ચલાવી શકું . . . '

'પણ તમને જરૂર હોય તો વધારે વેતન લ્યો. તમારે માટે સો રૂપિયા પણ ઓછા છે.'

'વધારે પૈસા લેવાની વાત નથી. મૂળ વાત એમ છે કે જ્યાં સુધી આપણે પોતે ગામડિયણો સાથે વસી તેનાં સુખદુ:ખનાં ભાગી ન થઈએ ત્યાં સુધી તેમની ઊંઘ ઊડવાની નથી. ગામડિયા સાથે તેમના સુખદુ:ખમાં ભાગીદાર બનવાથી તેઓનાં હૃદય જીતી શકાય છે.'

'પણ આપણાથી એ કેમ બને? આપણી ટેવો આપણી ઇચ્છાની સામે પડે છે. મને પોતાને ગરીબો વચ્ચે રહેવાનું અને તેમનાં જીવનમાં પ્રવેશ કરવાનું કેટલું મન છે? પણ લાચાર!' સુમિત્રા ખેદપૂર્વક બોલી.

'આપને માટે એ વાત કદાચ ખરી હશે પણ મારે માટે ખરી નથી. પ્રભુકૃપાથી મારા મનમાં સમવિસમ થયા કરતા તે દૂર થયા છે. ઇશ્વરે જ મને માર્ગ દેખાડ્યો છે. એક અણધાર્યા કારણે મેં ગામડામાં જવાનો નિર્ણય કર્યો છે. મારાં માતપિતા એમાં સંમત થયાં છે.'

'ક્યાં જવાનાં તમે?'

'દૂર નથી જવાની. કાર્યાલયનું કામ પણ હમણાં છોડવાની નથી. થાણા પાસે એક નાના ગામડામાં રહેવા જવાની છું.

'તો તો હરકત નહિ. તમને અનુકૂળ આવે એવો સમય અહીં આવવાનો ગોઠવજો. હું પણ તમારી અનુકૂળતાએ જ કાર્યાલયમાં આવીશ.'

'બસ ઉપકાર.'

'ચાર છ માસ પછી જો મને કોઈ કામધંધો મળી જશે તો મારી જગ્યાએ કોઈ બીજી બહેનને ગોઠવવી પડશે.'

'પણ તમે સૌનાં પરિચિત થયેલાં . . .'

'એ તો નવાંને હું પરિચિત કરી દઈશ.'

'ઠીક તમારી મરજી' સુમિત્રાદેવી ઢીલે અવાજે સંમતિ આપતાં બોલ્યાં. 'તમારા ત્યાં જવાથી કામ ધીમું ન પડે તે જોજો.'

'કામને વેગ મળશે.'

'બસ તો મને હરકત નથી.'

'પછી આપ મારે ઝૂંપડે આવશો ને?'

'જરૂર આવીશ.'

'ત્યારે રજા લઉં?'

'હા, આવજો.'

નમસ્કાર કરી સીતા ચાલી ગઈ.

સુમિત્રાદેવી માનભરી નજરે જોઈ રહ્યાં.

## ૪૦

સામંત માળીએ પોતાના ગામનું હુલામણું નામ સીતાગાંવ પાડયું હતું. આજે એને પુત્રજન્મ જેટલો હર્ષ થતો હતો. આજે સીતાગાંવમાં ઝૂંપડે ઝૂંપડે નવજીવનનો સંચાર થયો હતો. આજે નાનાં ટપુડિયાં છોકરાંઓએ પોતાનાં જૂનાં કપડાં ધોઈને સૂકવી નાંખ્યાં હતાં. આજે બાઇઓએ ઢોરની કોઢો ફરી ફરીને સાફ કરી હતી. આજે માછીઓએ માછલીના ટુકડા વીણી વીણીને આંગણાં સ્વચ્છ કર્યાં હતાં. સામંત માળીના નવા ઘરના ચોકમાં ચાર વળીઓ ઊભી કરીને ઉપર વાંસ બાંધ્યા હતા. વાંસ ઉપર પૂળાનું કામચલાઉ છાજ કરવામાં આવ્યું હતું. નીચે છાણમાટીનું લીંપણ કર્યું હતું. ચાર ખૂણે ચાર કુંડાં મૂકયાં હતાં. કોઈ લગ્ન-સમારંભ હોય, કોઇ મહોત્સવ થવાનો હોય તેમ, આંબા,

આસોપાલવનાં તોરણ, રસ્તા પર કેળના સ્તંભ અને ધજાપતાકા લગાવ્યા હતા.

આવડી બધી તૈયારી જોઈને બહારના લોક નવાઇ પામે છે પણ સામંત માળીને મન કશી નવાઇ નથી, એની વૃદ્ધ માતાને મન નવાઇ નથી. એના ચાર વર્ષના વિઠુને મન પણ નવાઇ નથી. આજે એના આંગણામાં સાક્ષાત સરસ્વતીનાં પગલાં થવાનાં હતાં.

જે શક્તિના જોરે, સીતાગાંવ જેવાં સેંકડો, હજારો ગામ નવચેતન પ્રાપ્ત કરવાની આગાહી મળતી હતી, જે શક્તિના આગમનથી સામંત માળી જેવા હજારો નહિ પણ લાખોનાં જીવનમાં આશા અને ઉત્સાહનો સંચાર થવાની સંભાવના પ્રગટતી હતી એવી, એણે પોતાના મનથી માનેલી મહાશક્તિનું આજે કાયમને માટે એના ગામમાં રહેઠાણ થવાનું હતું. જેના કાયમી સહવાસથી એ આળસુ, અસહાય, કુસંપી, બીકણ અને સ્વાર્થી ગામડિયાઓમાં ઉદ્યમ, શક્તિ, સંપ, નિર્ભયતા અને સ્વાર્પણ પેદા થવાની મહાન આશા પ્રગટી હતી.

સામંતે પોતાના નવા ઝૂંપડાના બન્ને ઓરડા વાળીઝૂડીને સાફ કર્યા હતા. પાણી ભરાવી રાખ્યું હતું. પાથરણાં પાથરી રાખ્યાં હતાં. આંગણામાં માંડવો બાંધ્યો હતો. માંડવામાં બંગલાની શેતરંજીઓ અને ગાદીતકીઆ ગોઠવ્યાં હતાં.

સાંજના પાંચ વાગ્યા. ઝૂંપડે ઝૂંપડેથી લોક એકઠાં થવાં લાગ્યાં. કેટલાંક વહેલા વહેલા કામ પતાવી આવી પહોંચ્યાં હતાં. સુંદરા છોકરાંઓને સાચવતી હતી. સામંત પોતાના પૂરા વેશમાં સજ્જ થઈને લોકોને શાંત રાખતો હતો.

થોડીવાર રાહ જોઇ ત્યાં દૂરથી બે મોટર દેખાઈ. એક ખટારો અને એક મોટર. બન્ને મોટરો સાથે જોતજોતામાં નજીક આવી પહોંચી. લોક ફરી વળ્યાં. સામંતે સૌને જરા દૂર ખસેડયાં. પોતે આગળ આવ્યો. સલામ ભરી ઊભો રહ્યો.

મોટરમાંથી ઈંદુ અને કેતકર ઊતર્યાં, સીતા અને તેનાં માત-પિતા ઊતર્યાં, યમૂ અને સુશીલા ઊતર્યાં. સૌ આવીને પાથરણાં પર બેઠાં. કેતકરે આગ્રહ કરીને જોષી વકીલને તકિયે બેસાડયા. પોતે સહેજ બાજુ પર બેઠો. જોષીએ હમેશના રિવાજ મુજબ સફેદ ધોતિયું, પહેરણ, ખેસ અને ટોપી પહેર્યાં હતાં. કેતકરે પણ આજ ઘણા લાંબા વખતે ધોતિયું, ખમીસ, કોટ અને લાંબો કાળી ટોપીનો દેશી પોશાક પહેર્યો હતો. ઈંદુ, સુશીલા, સીતા અને તેની બા બીજી બાજુ બેઠાં. યમીને સીતાએ પોતાની પાસે બેસાડી.

સામે એક બાજુ સામંત અને તેના સાથીદારો તથા ગામ લોક બેઠાં. સામંતની મા તથા સ્ત્રીઓ બીજી બાજુ બેઠી. છોકરાં આગળ બેઠાં.

સૌ બેસી ગયાં. ઘડીભર શાંતિ છવાઈ ગઈ.

સીતાએ ધીમે સાદે કહ્યું: ‘ઈંદુબેન, એક ભજન ગાઓ.’

ઈંદુએ નીચું જોયું. ખોંખારો ખાધો. હૃદયના ઊંડા ભાવથી શરૂ કર્યું:

‘તું ઘટકા પટ ખોલરે . . .’

સૌએ ભજન એકકાને સાંભળ્યું. ભજન પૂરું થતાં સીતાએ કેતકર તરફ જોઇ કહ્યું: ‘તમે બે શબ્દો કહો.’

'ના, પિતાજી કહેશે.'

'આજે હું નહિ બોલું. તમે જ કહો.'

કેતકર સીતાની આજ્ઞા માથે ચડાવી ચાર શબ્દ બોલ્યો. સીતાના પિતાની ઓળખાણ કરાવી, આ ઉંમરે એઓ શા માટે ગામડામાં રહેવા આવ્યા તે સમજાવ્યું, સૌને એમની સારી સારી વાતો હૈયે ધરવા ભલામણ કરી.

સીતાએ હાથ ઊંચો કર્યો. સૌ શાંત થયાં. ગળું સાફ કરી બોલીઃ

'આજ ઘણે લાંબે વખતે હું ફરી પાછી મારે પોતાને ઘેર આવી હોઉં એવું મને લાગે છે. ઘણા વખતની મારી ઇચ્છા પ્રભુએ આજ પાર પાડી. હવે પહેલાંની માફક આ નાનાં છોકરાંઓને અહીં માંડવામાં મોકલજો. હું તો મુંબઇ કામે જવાની છું પણ મારા પિતાજી એમને નવરાવશે, ધોવરાવશે, રમાડશે, ભણાવશે. મારી બા અહીં બપોરે રેંટિયો કાંતે ત્યારે તમે ય નવરાં હો તો શીખવા આવજો. આપણે એવું કરવું છે કે આ ગામમાં કોઇ ભૂખ્યું ન રહે, અભણ ન રહે, મેલું ઘેલું કે માંદું ન રહે, કજિયો કંકાસ ન કરે ને સંપીને શાંતિથી રહે. રાતે સૌ અહીં એકઠાં થઇને પ્રભુનું નામ લેશું ને સુખદુઃખની વાતો કરીશું.'

સીતાનું કથન પૂરું થયું. સામંતે ઊઠીને સૌને કોપરું સાકર વહેંચ્યાં. મેળાવડો વિખરાયો.

ઈંદુ, કેતકર, સુશીલા જવા માટે તૈયાર થયાં. કેતકર–ઈંદુ જોષી દંપતીને પગે પડ્યાં. માથે હાથ મૂકીને બન્નેએ આશીષ આપી. ત્રણેને વળાવવા સીતા મોટર પાસે આવી. સૌનાં હૈયાં ભારે થયાં. સીતાએ હાથ જોડ્યા. એના કંઠમાંથી શબ્દો ન નીકળ્યા.

'અમે રોજ સવારસાંજ આવીશું' કેતકરે કહ્યું.

ત્રણે મોટરમાં બેઠાં. સુશીલા ને ઈંદુ સીતા સામે જોઈ રહ્યાં. ખોબીને એક બચી ભરીને સીતાએ ઈંદુને આપી. ઈંદુનું હૃદય સૌથી વધારે ભરાઈ આવ્યું. વિદાય લેતાં એ બોલી: ‘ સીતાબેન, તમે હમેશ, મુંબઈ જતાં આવતાં એક આંટો બંગલે આવજો. ’

‘ આવીશ. ’

મોટર ફરી. સામસામા નમસ્કાર કરી રજા લીધી. મોટર ચાલી નીકળી. ઈંદુના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યા:

‘ આપણે હાર્યાં: સીતા જીતી ! ’



